વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ ઈનામ લાઈબ્રેરી માટે મંજુર કરેલી

# વીરની વાતો

## ( સચિત્ર ઐતિહાસિક વાર્તાસંગ્રહ )

## પુસ્તક ૧ લું.


લેખક અને પ્રકાશક:

**તારાચંદ્ર પોપટલાલ અડાલજા.**

એલ. ટી. એમ.

'પ્રેમ પ્રભાવ', 'અનમિલ' કિંવા 'ગરીબનું નસીબ ગરીબ', 'હાથવણાટ' વિ. ના લેખક.




'નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત,
કીર્તિ કેરા કોટડા, પાડયા નહિ પડંત.'




આવૃત્તિ ત્રીજી

વિ. સં. ૧૯૮૪ ] પ્રત ૧૦૦૦. [ ઈ. સ. ૧૯૨૮

મૂલ્ય રૂ. ૨-૮-૦

ગિરિગવ્હરમાં ભરી છલાળા કેસરિયાશું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !

—ખબરદાર.

કેસરી બાળ ભરી ફાળ શિયાળ
   ટોળામહીં ઝાળ થઈ ઝળઝળાટે,
આખડે ખાંધથી ખાંધ ભીડી લડે
   શીર પડે તો લડે ધડ હુંકાટે;
ડગમગે પહાડ પણ એક ડગ ના ડગે
   પગ ભર્યો જેમ જગથંભ ડાટે,
ખેલ ખાંડાંતણા ખેલવા દોહેલા
   અમર જીવા ખરા ખેલ ખાટે.

—દિવાનો.

અમદાવાદ—થી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
રા. રા. ટી. પી. અડાલજા માટે છાપ્યું. તા. ૧-૮-૨૮

# नूतनवर्षाभिनंदनम्

ॐ



ઉપહાર

..............................

..............................ને

..............................

.............................તરફથી

તિથિ.........

# નિવેદન.

પ્રભુકૃપાથી આજે વીરની વાતો—પુસ્તક પહેલાની ત્રીજી આવૃત્તિ બહાર પાડવાનો શુભ પ્રસંગ અમને પ્રાપ્ત થાય છે. 'વીરની વાતો' પ્રથમ પ્રગટ કરી ત્યારે ભાગ્યેજ અમને એવો ખ્યાલ આવ્યો હોય કે વાંચકવર્ગ તરફથી તેનો આવો સુંદર સત્કાર થશે અને આટલા ટુંક સમયમાં એની બે આવૃત્તિ ખલાસ થઇ જઇ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવી પડશે. સાહિત્યસેવાના અભિલાષોને પોષવા માટે અમે એ અલ્પ પ્રયાસ આદર્યો, [illegible] એ પ્રયાસને કદરદાન વાંચકોએ વધાવી લીધો—એ પુંસ્તકમાંની વીરરસ ભરી વાતો જેવી વધુ વાતો બહાર પાડવાની માગણી કરી, અને વાંચકોની ઇચ્છાને માન આપીને અમે વીરની વાતોનું પુસ્તક બીજું બહાર પાડયું. આ પુસ્તક બીજાની બીજી આવૃત્તિ બહાર પડી ચૂકી છે, અને 'વીરની વાતો—પુસ્તક ત્રીજું" પણ આ પુસ્તકની સાથે સાથે બહાર પડે છે એ પરમકૃપાળુ પરમાત્માની કૃપા અને અમારા કદરદાન વાંચકોની અમારા પ્રત્યેની મમતા દર્શાવે છે.

લગભગ ૬ માસ થયા 'વિરની વાતો—પુસ્તક પહેલા'ની એકે નકલ મળી શકતી નહોતી, અને વાંચકો તેમજ પુસ્તક વેચનારાઓ તેને માટે ખૂબ ઉતાવળ કરતા હતા, પરંતુ પહેલી બે આવૃત્તિ કરતાં વધુ આકર્ષક સ્વરૂપમાં આ નવી આવૃત્તિ બહાર પાડવાની અમારી ઇચ્છા હોવાથી તેને માટે પૂરતી તૈયારી કર્યા પછીજ આ પુસ્તક છપાવવાની શરૂઆત કરી તેથી તે પ્રગટ થતાં વિલંબ થયો છે. વાંચકો અને પુસ્તક વેચનારાઓ આટલા વિલંબ પછી પણ વધુ આકર્ષક સ્વરૂપમાં આ નવી આવૃત્તિ પ્રગટ થયેલી જોઇને સંતોષ પામશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

આ નવી આવૃત્તિમાં કેટલોક જાણવા જોગ ફેરફાર કર્યો છે. પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં અમે જણાવ્યું હતું તેમ 'સૌંદર્યસમાધિ' અને 'વીરાંગના' નામની છેલ્લી બે વાર્તાઓ વાંચકોની ઇચ્છાને માન આપીને મુકી હતી. વાસ્તવિક રીતે કાઠિયાવાડના પ્રાચીન ઇતિહાસની

વાર્તાઓ સાથે આ વાર્તાઓ ન આવે એ વધારે ઠીક એમ અમને લાગતું હતું અને અમારા કેટલાક મુરબ્બીઓનો અભિપ્રાય પણ એવોજ થયો તે ઉપરથી આ આવૃત્તિમાં એ વાર્તાઓ રાખવામાં આવી નથી. એ વાર્તાના ચાહકો માટે એ બંને વાર્તાઓ અને એના જેવીજ આકર્ષક બીજી ત્રણ વાર્તાઓ મળી પાંચ વાર્તાઓનો સંગ્રહ 'પંચામૃત' એ નામથી સુંદર ચિત્રો સાથે બહાર પાડવાનો અમારો ઇરાદો છે.

આ આવૃત્તિમાં પાંચ નવી વાર્તાઓ ઉમેરવામાં આવી છે. પુસ્તકમાંની તમામ વાર્તાઓ કાઠિયાવાડના ઐતિહાસિક પ્રસંગોની છે. કુલ ૧૩ વાર્તાઓમાં પહેલી ૧૦ ઝાલાવંશને લગતીજ છે એટલે આ પુસ્તકને 'ઝાલાકુળ કિર્તિ કથા'નું ઉપનામ આપી શકાય. બાકીની ત્રણ વાર્તાઓમાં બે ગોહિલવંશની અને એક વાળાકુળની છે.

વાર્તાઓની માફક આ આવૃત્તિમાં ચિત્રોનો પણ સારો ઉમેરો કરવામાં આવ્યો છે અને એ ચિત્રો તૈયાર કરાવવા અને છપાવવા પાછળ પુરતી કાળજી રાખવામાં આવી છે. કળામય છાપકામ માટે પ્રસિદ્ધ થયેલા 'ધી લક્ષ્મી આર્ટ પ્રીંટીંગ વર્કસ'માં ચિત્રોનું છાપકામ પણ આકર્ષક બનવા પામ્યું છે.

'જશા લીંબડ'ની હકીકત પુરી પાડવા માટે અમે વળાના કવિરાજ રા. ચારણ મધુભાઈના આભારી છીએ. રા. ચારણભાઇનો અમારા ઉપર સાચો સ્નેહભાવ છે, અમારી લેખનશૈલી એમને ગમી ગઇ છે, ગમે ત્યારે અમને જોઇતી માહિતિ તેઓ સહર્ષ પૂરી પાડે છે અને ઐતિહાસિક સાહિત્યના ઉદ્ધાર માટે બની શકતી સહાય કરવા સદાય ઉત્સુક રહે છે.

આ પુસ્તકમાં 'રાજ રાયસિંહજી'ની વાર્તાને છેડે આપેલા દુહા—

કટારી અમરેશરી, તોગારી તરવાર
હથલ રાયા સંગરી, દિલ્લી રે દરબાર.

માં જણાવેલા 'કટારી અમરેશરી' અને 'તોગારી તરવાર'ના પ્રસંગોની હકીકત મેળવવા અમે લાંબા સમય થયા પ્રયાસ કરતા હતા. અમર-

સિંહજીની કટારી વિષે કેટલીક માહિતિ અમારી પાસે હતી, પરંતુ તેગાજીની તરવારનો પ્રસંગ મળી શકતો નહોતો. સદ્‌ભાગ્યે એ પ્રસંગ કવિરાજ શ્રી. કારણુભાઇ પાસેથી અમને પ્રાપ્ત થયો છે અને અમર કટારી વિષે અમારા પાસે હતી તે માહિતી ઉપરાંત કવિરાજ શ્રી. કારણુભાઇ પાસેથી તેમજ ભાવનગરના રાજકવિ શ્રી. હરદાનજીભાઈ પીંગળશીભાઇ પાસેથી, અને શ્રી. ધીરસિંહ વહેરાભાઇ ગોહિલ પાસેથી વિશેષ હકીકત મળી આવી છે એટલે એ બન્ને પ્રસંગોને આકર્ષક વાર્તાના સ્વરૂપે 'અમરકટારી' અને 'તોગારી તરવાર' એ નામથી 'વીરની વાતો–ભાગ ચોથા'માં અમે પ્રગટ કરીશું.

.. અમારા ચિત્રકાર બંધુઓનો પણ અમારે ખાસ ઉપકાર માનવો ઘટે છે. અમારા પરમસ્નેહી ચિત્રકાર રા. રવિશંકર પંડિત અડધે વચને અમારૂં કામ કરી આપવા સદા તત્પરજ હોય છે. 'વીરની વાતો'ના ચિત્રો તૈયાર કરવા એ એમને મન મીઠી મોજ છે. આ આવૃત્તિમાં ઉમેરેલા લગભગ તમામ રેખાંકનો એ ભાઇની લોકપ્રિય નીવડેલી પીંછીથી આલેખાયા છે.

આ આવૃત્તિમાં ગુજરાતના લગભગ તમામ જાણીતા ચિત્રકારોની પ્રસાદી આપવા અમે ભાગ્યશાળી થયા છીએ. શ્રીમાન પુરૂષોત્તમ, રવિશંકર રાવળ, રવિશંકર પંડિત, ગોરક્ષકર, સ્વ. ચિમનલાલ ગઢાણી જગમોહન મિસ્ત્રી ઉપરાંત આ આવૃત્તિમાં ઉમેરેલી નવી વાર્તાઓમાં રા. હરિલાલ ત્રિવેદી, છોટાલાલ જોશી અને રા. સોમાલાલ શાહના ચિત્રો આપેલા છે. આ ત્રણે ચિત્રકારોએ ખાસ મમતાપૂર્વક ચિત્રો દોરીને પોતાની કળાનો પરિચય કરાવ્યો છે.

વાર્તાને છેડે મુકવામાં આવેલા 'ટેલપીસીસ' ચિત્રકાર રા. છોટાલાલ જોશીએ દોરેલાં છે. દરેક વાર્તાને છેડે એ વાર્તાના પ્રસંગનું ભાવસૂચક ચિત્ર મુકવાની અમારી ઇચ્છા હતી, અને તે પ્રમાણે પહેલી પાંચ છ વાર્તાઓ માટે ચિત્રો તૈયાર થયા, પરંતુ ઉતાવળને લીધે દરેક વાર્તા માટે ખાસ ભાવસૂચક ચિત્ર તૈયાર કરાવવા જેટલો સમય ન રહેવાથી પાછ-

ળની વાર્તાઓને છેડે ગમે તેમ ચિત્રોનો ઉપયોગ કરવો પડયો છે, જો કે એ દરેક ચિત્રમાં વીરતા કે ઐતિહાસિક જીવન પ્રસંગોનો ભાવ તો નજરે પડેજ છે.

આમ નવી વાર્તાઓ, નવા ચિત્રો, નવા આકર્ષણો વિગેરેથી આ પુસ્તકને અગાઉની આવૃત્તિ કરતાં વિશેષ ઉપયોગી બનાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. એટલે પ્રથમની બે આવૃત્તિઓ કરતાં પણ આ આવૃત્તિ વિશેષ લોકપ્રિય થઇ પડશે, અને વાંચકોનો સારો સત્કાર પામશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

આજ સુધીમાં અમારા કદરદાન વાંચકબંધુઓએ ઉત્તેજન આપીને અમારા નમ્ર પ્રયાસની કરેલી કદર માટે અમે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સાહિત્ય સેવાના વધુ ને વધુ શુભ અવસરો અમને સાંપડે અને વાંચકોના કરકમલમાં વધુ ને વધુ આકર્ષક અને ઉપયોગી રસસામગ્રી મુકવાને અમે ભાગ્યશાળી થઇએ એવી કૃપા કરવા જગન્નિયંતા શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

દેવશયની એકાદશી.
વડોદરા. વિ. સં. ૧૯૮૪

લેખક.

---

" આ પુસ્તક અનેક રસથી ભરપૂર હોવા છતાં તદ્દન નિર્દોષ હોવાથી સ્ત્રીઓ તેમજ બાળકોના હાથમાં વિના સંકોચે મૂકી શકાય તેવું છે. વખાણને પાત્ર આ પુસ્તક દરેક લાઇબ્રેરી કે ઘરની શોભા સમાન થઈ પડશે એમ અમે ખરેખર માનીયે છીયે."

—સાહિત્ય.

" આ સંગ્રહ ગુજરાત જરૂર વધાવી લેશે. રા. તારાચંદ્ર આકર્ષક લેખક છે; ભાષા કુદતી, ખેલતી, કંપતી, કંપાવતી રીતે લખી શકે છે; દેશાભિમાની છે, ઇતિહાસ રસજ્ઞ છે. તેમની ટુંકી વાર્તાઓ કેમ લોકપ્રિય ન થાય ?

—પ્રજામિત્ર.

# નિવેદન ( બીજી આવૃત્તિનું )

'વીરની વાતો' ને વાંચકો અને વર્તમાનપત્રો સૌં કોઈએ વધાવી લીધી છે. કોઇને એ વાતોની વસ્તુ સંકલના, કોઇને લખાણુની ઝમકદાર શૈલી, કોઈને એની ટુંકી છતાં સચોટ અસરકારક વાકયરચના, કોઈને એની સરળ સીધી છતાં જોસદાર ભાષા તો કોઈને એમાં ઉછળતા વીરરસની સાથે શૃંગાર, કરૂણા, હાસ્ય વિગેરેની રસમય જમાવટ ગમી ગઇ છે. ચિત્રકળાના શોખીન સજ્જનો એમાં આપેલાં અર્થસૂચક અને ભાવવાહી આકર્ષક ચિત્રો ઉપર મુગ્ધ બન્યા છે. આમ 'વિરની વાતો'ના રસથાળમાંથી સૌં કોઈને પોતપોતાની રૂચી અનુસાર કંઇને કંઇ રસસામગ્રી ગમી ગઈ છે અને એ પુસ્તકને અંતરના ઉમળકાથી સત્કારી લીધું છે.

આમ હોવાથીજ 'વીરની વાતો'ની પહેલી આવૃત્તિ બહાર પડયા પછી ત્રણ ચાર મહિનામાંજ આ બીજી આવૃત્તિ પ્રગટ કરવાની જરૂર પડી છે.

બીજી આવૃત્તિ માટે કેટલીક વિશેષ તૈયારી કરવાની હોવાથી તે પ્રગટ થવામાં વિલંબ થયો છે એ માટે અમે અમારા કદરદાન ગ્રાહકોની ક્ષમા યાચીએ છીએ. અને આ બીજી આવૃત્તિમાં આપેલી વિશેષ સામગ્રીથી તેઓએ ધરેલી ધીરજનો બદલો મળી રહેશે એવી આશા રાખીએ છીએ.

આ બીજી આવૃત્તિ માટે ખાસ તૈયાર કરાવેલાં જુદી જુદી વાર્તાઓના આકર્ષક પ્રસંગોના પાંચ ચિત્રો, અર્થસૂચક 'કવર ડીઝાઇન', સ્વચ્છ છાપકામ અને સુંદર 'બાઈન્ડીંગ' એ આ આવૃત્તિના વિશેષ આકર્ષણો છે.

પ્રથમ આવૃત્તિમાં આપેલા શ્રીમાન પુરૂષોત્તમના ત્રિરંગી ચિત્રોએ વાંચકોનું ખાસ લક્ષ ખેંચ્યું છે, અને 'વીરની વાતો'ના દરેક પુસ્તકમાં આવા ત્રિરંગી ચિત્રો આવે એવી ઇચ્છા અનેક વાંચક બંધુઓએ પ્રદર્શિત કરી છે. તેમની એ ઇચ્છાને માન આપીને 'વીરની વાતો–પુસ્તક બીજા' માટે પણ અમે ત્રિરંગી ચિત્રો ખાસ તૈયાર કરાવ્યા છે એમ જણાવતાં હર્ષ થાય છે. રા. રાવળ, રા પંડિત અને રા. ગોરક્ષકરના ચિત્રો પણ એટલાંજ લોકપ્રિય નીવડયાં છે, અને ચિત્રકળાના શોખીનોએ એ ઉત્તમ પ્રકારના ચિત્રોની યોગ્ય કદર કરી છે.

આ આવૃત્તિ માટે રા. રવિશંકર પંડિત પાસે ખાસ દોરાવેલાં ત્રણ ચિત્રો ઉપરાંત રા. જગમોહન મિસ્ત્રીના બે ચિત્રો આપેલાં છે. 'કવર ડીઝાઈન' પણ રા. મિસ્ત્રીએજ તૈયાર કર્યું છે. વિજયશ્રીના વિકટ પંથે વિચરતા વીરનરની ભાવના એ રેખાચિત્રમાં બતાવવામાં આવી છે. એમના ચિત્રો ઉપરથી જોઈ શકાશે કે રા. જગમોહન મિસ્ત્રીએ અલ્પ સમયમાં ચિત્રકળામાં સુંદર પ્રગતિ કરી છે. વાર્તાવિભાગને મથાળે આપેલું વિજયધ્વજ ફરકાવતા વીરનર સાથે વેગથી ધસતા અશ્વનું ચિત્ર દોરનાર રા. ચીમનલાલ ગદાણી પણ ચિત્રકળામાં સુંદર ફાળો આપી રહ્યા છે. આ તમામ ચિત્રકારો માત્ર ધંધાર્થી તરીકે નહિ, પરંતુ અમારા તરફ ખાસ સ્નેહ ભાવ રાખીને ભાવપૂર્વક ચિત્રો દોરી આપે છે તે માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

'વીરની વાતો' આટલી લોકપ્રિય નીવડી એજ બતાવી આપે છે કે વાંચકો સારા કામની કદર કરી શકે છે. જનસમાજને સાદું સરળ છતાં સંસ્કારી અને રસમય વાંચન મળે તો જરૂર તેનો સારો સત્કાર થાય એ બાબતની અમારી ખાત્રી થઈ ચુકી છે. છતાં પણ 'વીરની વાતો' પ્રગટ કરવાના અમારા સાહસને યશ મળ્યો તેને અમે તો પરમકૃપાળુ પરમાત્માની કૃપા અને વાંચક બંધુઓના સદ્‌ભાવનુંજ પરિણામ માનીએ છીએ, અને અમારી સાહિત્ય સેવા ઉપર એ સર્વશક્તિમાન કરૂણાસિંધુની અમિદૃષ્ટિ સદાય ઉતરે એવી નમ્ર પ્રાર્થના સાથે અમારા કદરદાન વાંચકબંધુઓનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

'વીરની વાતો'ના પુસ્તક બીજા અને ત્રીજા માટે જે સંખ્યાબંધ ગ્રાહકોએ અગાઉથી પોતાના શુભ નામો નોંધાવવાની કૃપા કરી છે તેમનો આ પ્રસંગે અમે આભાર માનીએ છીએ, અને અમારા પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ ચાલુ રાખવા વિનવીએ છીએ.

ભાગ બીજો તૈયાર થવા આવ્યો છે, પરંતુ ભાગ ત્રીજો પ્રગટ થતાં થોડો વિલંબ થશે. પ્રભુ કૃપા તો એ ભાગમાં અનેક અવનવા આકર્ષણો ઉમેરવાની અમારી ઈચ્છા છે. પ્રભુ અમારી એ ઈચ્છાને ફળીભૂત કરો !

રાજ્યારોહણ સુવર્ણ મહોત્સવ<br>
શુભદીન તા. ૧૧-૧-૨૬.<br>
વડોદરા.

લેખક

# નિવેદન (પ્રથમ આવૃત્તિનું)

'રાજા રાયસિંહજી' ની ઐતિહાસિક વાર્તા 'ગુજરાતી'ના ઈ. સ. ૧૯૧૩ ના દિવાળી અંકમાં પ્રગટ થઈ ત્યારે એ દિશામાં સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રાખવા અનેક શુભેચ્છકો તરફથી આગ્રહભરી સુચના થઈ હતી. આજ સુધીમાં પ્રગટ થયેલી મારી ઐતિહાસિક વાર્તાઓ એ પ્રેરણાનું પરિણામ.

એ માટે મારે બે ત્રણ વ્યકિતનો ઉપકાર માનવો રહ્યો—એક તો 'ગુજરાતી' ના તંત્રીશ્રી જેઓ અદ્યાપી મારા તરફ સદ્ભાવભરી નજર રાખી રહ્યા છે તેમનો, અને બીજો 'વીસમી સદી' ના તંત્ર -ગુર્જર સાહિત્યના શહીદ સદ્ગત શ્રી હાજી મહમ્મદનો. 'વીસમી સદી 'ના એપ્રીલ ૧૯૨૦ ના અંકમાં પ્રગટ થયેલી 'મદમર્દન' નામની મારી વાર્તા સાથે હું તેમને મળવા ગયો ત્યારે જરા પણ પરિચય ન હોવા છતાં તેમણે કરેલો મારો સત્કાર આજે પણ મને યાદ આવે છે, અને એ સદ્ગતના લેખકો પ્રત્યેના સદ્ભાવ અને સાહિત્ય સેવાની ધગશ માટે અતિશય માનની લાગણી ઉત્પન્ન થાય છે. ઐતિહાસિક સાહિત્યને સર્વાંગસુંદર સચિત્ર સ્વરૂપમાં વાર્તારૂપે રજુ કરવાથી જનતા ઉપર ભારે અસર ઉપજાવી શકાય છે એ મારા કથનને તેઓ સંપૂર્ણ રીતે સંમત થયા હતા, અને 'મદમર્દન '* ના ચિત્રો માટે જે પ્રસંગો મેં કલ્પ્યા હતા તેજ પ્રસંગો તેમની કલ્પનામાંથી પણ નીકળ્યા એ જોઇ તે વખતે તેમની રસવૃત્તિ અને વિચારશકિત માટે મને કુતુહલ થયું હતું. ત્યાર પછી તો હું બે ત્રણ વખત તેમને મળ્યો હતો, અને દરેક વખતે 'વીસમી સદી'માં આવતા લેખો વિષે લબાણ ચર્ચામાં અમે ઉતરેલા. હું તો એકજ વાતથી મુગ્ધ થતો—'વીસમી સદી' માટે—તેમાં આવતા દરેકે દરેક લેખ માટે જનસમાજનો અભિપ્રાય જાણી લેવાની તેમની ઉત્સુકતા: તેઓ આજે હયાત હોત તો સચિત્ર સાહિત્ય કંઈ અનેરા રૂપરંગમાં ઝળકતું હોત.

'વીસમી સદી' બંધ પડયું અને તેને માટે લખાયલી 'જેતોજી મકવાણા' નામની મારી વાર્તા 'ગરવી ગુજરાત' માં સચિત્ર પ્રગટ થઇ.

* આ વાર્તા 'વીરની વાતો 'ના ત્રીજા પુસ્તકમાં પ્રગટ થઇ છે.

એવામાં 'નવચેતન' પ્રકટ્યું, 'વીસમી સદી'ની ભાવના ઝીલી લેનાર—તેને જ્વલંત રાખવાના ભવ્ય મનોરથ ધરાવનાર રા. ચાંપશીભાઇએ સ્વ. હાજી મહમ્મદની સચિત્ર સાહિત્ય પ્રણાલિકા ચાલુ રાખી, અને મારી ઐતિહાસિક વાર્તાઓને સુંદર ચિત્રોથી અલંકૃત કરાવીને તે વાંચકવર્ગ સમક્ષ મુકી. 'નવચેતન' ના અંકોમાં પ્રગટ થયેલી મારી વાર્તાઓને વાંચકોએ હર્ષપૂર્વક સત્કારી છે એ મારા માટે તેમજ 'નવચેતન' માટે સંતોષની વાત છે. મારે તો એ માટે 'નવચેતન' ના તંત્રીશ્રીનો ઉપકાર માનવો રહ્યો.

આ ત્રીજી વ્યક્તિ. રા. ચાંપશીભાઇની હું પ્રશંસા કરૂં એ કદાચ કેટલાકને અંગત સ્તુતિ જેવું લાગશે, પરંતુ મારે તો નિખાલસ ભાવે જણાવી દેવું જોઇએ કે મારી વાર્તાઓને યોગ્ય ન્યાય આપવામાં તેમણે જરા પણ કચાશ રાખી નથી. મારી વાર્તાઓને અંગે કરેલી તમામ સુચનાઓનો દરેક પ્રસંગે તેમણે ઉદાર દિલથી અમલ કર્યો છે તે માટે હું તેમનો ઓશિંગણ છું.

આ તો મારી ઐતિહાસિક વાર્તાઓનો ઇતિહાસ. સાહિત્ય સેવાનો નાદ તો વિદ્યાર્થી અવસ્થામાંજ લાગ્યો હતો. મારા લેખો પ્રથમ ઈ. સ. ૧૯૦૮ માં 'સાંજ વર્તમાન'ના દિવાળી નિમિત્તે નીકળેલા અંકમાં પ્રગટ થવા પામ્યા હતા. ત્યાર પછી ઇ. સ. ૧૯૧૦ થી "મુંબઈ સમાચાર' ના નુતન વર્ષના અંકોમાં, અને ઇ. સ. ૧૯૧૩ થી 'ગુજરાતી,' 'ગુજરાતી પંચ,' 'હિંદુસ્તાન,' વિ૦ ના ખાસ દીપોત્સવી અંકોમાં તેમજ 'વીસમી સદી,' 'અરવી ગુજરાત,' 'નવચેતન,' 'સુંદરી સુબોધ' 'ભારતજીવન' 'વિશ્વમિત્ર,' અને બીજા અનેક ભિન્ન ભિન્ન માસિકોમાં પ્રગટ થતા રહ્યા છે અને વાંચકોની પસંદગી પામવા ભાગ્યશાળી નીવડયા છે.

આમ પૃથક પૃથક પ્રગટ થયેલા લેખોનો એકત્ર સંગ્રહ બહાર પાડવા માટે અનેક સ્નેહીજનો તરફથી આગ્રહભરી સૂચના થતી. પરંતુ સમય અને સંજોગો સાનુકૂળ નહોતા અને વાંચકોની જીજ્ઞાસા પારખ્યા પહેલાં એવું સાહસ ખેડવાની વૃત્તિ નહોતી. 'નવચેતન' માં રા' નવઘણને લગતી 'અડગ આહિર,' 'રઝળતો રાજહંસ,' અને 'જાસલ'ની વાર્તાઓ પ્રગટ થઇ એટલામાં તો એ વાર્તાઓ પુસ્તકરૂપે પ્રગટ કરવા માટે અનેક સુચનાઓ થઈ, પરંતુ એ વખતે 'હાથવણાટ' નું પુસ્તક પ્રગટ કરવાની પ્રવૃત્તિમાં હોવાથી એ કાર્ય તરફ લક્ષ આપી શકાય તેમ નહોતું અને જુનાગઢના રા'ને લગતી બીજી કેટલીક વાતો 'નવચેતન' માં પ્રગટ કરવાની

હોવાથી એ બધી એક સાથેજ પુસ્તકાકારે પ્રગટ થાય એવી ઇચ્છા હતી એટલે એ વાત અટકી પડી. હવે એ બધી સચિત્ર વાર્તાઓનું એક નવું જ પુસ્તક 'વીરની વાતોના બીજા પુસ્તક' તરીકે સત્વર બહાર પડશે.

દરમ્યાન 'વીરની વાતો' ને સચિત્ર બનાવવાની તૈયારી ચાલતીજ હતી. ગુજરાતના લોકપ્રિય ચિત્રકાર રા. રવિશંકર રાવળ અને રા. રવિશંકર પંડિત. બી. એ. ને મારી ઐતિહાસિક વાર્તાઓને સચિત્ર બનાવવાનું કામ સોંપ્યું, અને તેમણે પુરતી કાળજીથી એ કામ કર્યું છે એ આ પુસ્તકમાં પ્રગટ થયેલાં તેમણે દોરેલાં ચિત્રો ઉપરથી સિદ્ધ થશે.

દૈવયોગે લલિતકળાના પરમ ઉપાસક ગર્ભશ્રીમંત ધનાઢ્ય શ્રીમાન પુરૂષોત્તમના પરિચયનો સુયોગ પ્રાપ્ત થયો, તેમને મારી કેટલીક વાર્તાઓ બતાવી. તેમને તે ગમી ગઈ અને તેના ચિત્રો દોરી આપવા તેમણે સહર્ષ સ્વીકાર્યું. વ્યાપાર ધંધાને અંગે અતિ વ્યવસાય હોવા છતાં પણ સુંદર હૃદયંગમ ચિત્રો—તેમાં પણ બે તો ત્રિરંગી ચિત્રો તેમણે આલેખી આપ્યાં એ મારા તરફની તેમની મમતાનો હું કયા શબ્દોમાં આભાર માનું! એમના ભાવભરી કુમાશવાળા ચિત્રો સૌ કોઇને મુગ્ધ કરે એવાં છે અને ચિત્રકળામાં તેમની તન્મયતાની પ્રતીતિ કરાવે છે.

અને કેટલાક ચિત્રો તૈયાર કરાવવામાં મારા મિત્ર રા. જયકૃષ્ણ વર્મા 'ગુણસુંદરી' ના તંત્રીશ્રીએ મિત્રભાવે પોતાના અમૂલ્ય સમયનો ફાળો આપ્યો છે એ તેમનો મારા પ્રત્યેનો પક્ષપાત.

આમ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી 'વીરની વાતો' અંતે પ્રગટ થવા પામે છે. વાંચકોની સહૃદયતામાં અમને વિશ્વાસ છે, અને આ સચિત્ર વાર્તાસંગ્રહ તેમના સત્કારને પાત્ર નીવડશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

આને કૃપા કરી કોઈ આત્મપ્રશંસા ન માની બેસે. વાંચકો સમક્ષ આટલી હકિકત રજુ કરવાની આવશ્યકતા જણાવાથી જ આટલો પ્રસ્તાવ કર્યો છે, અને તે પણ સત્યતાને વળગી રહીને.

આ પુસ્તક વિષે કેટલુંક કહેવાનું રહી જાય છે. આજ સુધીમાં પ્રગટ થયેલી બધીએ વાર્તાઓ આમાં નથી આવી—નજ આવી શકે. એ બધી વાર્તાઓનાં તો આના જેવા ત્રણ ચાર પુસ્તકો થાય.

આ પુસ્તકમાં આપેલી છેલ્લી બે વાર્તાઓ સિવાય બાકીની બધી મારી સ્વતંત્ર વાર્તાઓ છે. એ વાર્તાઓમાં કાઠિયાવાડના પ્રાચીન વીર નર-

નારીઓનાં શૌર્યપ્રદર્શન છે, એમાં ઝાલા કુળના વીર પૂર્વજોનાં યશોગાન છે, એમાં કર્તવ્યપાલન માટે પ્રાણની પણ પરવા ન કરનાર પ્રતાપી પુરૂષોના કીર્તિકળશ ઝળકે છે, એમાં ધર્મ માટે શીષ સમર્પણ કરનાર શૂરા ક્ષત્રિયોનાં કીર્તિધ્વજ ફરકે છે, કાઠિયાવાડની પ્રાચીન કીર્તિ એમાં મૂર્તિમંત પ્રત્યક્ષ થાય છે. પરદુઃખભંજન પ્રતાપી હરપાળ, ગૌબ્રાહ્મણપ્રતિપાળ વીર વાઘોજી, શિયળના સંરક્ષણ માટે કુવામાં પડી જળસમાધી લેનાર કંકાવટીની વીર રજપુત રમણીઓ, 'હથલ રાયા સંગરી' ની અમર કહેણી મુકી જનાર–મહાન મુગલ સમ્રાટ અકબરના દરબારમાં પણ પોતાનો હાથ બતાવનાર રાજ રાયસિંહજી, આશ્રયે આવી પડેલા બહાજીનું રક્ષણ કરવા માટે પોતાના પાટવી કુંવર પૃથ્વીરાજનો પણ પ્રતિકાર કરનાર ધર્મપરાયણ રાજ ચંદ્રસિંહજી, પતિના મસ્તકને મેળવવા ખાતર દુશ્મનનાં ઊંચાં ઝાડ ઉપર ચડનારી સતી સાધ્વી રાજબા, ઝાલાનું મૂલ્ય આંકી બતાવનાર પ્રજાવત્સલ રાજવી ચંદ્રસિંહજી, મસ્તક ધડથી જૂદું થઇ જવા છતાં માત્ર ધડથી લડનાર શૂરવીર ખેતોજી મકવાણા, અને મૃત્યુના મુખમાં આવી પડેલા એભલને આપદ્ધર્મ સ્વીકારીને આલિંગન આપી બચાવનાર–પોતાનું સતીત્વ સિદ્ધ કરી બતાવનાર–પતિનો કોઢ ટાળવા માટે રાજપુત્રના મસ્તકની આગણી કરતાં આંચકો ન ખાનાર સતી સાઈ, પીતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે પોતાના પ્રાણ અર્પણ કરવા તત્પર થનાર રાજકુંવર આણો અને પ્રતિજ્ઞા પાલન માટે સ્વહસ્તે પુત્રનું મસ્તક છેદનાર–ભયંકર દુષ્કાળના સમયમાં પોતાની પ્રજા માટે પોતાના અન્ન અને ધનના ભંડારો ખુલ્લા મુકી દેનાર ઉદાર એભલવાળોઃ આ સર્વ વ્યક્તિઓ આ 'વીરની વાતો' ના કીર્તિમંદિરની પૂજ્ય અને પુનિત પ્રતિમાઓ છે ! એ પ્રતિમાઓનું દર્શન વાંચકોના હૃદયમાં ઉત્સાહ અને નવચેતન રેડે અને કર્તવ્યપરાયણતાના પાઠો શીખવે એજ શુભેચ્છા !

'સૌંદર્ય સમાધિ' અને 'વીરાંગના' મરાઠી ઉપરથી હોવાનું મેં એ વાર્તાઓને અંતે સ્વીકાર્યુંજ છે. એ વાર્તાઓમાં વીરપુરૂષો પણ મોહવશ બનીને કોઇ પ્રસંગે કેવા ધર્મવિમુખ બની જાય છે તેનું દિગ્દર્શન થાય છે. આ વાર્તાઓ 'વીરની વાતો' ના પ્રથમ પુસ્તકમાં નહિં પણ હવે પછી પ્રગટ થનાર બીજા પુસ્તકોમાં આપવાનો ઇરાદો હતો; પરંતુ મારા માટે શ્રીમાન પુરૂષોત્તમે અતી ભાવનાથી દોરેલાં એ વાર્તાઓનાં ચિત્રોની

'નવચેતન'માં પીરસાયલી વાનગી એટલી બધી લોકપ્રિય થઈ પડી કે એ વાર્તાઓ પ્રથમ પુસ્તકમાંજ પ્રગટ થાય એવી અનેક વાંચકબંધુઓની ઇચ્છા જણાતાં આ જ પુસ્તકને અંતે એ વાર્તાઓ આપવામાં આવી છે.

મારી સાહિત્યપ્રવૃત્તિને પોષનાર વડોદરાના રાજવી–ગુર્જરનરેશ શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ અને તેમના સાહિત્યરસિક સચીવ સર મનુભાઈ નંદશંકર મહેતા, સી. એસ. આઈ, નો હું સદાને માટે ઋણી રહીશ. વ્યાપાર ઉદ્યોગ અને કારિગરીને લગતી મારી લખેલી પત્રિકાઓ, તેમજ મારા તરફથી સ્વતંત્ર રીતે બહાર પડેલા 'હાથવણાટ' ના પુસ્તકો તથા આ 'વીરની વાતો' તેઓશ્રીના મારા પ્રત્યેના સદ્‌ભાવને આભારી છે.

— વળી આ પ્રવૃત્તિને અંગે સહાય પ્રોત્સાહન આપનાર મે. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ, વિદ્યાધિકારી મે. રા. રા. નંદનાથ કેદારનાથ દિક્ષીત, અને મે. રા. રા. વ્યાપાર ઉદ્યોગ ખાતાના અધિકારી સા. નો આભાર દર્શાવવાનું કેમ ભૂલી શકાય ?

'વીરની વાતો'ને અંગે તો અનેક સ્નેહીજનોએ પ્રત્યક્ષ કિંવા પરોક્ષ સહાય કરી હશે. તેઓના નામનિર્દેષ કરવા જતાં કોઇને ભુલેચુકે અન્યાય થઇ જવાનો સંભવ રહે એટલે એ સર્વનો એક સામટો ઉપકાર માની લઉં.

છેવટ છેવટ મારી સાથે સહકાર સાધવા માટે વર્તમાનપત્રો અને માસિકોના તંત્રી મહાશયો પ્રત્યે અને મારા તરફના સદ્‌ભાવ માટે વાંચક મહાશયો પ્રત્યે પણ મારી કૃતજ્ઞતા દર્શાવી દઉં.

અને વાંચક બંધુઓને એક વાત જણાવવાની રજા લઉં–મારી તમામ વાર્તાઓ સત્વર બહાર પડે એમ તેઓ ઇચ્છે છે; અમારી પણ એવી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે, પરંતુ તેની ફળપ્રાપ્તિનો આધાર વાંચકવર્ગ તરફથી મળતા ઉત્તેજન ઉપર રહ્યો છે. વાંચક બંધુઓનો સદ્‌ભાવ અને સહાનુભૂતિ હશે તો મારી વાતોના બીજા સચિત્ર પુસ્તકો સત્વર પ્રગટ કરી તેમના કરમળમાં રજુ કરવામાં આવશે. પ્રભુ એ સમય સત્વર લાવે !

શ્રી કૃષ્ણજયંતી.<br>વડોદરા. વિ. સં. ૧૯૮૧ } લેખક.

# અનુક્રમણિકા.



---

"હૃદયંગમ તેજ ભર્યો વાર્તાસંગ્રહ: ચિત્રોનું ભાવદર્શન સચોટ: છપાઇ સર્વાંગ સુંદર: બાંધણી પણ સરસ:" —કર્મભૂમિ.

"ઝાલાકુળના ઇતિહાસનો વાર્તારૂપે લોકોને રસીક લાગે તેવો સ્તુત્ય પ્રયાસ કરવામાં આવેલો છે તે બદલ તમોને ધન્યવાદ ઘટે છે."

—રાજરાણાશ્રી માનસિંહજી સુરસિંહજી ઝાલા
સી. આઇ. ઈ.
દિવાન સાહેબ, ધ્રાંગધ્રા.

"'વીરની વાતો'નું પુસ્તક દરેક કુટુંબમાં વાંચવા યોગ્ય છે. તે હાથમાં લીધા પછી પુરૂં વાંચ્યા સિવાય કંઇ પણ કામ કરવું સુઝતું નથી. આપે આ પુસ્તક બહાર પાડી જનસમાજ ઉપર ઉપકાર કર્યો છે. તેમાં વીર, શ્રૃંગાર અને કરૂણાની ઉમદા છાંટ પાને પાને ઝળકે છે. ચિત્રો તથા ગેટ અપ મનને આકર્ષક લાગે તેવાંજ છે."

—માસ્તર ભગવાનજી જાદવજી-રાજુલા.

# ચિત્રદર્શનઃ



---

*એકજ વાર્તાનાં બે ચિત્રો એક પાન ઉપર આગળ પાછળ છાપેલાં હોવાથી જે પૃષ્ઠની સામે ચિત્રવાળું પાન ન હોય તે ચિત્ર એજ વાર્તાના બીજા ચિત્રની પાછળ છાપેલું છે એમ સમજવું.

Δઆ નિશાનવાળા ચિત્રો (રેખાંકનો) વાર્તાના લખાણ સાથેજ છાપેલાં છે.

વફાદાર વીસોઃ



સ્વાર્થની બાજી !



ક્ષત્રાણીનો શોખઃ



પ્રતિજ્ઞા પાલનઃ



ઉપરાંત વાર્તાઓને છેડે મુકેલાં 'ટેલપીસ' ચિત્રો.

---

"કાઠિઆવાડના ઐતિહાસિક પ્રસંગોનો કુશળ કળાકારની માફક અભ્યાસ કરી એને ટુંકી વાર્તાના રૂપે ગુંથણી કરવામાં રા. અડાલજા સાચો વિજય પામ્યા છે. ઇતિહાસની સામગ્રી સાથે વાર્તાના રસની જમાવટ આકર્ષક છે. પુસ્તકની સફાઇબંધ છપાઈ, ચિત્રકામ વિગેરેમાં લેખકની કલાપ્રિયતા ઠેરઠેર નજરે પડે છે. ગયા વર્ષના વાર્તાસાહિત્યમાં આ વીરની વાતો પણ સારૂં સ્થાન લેય છે. અમને ઉમેદ છે કે આ પુસ્તકની એક નહિ પણ વિશેષ આવૃત્તિઓ ખપી જશે અને દરેક ગૃહ તથા લાયબ્રેરીમાં એને સ્થાન મળશે."

—શારદા.

"આપની ઐતિહાસિક વાતો ખાસ વખાણવા લાયક છે. અમને આ પુસ્તક બહુજ ગમ્યું છે."

—ઈશ્વરજી ગાંગજી વોરા. કચ્છ—આદોઈ.

# ચિત્રકારો:

| | ચિત્ર કયા પૃષ્ઠ ઉપર છેઃ— |
|---|---|
| શ્રીમાન પુરૂષોત્તમ. | ૧૯૯. |
| શ્રી. રવિશંકર રાવળ. | ૨૭, ૭૩, ૧૦૧, ૧૦૬, ૧૩૨. |
| શ્રી. રવિશંકર પંડિત બી. એ. | ૬–૭, ૧૬, ૪૭, ૫૩, ૫૭, ૬૭, ૮૮, ૯૪, ૧૧૮, ૧૨૫, ૨૦૮–૯, ૨૧૫, ૨૩૦–૩૧, ૨૩૩. ૨૮૯, ૩૬૪, ૩૬૫; ૩૭૪, |
| શ્રી. ગોરક્ષકર. | ૨૭૦, ૨૮૦, ૨૯૬. |
| શ્રી. હરિલાલ ત્રિવેદી. | ૨૯૮, ૩૧૧, ૩૧૬, ૩૨[illegible] |
| શ્રી. છોટાલાલ અં. જોશી. | ૨૪૧, ૨૫૩, ૨૬૩, ૩૩૭, ૩૩૯. ૩૪૮, ૩૫૨, અને બધાય 'ટેલ·પીસીસ'. |
| શ્રી. સોમાલાલ શાહ. | ૧૬૬, ૧૮૨, ૧૮૫, ૧૯૨. |
| સ્વ. શ્રી. ચીમનલાલ ગઢાણી. | ૧. |
| શ્રી. જગમોહન મિસ્ત્રી. | ૪૦, અને કવરડીઝાઇન. |

---

"સ્ત્રી પુરૂષ બંનેને વાંચવા લાયક છે. દરેક લાયબ્રેરીને તથા ગૃહસ્થના ઘરને દીપાવે તેવું છે." —કાનજી દંતા રાજગોર, કુંડળા.

"બૃહદ ગુજરાતને આવી ઇતિહાસિક વાર્તાઓની ઘણી જરૂર છે."

—અહમદ-મો. દીનદાર. રંગુન.

"વીરની વાતોનો પ્રથમ ભાગ સાદ્યાંત વાંચ્યો. હાથમાં લીધો કે પછી પુરો વાંચ્યા વિના પડતો નજ મેલાય. તેમાં નવે રસ પૂર્ણપણે ખીલેલા છે. મને કોઇ આપણા ગુજરાતી સાહિત્યમાં સર્વોત્કૃષ્ટ પુસ્તકોની યાદી લખી આપવાનું કહેતો તેમાંનું એક 'વીરની વાતો–ભાગ ૧ લો' જરૂર લખું. પ્રશંસા શબ્દો વડે તો નજ થઇ શકે, વાંચ્યે એની કિંમત સમજાય."

—અધ્યાપક પ્રભુલાલ જસવંતરાય ધોળકીઆ
મુ. નાગોર-કચ્છ.

'વીરની વાતો'ના લેખક ટી. પી. અડાલજાની લખેલી.

# વીરાંગનાની વાતો

'વીરની વાતો'
જેવીજ વીરરસથી



## ભરપૂર વાતો અને સંખ્યાબંધ સુંદર મનમોહક ચિત્રો સાથે બહાર પડશે.

રા. અડાલજાની વીરરસથી ભરપૂર વાતોને ચાહનારાઓ તેમની લખેલી 'વીરાંગનાની વાતો' પણ તેટલીજ હોંસથી વાંચશે એમાં શંકા નથી.

પોણી કિંમતનો લાભ મેળવવો હોય તો અત્યારથીજ ગ્રાહક તરીકે નામ નોંધાવી દયો.

નામ નોંધાવવાનું ફક્ત એકજ ઠેકાણું:—

**ટી. પી. અડાલજા,** કોઠી પાસે, વડોદરા.

---

ખાસ વિનંતિ—નામ નોંધાવનાર ગ્રાહકોએ પુસ્તક માટે વારંવાર ઉઘરાણી ન કરવી. તે બહાર પડશે ત્યારે અગાઉથી તેમને ખબર આપવામાં આવશે.



## પુસ્તક ૧ લું.

# ઝાલા રાણાની શક્તિ.

---

### ૧ દુઃખમય સૌંદર્ય.

"આ મારૂં સૌંદર્ય શા કામનું? પ્રભુએ મને ઐશ્વર્ય અને સૌંદર્ય બક્ષ્યાં છે, પરંતુ સુખ મારે માટે નિર્મ્યું નથી. મારા પતિ–હૃદયેશ–ગુર્જરેશ–સોલંકી કુળદીપક મારા ઉપર અત્યંત સ્નેહ રાખે

છે, હૃદયપૂર્વક મને ચહાય છે, મારી સર્વ ઈચ્છાઓ પરિપૂર્ણ કરવા નિરંતર તત્પર છે, છતાં મને સુખાનુભવ કેમ થતો નહિ હોય ? પાટણનરેશ જેવા સમર્થ સ્વામી મારા પતિ છે, પતિનો મારા ઉપર સંપૂર્ણ પ્રેમ છે, મારા દરેક વૈભવ તે પુરા પાડે છે, સેવામાં અનેક દાસદાસીઓ તૈયાર છે, નિર્દોષ આનંદનાં સાધનો પણ જોઈએ એટલાં છે, છતાં આમ શા માટે ? મને કંઈ ગમતું નથી–કોઈપણ વસ્તુથી મને ચેન પડતું નથી–સુખ શું છે તે જાણે હું જાણતી જ ન હોઉં એમ થાય છે ! મારી પ્રકૃતિ દુઃખી-નિસ્તેજ–ઉદાસીન થતી જાય છે. પ્રભુ ! દયાળુ પરમેશ્વર ! મારે ખાતર નહિ તો મારા પ્રેમાળ પતિને ખાતર તો દયા કર ! અરે, મારામાં પોતાનો પ્રેમ સંક્રાંત કરનાર મારા પતિને મારા તરફનો શો લ્હાવો ? કંઈજ નહિ. આ સૌંદર્ય તેને શા કામનું ? બિલકુલ નહિ. અરે, આમ દુઃખમાંજ રીબાવાનું મારા લલાટે લખાયું હતું તો આવું દુઃખમય સૌંદર્ય મને આપ્યુંજ શું કરવા ? અફસોસ !"

## ૨. આનો શો ઉપાય ?

પાટણ નગરના ભવ્ય સુશોભિત રાજમહાલયના ઝરૂખામાં સુવર્ણજડિત આસન ઉપર બેસી, કુશળ ચિતારાની કારીગીરીનું દિગ્‌-દર્શન કરાવતી બે ચાર છબીઓ તરફ શૂન્ય દૃષ્ટિએ નિહાળતી એક યૌવના જડવત્ બેસી રહી હતી. અચાનક ત્યાં પડેલા દર્પણમાં તેની દૃષ્ટિ ગઈ. પોતાની આકૃતિ જોઈ. તરત જ પતિની પ્રતિકૃતિ નજરે પડી, અને પોતાના આ યૌવનનો–સૌંદર્યનો પતિ ઉપભોગ ન કરી શકે, એ વિચારથી હૃદયમાં કારી ઘા લાગ્યો. એ દુઃખાવેશમાં જ ઉપરના ઉદ્‌ગારો તેના પ્રવાલ સમાન અધરોષ્ટમાંથી મંદ સ્વરે નિકળી પડયા. પુનઃ દૃષ્ટિ એક આકર્ષક ચિત્ર ઉપર પડી. દ્રૌપદીવસ્ત્ર-હરણનો પ્રસંગ કુશળ ચિતારાએ તાદૃશ ચિતર્યો હતો. દ્રૌપદીનાં વસ્ત્ર હરાતાં હતાં–તેની લાજ લુંટાવાનો પ્રસંગ આવી લાગ્યો હતો,

તે જ સમયે શામળીયાજી ગરૂડે ચઢીને વેગે ત્યાં આવી લાગ્યા, અને દ્રૌપદીની લાજ રહી. બે ઘડી તે ચિત્તાકર્ષક ચિત્ર તરફ કૌતુકભરી નજરે તે જોઈ રહી. તે જોતાં તેના હૃદયમાંથી સહજ નિશ્વાસ નિકળી પડયો. " પ્રભુ ! તું ભક્તવત્સલ ભગવાન્ કહેવાય છે તે વાત શું ખોટી ? ખોટી તો નહિં, પરંતુ તું પક્ષપાતી તો હોવોજ જોઇએ. ત્યારે તારી ઉપાસના શા કામની ? તેના કરતાં મારા સ્વામીના સ્મરણમાં સમય ગાળવો એજ શું ઉત્તમ નથી ? " આવા મનસ્વી તરંગોમાં વહન કરતાં તે ચિત્રની અવગણના કરતી હોય તેમ તેણે તે ચિત્રને એક બાજુએ મુક્યું, અને પતિની પ્રતિકૃતિનાં દર્શન કરવા લાગી. એટલામાં મહાલયના સિંહદ્વાર આગળ પ્રતિહારીની નેકીનો પડઘો પડયો. યૌવના સાવધાન બની, ઝરૂખા ઉપર નાંખેલી કનાતમાંથી નજર કરતાં પાટણનરેશ પધારવાનાં ચિન્હો જણાયાં. સરિતા સાગરને ભેટવા ધાય તેમ અધીરી વલ્લભા વલ્લભને ભેટવાની તૈયારી કરવા પગભર થઈ. પરંતુ એટલામાં અદ્દભુત ચમત્કાર બન્યો, તેના પગ તુટવા લાગ્યા, શરીર કંપવા લાગ્યું, આંખો ફાટી જવા લાગી, અને માથું ધ્રુજવા-ધુણવા લાગ્યું. ક્ષણમાત્રમાં આ કેવો ચમત્કાર !

પાટણનરેશ-સોલંકી* કુળદીપક રાજા કરણ રાજ્યકાર્યથી

* ઘણા આને કરણ વાઘેલો માને છે, પરંતુ ઇતિહાસ દૃષ્ટિથી જોતાં તેમ હોવું સંભવિત નથી. "કર્ણવાઘેલો ઇ. સ. ૧૨૭૯ થી ૧૩૦૪ સુધી હતો, પણ આ સમય ( હરપાળનો ) ઇ. સ. ૧૧ મા સેંકડાનો છે, માટે આ સ્થાને કર્ણસોલંકી ( ૧૦૭૨ થી ૧૦૯૪ ) જે સિદ્ધરાજનો પિતા થાય તે હતો. પૃથ્વીરાજ ચૌહાણના સમયમાં ઝાલા હતા એમ પૃથીરાજ રાસામાં આવે છે તે સમય પણ કર્ણવાઘેલાથી પહેલાનો છે. કેસરને મારનાર હમીર સુમરાને સિંધના સમા નામ હાલાજીના કુંવર હિંગોળજી અને હોથીજીએ માર્યો છે, તેઓ ઇ. સ. ૧૧૪૭ પહેલાં હતા........એ હિસાબે પણ કર્ણ સોલંકીનો વખત આવે છે. "—રાસમાળા-ભાગ ૧ લો. પૃષ્ઠ ૫૪૦.

" પૃથ્વીરાજ ચૌહાણની લડાઈમાં ચંદ બારોટ પાટણના ભીમની

પરવારી રાજમહાલયમાં આવ્યો. આવતાંજ તેને પોતાની પ્રિયતમા યાદ આવી. હર્ષાવેષમાં જ તે વિલાસભુવન તરફ વળ્યો, પરંતુ ત્યાં પ્રવેશ કરતાં જ તેનો આનંદ ઉડી ગયો. પોતાની હૃદયેશ્વરીની દયાજનક સ્થિતિ જોઈ તેના મુખ ઉપર શોકછાયા છવાઈ ગઈ, અને દુઃખભારથી દબાયલા તેના હૃદયમાંથી નિઃશ્વાસ સહ એકાએક ઉદ્ગાર નીકળી પડયો કે "આનો શો ઉપાય?"

ઉપરોક્ત યૌવના તે કરણ સોલંકીની હૃદયેશ્વરી–રાણી ફુલાંદેવી!

## ૩. આશા મૂકી.

રાણી ફુલાંદેવી કરણને બહુ પ્રિય હતી. તે રૂપગુણસંપન્ન હતી, પરંતુ તેનું સૌંદર્ય–તેની તેજોમય કાંતિ દિવસે દિવસે ક્ષીણ થતી જતી હતી. આનું કારણ કોઇથી કળી શકાતું ન હતું, કરણનો તેના ઉપર

---

સાથે ઝાલા રજપૂત ગયા એમ લખે છે. આ ઉપરથી જણાય છે કે ઝાલા લોકો આ દેશમાં કરણ ઘેલારાની પહેલાં પણ હતા. કરણ ઘેલારાના વખત પહેલાં આ દેશમાં ઝાલા લોકો હતા તે વિષે બીજું પ્રમાણ એ છે કે ભાટ લોકો ભાલ પરગણું હરપાળે પોતાનાં રાજ્યમાંથી વાઘેલાઓને પાછું કાપડામાં આપ્યું હતું એમ કહે છે. હવે જો વાઘેલાને ભાલનું પરગણું આપનાર હરપાળ કરણ વાઘેલાના વખતમાં થયો તો કુમારપાળ અને ભીમના વખતમાં આ ભાગમાં વાઘેલા ગરાશીયા હતા લખે છે તે કેમ સંભવે ? આ સર્વ ઉપરથી કહેવાની જરૂર પડે છે કે ઝાલાનો મૂળ પુરૂષ હરપાળ ઘેલારા કરણના વખતમાં નહિ, પણ સિદ્ધરાજના બાપ કરણ સોલંકીના વખતમાં હતો. કરણ ઘેલારાના વખતમાં ભાટ લોકો ઠરાવે છે તે તેઓની ભૂલ છે, કારણ ઘેલારાએ થોડા વર્ષ રાજ્ય કર્યું તેમાં ૧૮૦૦ ગામનું પરગણું પાટણની પાડોશમાં ઝાલાઓને મળ્યું હોય તો પાટણનો જીતનાર અલ્લાઉદ્દીન પોતાની જીતની વખત આવડું મોટું રાજ્ય તેઓના તાબામાં હરગીઝ રહેવા ન દે."

—સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ પૃ. ૯૮–૯૯

પૂર્ણ પ્રેમ હતો. રાજવૈભવ અને સર્વ સુખસાધનો તેની સેવામાં હાજ-રજ હતાં, છતાં તેની કાંતિ દિવસે દિવસે કેમ હણાતી જાય છે—તેનું શરીર દહાડે દહાડે કૃશ કેમ બનતું જાય છે તેની રાણીને પોતાને પણ સમજણ પડતી ન હતી. નામાંકિત રાજવૈદ્યોએ પોતાની સઘળી બુદ્ધિનો વ્યય કર્યો, પરંતુ કંઈ રોગ પરખાયો નહિ. જોગીજતિઓનો આશ્રય લેવાયો, પરંતુ તેઓથી કંઈ સાર્થક થયું નહિ. યંતરમંતરના ઉપા-સકો અડ્ડા લગાવી બેઠા, અનેક પ્રકારની સાધનાઓ કરવામાં આવી, પરંતુ પ્રકૃતિમાં કાંઇ ફેર પડયો નહિ. અંતે એવો નિર્ણય થયો કે રાણીના શરીરમાં ભૂત ભરાય છે, તેને ભૂતનો વળગાડ છે, માટે એ વળગાડ ઉતારવો જોઇએ. રાજાને ત્યાં વળી વિચાર કરવામાં વખત જાય જ શાનો ? તરતજ વળગાડ ઉતારનારાઓને આમંત્રણ કરવામાં આવ્યું, અને હમેશાં ભૂતપિશાચના સાધકોનાં ટોળેટોળાં રાજમહાલય આગળ તીડની માફક ઉભરાવા લાગ્યાં. ઘણાએ તાવીજ બનાવ્યાં, કોઇએ ચીઠીઓ કરી આપી, કોઇએ છુમંતરનો ઢોંગ મચાવ્યો, કોઇએ બલિદાન આપ્યાં, પરંતુ સર્વ વ્યર્થ. આ ભૂત સામાન્ય ન હતું. સામાન્ય ઉપચારોથી આ બલા ટળે એવી નહોતી. આ તો બાબરો ભૂત હતો. બાબરો ભૂત બહુ શક્તિવાન ધારવામાં આવતો. તે જેને પોતાના પંજામાં લેતો તેને હેરાન હેરાન કરી નાંખતો—ત્રાહિ ત્રાહિ પોકરા-વતો, અને છેવટ સુધી તેનો પીછો ન છોડતો. રાણીને બાબરો ભૂત નડે છે એવું જાણતાં રાજાના પેટમાં ફાળ પડી ! બાબરા ભૂતને દૂર કરવાનું કાર્ય કઠિન—મહામુશ્કેલ—વિકટ હતું. રાણીના સુખની આશા તેણે છોડી દીધી.

## ૪ કોણ ? કેસરનો કુમાર !

ફુલાંદેવી* ખરેખર ફુલદેવી સમાન—પુષ્પપુતળી જેવી મનહર

---

* ફુલાંદેવી ઝાંઝમેર તળાજાના વાળા કુટુંબની કન્યા હતી—સૌ. ઇ. પૃ. ૧૦૦.

હતી, પરંતુ તેની મનહરતા બાબરા ભૂતના પ્રતાપે મંદ થતી જતી હતી. રાણીને બાબરો ભૂત વળગ્યો છે એ વાત તેના જાણવામાં ન આવે એવી સાવધતા રાખવાનું કરણ ચુકયો નહોતો, પરંતુ 'વા વાત લઇ જાય' એ ન્યાયે રાણીવાસમાં એ વાત કંઇ નૂતન વસ્તુ માફક-જિજ્ઞાસા સહ થતી, દાસીઓ એ બાબતં અનેક મત દર્શાવતી, ચર્ચા કરતી, અને ફુલાંદેવીની સજીવન કર્ણેન્દ્રિય આ વાત સાંભળી લેવાની પોતાની કુદરતી ફરજનું



'કોણ કેસરનો કુમાર?'

કરજ અદા કર્યા સિવાય રહી શકી નહિ. તેની ખાત્રી થઇ કે, બાબરા ભૂતને વશ કરનાર કોઇ મળનાર નથી અને પોતાની આ વિષમ વેદના ટળનાર પણ નથી.

કરણ ચિંતાગ્રસ્ત રહેતો. પત્નીનું દુઃખ નિહાળી તેનું દયાળુ-સ્નેહાળ હૃદય દ્રવતું, અને કોઇ કોઇ વખત રાજવૈભવ પણ અકારો લાગતો. રાણી તેનો મનોભાવ સમજતી, તેને થતું દુઃખ નજરે જોતી, અને પોતાને લીધે પતિને થતી વેદના જોઇ છાનું છાનું રોતી. આમ દિવસો પસાર થવા લાગ્યા. સમય પોતાનું કાર્ય કરતો જ ગયો. દરેક દિવસના વહન સાથે રાણીના આયુષ્યનો એકેક દિવસ ઘટતોજ જતો હતો, પરંતુ તેના દુઃખમાં તો બિલકુલ ઘટાડો થયો નહિં. આનું નામ તે કુદરતની અજબ લીલા!

રાણીની ચિંતામાં પ્રથમ તો કરણ પોતાના કર્તવ્યપરિપાલન તરફ પૂરતું લક્ષ આપી શકતો નહિ, પરંતુ જ્યારે વ્યાધિ અસાધ્ય જણાયો ત્યારે ' જગત્કર્તાની ઇચ્છાને આધીન અને અનુકૂળ થઇ રહેવા સિવાય અન્ય ઉપાય નથી ' એવું મનનું સમાધાન કરી, તે રાજ્ય-કાર્યભાર અને પ્રજાપાલનના કાર્યપર સંપૂર્ણ લક્ષ આપવા લાગ્યો.

આજે કરણ રાજસભા ભરી સિંહાસને બેઠો છે. તેના આશ્રિત ભાયાતો, મંત્રીમંડળ અને બીજા રાજસેવકો પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયા છે. ચારણો ક્ષત્રિય યશ ગાઇ શૌર્યરસની રેલ રેલાવી રહ્યા છે. એવામાં પ્રતિહારી અંદર આવ્યો, અને જમીન સુધી વાંકો વળી નમન કરી બોલ્યો, "જય થાઓ મહારાજાધિરાજનો ! બહાર કોઇ ક્ષત્રિય વીર પુરૂષ ઉભા છે, અને અંદર આવવાની આજ્ઞા માગે છે. કહે છે કે, તે જરૂરી કામપ્રસંગે આપ હજુર આવેલા છે."

કરણે તેને પ્રવેશ કરવાની આજ્ઞા આપી. તરત જ પ્રતિહારી પોતાની સાથે એક કદાવર શરીરવાળા, મજબુત બાંધાવાળા, ભવ્ય લલાટવાળા, શૌર્યાંકિત મુદ્રાવાળા ક્ષત્રિય વીરને લઇ અંદર આવ્યો. એ વીરનરે ગૌરવભર્યું નમન કર્યું. એને જોતાં જ કરણ એકદમ સિંહાસન ઉપરથી ઉભો થઇ ગયો અને આશ્ચર્ય સહ બોલ્યો, "કોણ ? કેસરનો કુમાર !"

આ નવીન આગંતુકની ઓળખાણ કરવા પહેલાં પ્રિય વાંચક !



એ વીરનરે ગૌરવભર્યું નમન કર્યું.

ચાલો આપણે કેટલીએક પૂર્વકથા ઉપર દૃષ્ટિ ફેરવી જઇએ–' બાપ તેવા બેટા' એ કિંવદંતિની ખાત્રી કરવા માટે પુત્રનો પરિચય કરવા પહેલાં પિતાનાં કેટલાંક પરાક્રમો જાણી લઇએ.

**૫ પૂર્વકથા–મૃત્યુશય્યાપર માગણી.**

અગીઆરમી સદીનો–લગભગ ઇ. સ. ૧૦૨૫ નો સમય. રાજા વિહિયાસ–જેના વંશજો પાછળથી ઝાલાને નામે પ્રખ્યાત થયા–તે શુદ્ધ ક્ષત્રિય–રજપુત-વીરનર હતો. તેના વડવા મકવાણાના નામથી મશહુર હતા, અને સિંધમાં નગરપારકરની પાસે કીર્તિગઢ (જેને કેટલાક કંથકોટ કહે છે) માં રાજ્ય કરતા હતા. એવું કહેવાય છે કે મકવાણા રાજપૂતો માર્કંડ રૂષિના વંશના છે.

વિહિયાસ પોતાના બાપદાદાએ મેળવેલું રાજ્ય સુખશાંતિથી ચલાવતો હતો. તેણે પોતાના શૌર્યથી સારી કીર્તિ મેળવી હતી. 'કીર્તિ અમર છે, પરંતુ કાયા અમર નથી' એ ન્યાયે વિહિયાસને આ દેહનો ત્યાગ કરવાનો સમય આવ્યો, અને તે મૃત્યુશય્યાપર પડયો.

વિહિયાસ મૃત્યુને આમંત્રતો–તેની રાહ જોતો શય્યાપર પડયો હતો. તેની મરણશય્યાને ઘેરી તેના કુટુંબીજનો–ભાઇ ભત્રીજા વગેરે સર્વ બેઠા હતા. વિહિયાસના મનમાં એક વિચાર ઘોળાયા કરતો હતો, અને તેથી તેનો આત્મા તેના દેહનો ત્યાગ કરી શકતો ન હતો. તેને ઉંડા વિચારમાં પડી રહેલો જોઇ તેના પુત્ર કેસરે પૂછ્યું, "પૂજ્ય પિતાશ્રી! અત્યારે અવસાન સમયે આપ શા ઉંડા વિચારમાં પડયા છો? આપનો જીવ ગતિ કેમ પામતો નથી? આપને કંઇ વાંચ્છના હોય તો કૃપા કરી અમને જણાવો."

વિહિયાસે પ્રસન્ન વદને ઉત્તર આપ્યો, ભાઇ! મરતાં મરતાં મારા મનમાં એક ઓરતો રહી જાય છે. મેં મારા મનની સર્વ ઉમેદ પુરી કરેલી છે, પરંતુ ઘણા વખતની એક ઇચ્છા મનમાં રહી ગઇ છે તે તૃપ્ત કરવામાં આવે તો મારો જીવ ગતે જાય."

સર્વ કોઇ કહેવા લાગ્યા, "જણાવો, જણાવો, તમારી સર્વ ઇચ્છા પરિપૂર્ણ કરવામાં આવશે, માટે જે હોય તે ખુશીથી જણાવો."

વિહિયાસ કંઇક ઉશ્કેરાયલા અને કંઇક ગંભીર ભાવથી બોલ્યો, "ત્યારે સાંભળો. હમીર સુમરો બીજો જે હાલ સિંધના સામઇયા નગરમાં રાજ્ય કરે છે તે મારો કટ્ટો શત્રુ છે. મારા તેરમાને દિવસે તમે તમારી મરજી મુજબ દાનપુન્ય કરશો, તો પણ હું કહું છું તેમ કર્યા વગર મારા આત્માને સંતોષ થનાર નથી. એ હમીરના દુધમલીઆ વછેરા* સવાસો લાવીને મારા તેરમાને દિવસે ભાટચારણોને દાનમાં આપવાનું કોઈ વચન આપો તો મારો જીવ ગતિએ જાય, અને મારી સદ્ગતિ થાય.

હમીર સુમરા જેવા સમર્થ બળીઆ સાથે બાથ ભીડવાની કોની હિંમત ચાલે? સર્વ કોઇ એક બીજાના મ્હોં સામે ટગરટગર જોવા લાગ્યા. પિતૃવત્સલ પુત્રથી આ જોવાયું નહિ. તેનું રજપૂત લોહી ઉછળી આવ્યું, "શું પોતાના પિતાની મરણોન્મુખ ઇચ્છા પણ તૃપ્ત ન થાય? અરે આભમાં પાટુ મારવી હોય તો તે જોખમ પણ પિતાને માટે–પિતાની મરણશય્યાપરની માંગણી પૂર્ણ કરવા માટે–હું વ્હોરી ન લઉં, તો હું રજપૂત શાનો!" એ વિચારે તેના મનમાં ખળભળાટ મચાવી મુકયો. તરતજ તેણે તુલસીપત્ર અને જળ હાથમાં લઇ પોતાના પિતાના હાથમાં અંજલિ આપી, અને પ્રતિજ્ઞા લીધી, "પિતાશ્રી! આ મારાં સર્વ સગાંવ્હાલાંઓની સમક્ષ, સૂર્યદેવની સાક્ષીએ–એક રજપુત વીરનરના વીર પુત્રના વચને હું

* એક ગ્રંથમાં વછેરાને સ્થળે વાછડા લખેલ છે. બંને સત્ય હોઇ શકે, પરંતુ હજી પણ ભાટચારણોને ઘોડા ભેટમાં અપાય છે તે ઉપરથી વછેરા હોવા જોઇએ, એવી અમારી માન્યતા છે. સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાં પરપ ઘોડા સુમરાના તબેલામાંથી લઇ આવી ભાટ લોકોને દાનમાં આપવાનું લખ્યું છે.

પ્રતિજ્ઞા લઉં છું કે, આપની મરણશય્યાપરની આ માગણી હું તૃપ્ત કરીશ–આપણા શત્રુના સવાસો વછેરા લાવી આપના તેરમાને દિવસે તેનું દાન દઇશ."

તે કંઇ પણ વધારે બોલે તે પહેલાં "સુખી રહેજે બેટા, વિજયી થજે!" એ શુભાશીર્વાદના ઉચ્ચાર સાથે વિહિયાસનો આત્મા તેના દેહનો ત્યાગ કરી ગયો–જીવ સદ્દગતિ પામ્યો.

હાજર રહેલાં સર્વ કોઇ આશ્ચર્યથી દિગ્મૂઢ બન્યાં. માત્ર બાર વરસની ઉમરના કેસરના મુખમાંથી આ શી પ્રતિજ્ઞા!–આ કેવું અજબ સાહસ! સિંહણનું બચ્ચું નાનું હોય છે; પણ ધારે તો તે મોટા હાથીને ચીરી નાંખે છે. કેસર પણ ક્ષત્રિયાણી–સિંહણની કુખે પાકેલો હતો. તેનું વર્તન આવું થાય તેમાં શું આશ્ચર્ય? 'સિંહના બચ્ચાં સિંહ' તે આનું નામ!

## ૬ પ્રતિજ્ઞાનું પરિપાલન.

વિહિયાસની સદ્દગતિ થઇ, પરંતુ મરણશય્યાપર તેને આપેલા વચનની સફળતા કરવાનો સમય નજદીક આવતો ગયો. પોતે લીધેલી પ્રતિજ્ઞા કેસર ભૂલી ગયો ન હતો, પરંતુ વિહિયાસના શોકમાં એમ ને એમ દિવસો વીતી જવા લાગ્યા. દસમો દિવસ આવ્યો, અને પિતાની સદ્દગતિ અર્થે ક્રિયા કરાવતી વખતે કેસર સાવધ બન્યો. પ્રતિજ્ઞાનું પરિપાલન કરવાના સમય આડા માત્ર એક બે દિવસ રહેલા જણાયા. શોકભારને થોડા સમય માટે એક બાજુ મુકી સાહસ ખેડવા તે તત્પર બન્યો.

પોતાના વડીલો અને સગા સબંધીઓ પાસે જઇ વિનતિ કરતાં તે બોલ્યો, "પૂજ્ય વડીલો! હું તો માત્ર અલ્પ વયનો બાળક છું, એટલે દરેક વાતમાં આપની સલાહ અને સહાયની અપેક્ષા રાખું એ સ્વાભાવિક છે. મારા પિતાશ્રીની મરણ સમયની વાંચ્છનાની તૃપ્તિ

અર્થે આપણે આજે જ અહિંથી ઉપડવું જોઇએ-આપ સર્વ સર્બ-ધીઓએ સજ્જ થઇ સત્વર અહિંથી નિકળવું જોઇએ."

સર્વ સ્તબ્ધ બની સાંભળી રહ્યા. ગંભીર મૌન પથરાઇ રહ્યું. અંતે એક વૃદ્ધ આ ગાંભીર્યને ભેદતાં બોલ્યો, "કેસર! એ કામ તારૂં છે. તેં પ્રતિજ્ઞા લીધી છે, અને તારેજ તે પરિપૂર્ણ કરવી જોઇએ."

"આપનું વચન યથાર્થ છે બાપુ! પરંતુ આપ વડીલોને મોખરે કરવા જોઇએ. હું તો આપની પાછળ પાછળ હોઉં."

"આ વખતે તો એ વાત બનનાર નથી. હા, બીજું કંઈ કામ હોત તો તારા કહ્યા વગર અમે તને ઓથ આપત, પરંતુ આ તો સૂરજ સામે ધૂળ ઉડાવવા જેવો ઘાટ છે. હમીર સુમરો કેવો જોરાવર છે, એ તેં ક્યાં નથી સાંભળ્યું? અમે તો પહે-લેથી જ જાણતા હતા કે, બળીઆ સાથે બાથ ભીડવામાં કંઇ દહાડો વળે એમ નથી. તેથી જ અમે મુંગા રહ્યા હતા. એવો નકામો જીવ ગુમાવવાનો કોને વિચાર થાય?"

"હશે જે થયું તે થયું. પણ હવે તમારો શો વિચાર છે? તમને હમીરનો ડર હોય તો તમે મોખરે થશો નહિ; મોખરે હું થઇશ. બોલો તમારામાંથી કોણ કોણ મારી સાથે આવવા તૈયાર છો? જે આવવા રાજી હો તે ઉભા થાઓ, અને શસ્ત્રાગારમાંથી શસ્ત્રાસ્ત્ર સજી મારી પાછળ ચાલો."

કોઇ બોલ્યું નહિ, ચાલ્યું નહિ, ઉભું થયું નહિ. મ્હોં સીવાઈ ગયાં હોય તેમ વિચાર કરતાં સૌ જડવત્ બેસી રહ્યા!

કેસર નિરાશ થયો નહિ. તેનું મગજ તપી આવ્યું, તે ઉત્તેજિત બન્યો, અને તિરસ્કારની દૃષ્ટિ ફેંકતાં બોલ્યો, "ઠીક છે, બેસી રહો. શૃગાલ માફક ભીરૂ બની રહી અહીં આવી જ સ્થિતિમાં બેસી રહો. મને કોઈની દરકાર નથી, તમારામાંથી કોઇની મારે જરૂર નથી. પ્રભુએ મને બક્ષેલું શૌર્ય મારી વ્હારે ચડશે, અને નાની

વચનો પરંતુ રજપુત બચ્ચો પોતાની ટેક કેવી રીતે પાળે છે તે અલ્પ સમયમાં તમારી નજરે પડશે.''

પોતાની અવગણના થઇ હોય એમ માનતો છંછેડાયલો કેસરી–કેસર ત્યાંથી ક્રોધમાં જ ચાલ્યો, અને શસ્ત્રાગારમાં જઇ શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ કાર્ય સાધવા નિકળી પડયો.

* * *

સામર્ઇયા નગરની અશ્વશાળામાં અત્યારે ધમાલ મચી રહી છે. અશ્વોના હણહણાટથી તથા માણુસોની ખુમરાણથી અશ્વશાળા ગાજી ઉઠી છે. કોલાહલ એટલો બધો થાય છે કે કાન બ્હેર મારી જાય. આ ઉત્પાતનું કારણ શું હશે?

* * *

પ્રભાતનો પ્રારંભ થઇ ચુકયો છે. જગત્ પ્રવૃત્તિમય બનવાનો યત્ન કરી રહ્યું છે. આ સમયે સામઇયા નગરના પ્રવેશદ્વારમાં એક અશ્વારૂઢ સૈનિકે પ્રવેશ કર્યો.

આ સૈનિકનો દેખાવ ભવ્ય, પ્રતિભાશાળી હતો. તેનું ભવ્ય લલાટ, તેની તેજસ્વી મુદ્રા, તેની ગૌરવયુક્ત આંખો અને તેનો રાજવંશી દમામઃ આ સર્વ તેને જોનારના મનમાં માન ઉત્પન્ન કરતાં હતાં. તે અજાનબાહુ હતો, તેના હાથ ઢીંચણની હેઠળ ઢળકતા હતા. હાથમાં તેણે સવામણ લોઢાનો તીક્ષ્ણ ભાલો રાખ્યો હતો, અને ધનુષ્યબાણ ધારણ કરેલાં હતાં. તેનો અશ્વ 'શ્રી વિષ્ણુના વાહન ગરૂડના જેવો' પવનવેગી હતો. દ્વારપાળો તેના પ્રભાવથી દબાઇ ગયા, અને સૈનિકે સંકોચ વિના નગરમાં પ્રવેશ કર્યો. સૈનિક અશ્વશાળા તરફ વળ્યો. તે સ્થાન બહુ દૂર હતું નહિ. ત્યાં જતાં જ તે જાણીતો માણુસ હોય તેમ, કોઇને પૂછવાની કે રજા માગવાની પરવા ન રાખતાં, અશ્વશાળામાં દાખલ થયો. અશ્વપાળો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત હતા. જેઓનું

લક્ષ આ સૈનિક તરફ દોરાયું તેઓ કુતૂહલભરી દૃષ્ટિથી તેના તરફ જોઇ પુનઃ પોતાને કામે વળગવા લાગ્યા. સૈનિકે અશ્વશાળામાં ચોમેર શાંત દૃષ્ટિ ફેરવી. અશ્વો રાત્રિએ ભોગવેલી વિશ્રાંતિથી સ્વસ્થ-સુખે પડયા રહ્યા હતા. તેઓની ક્ષુધા પણ તૃપ્ત થએલી હતી. નાના નાના વછેરાઓ માત્ર પોતાની માતાનું સ્તનપાન કરવા આતુર થઇ રહ્યા હતા. આ દેખાવ જોઈ સૈનિકના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ ગઇ. એકદમ તેણે પોતાના અશ્વ ઉપરથી છલંગ મારી, કમરેથી કટારી કાઢી, અને એક ઘોડીનું દોરડું કાપી નાખ્યું. વીજળીની ત્વરાથી તે આ ઘોડીને, વછેરાઓને પુરવામાં આવતા હતા તે વાડા પાસે દોરવી લઇ ગયો. તરતજ તેણે વાડાનું બારણું ઉઘાડી નાખ્યું. તે ઘોડીનો અવાજ સાંભળીને તેના બે વછેરા પોતાની માતાના સ્તન-પાન માટે ત્યાં દોડી આવ્યા, અને પોતાના મિત્રોને વાડા બહાર જતાં જોઈ બીજા વછેરાઓએ પણ તેનું અનુકરણ કર્યું. સૈનિકે તે ઘોડીને પોતાના અશ્વના સાજ સાથે બાંધી અને અશ્વ ઉપર કુદકો મારી તે નિમિષ માત્રમાં ત્યાંથી ઉપડયો. તેના અશ્વની સાથે ઘોડી અને વછેરાઓ પણ ઉપડયા. અશ્વશાળાના રક્ષકો તેઓના માર્ગમાં અવરોધ કરવા લાગ્યા; પરંતુ તે સૈનિકના ભાલાના તેઓ ભોગ થઇ પડયા. આ સર્વ કોલાહલ થતાં અશ્વપાળો ચમકયા-ચેત્યા, પણ બાજી હાથથી ગઈ હતી. સૈનિક ત્યાંથી નિકળી ગયો હતો.

સામઇયા નગરમાંથી પોતાની લુંટ સાથે બહાર નિકળતાં તે સૈનિક દ્વારપાળને ઉદ્દેશીને બોલ્યો કે " તારા રાજાને કહેજે કે આ સાહસ કરનાર તારા શત્રુ વિહિયાસનો બાર વરસની ઉમરનો પુત્ર કેસર છે ! "

દ્વારપાળ પ્રથમ તો આભોજ બન્યો. આ વાત તેના માનવામાં આવી નહિ, પરંતુ અશ્વપાળો ત્યાં તપાસ કરવા દોડતા આવ્યા

ત્યારે વાતનું સ્પષ્ટીકરણ થયું. શું કરવું એ વિચારમાંજ કેટલોક વખત વીત્યો. નિરૂપાયે વાત હમીરને જાહેર કરવામાં આવી. તેની આજ્ઞાથી માણસો કેસરની પછવાડે પડયા, પરંતુ અણીનો ચૂક્યો સો વરસ જીવે! વખત વીત્યા પછીનો યત્ન શા કામનો?

કેસરે પોતાના પિતાની અંતિમ ઇચ્છા પાર પાડી, તેના તેરમાને દિવસે હમીરના સવાસો દુધમલીઆ વછેરા ભાટચારણોને દાનમાં આપ્યા, પિતાના આત્માને સંતોષ્યો, અને પોતે લીધેલી પ્રતિજ્ઞાનું પરિપાલન કર્યું.

## ૭ જીવનચિંતા-બીજું સાહસ.

કેસર પોતાના પિતાનું રાજ્ય સુખશાન્તિથી ચલાવતો હતો. પોતાના શૌર્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેને કોઇ શત્રુનો ભય ન હતો, અને તેથીજ તે નિષ્કંટક રાજ્ય કરતો.

એક સમયે ત્યાં એક નામાંકિત ભવિષ્યવેત્તા આવી ચઢયો. તેણે ભાખેલું ભવિષ્ય ઘણે ખરે સ્થળે સત્ય નિવડયું હતું; અને તેથી આ જોશી ઉપર સર્વની શ્રદ્ધા બંધાઇ હતી. કેસરને પણ કંઇ વિચાર સુઝવાથી તેણે તે જોશીને બોલાવ્યો અને પોતાની જન્મોતરી તેને બતાવી. જોશીએ ભૂતકાળના મુખ્ય બનાવોનું કંઇક વિવેચન કર્યું, પરંતુ ભૂતકાળની વાતોનું કેસરને કંઇ કામ ન હતું, તેને તો ભવિષ્યની વાતો જાણવી હતી, અને તેમાં પણ પોતાનું આયુષ્ય કેટલું હતું તે જાણવાની ખાસ જિજ્ઞાસા હતી. પોતાનું જીવન કેટલું લાંબું છે એ પ્રશ્ન પૂછતાંજ જોશી મહારાજે આંગળીના વેઢા ગણવા માંડયા, કાગળ ઉપર આડી અવળી લીટીઓ કરી, નવી નવી આકૃતિઓ કાઢી, અને તે વારંવાર જન્મોતરીને ઉકેલવા તથા બંધ કરવા લાગ્યો. તેનો ચ્હેરો નિસ્તેજ થઇ ગયો. મુખમાંથી કંઇ ઉત્તર નિકળ્યો નહિ. જે હોય તે સાચેસાચું કહેવાનો કેસરે આગ્રહ કર્યો.

જોશી બોલ્યો, "ગોબ્રાહ્મણ પ્રતિપાળ ! મને ક્ષમા કરો તો બહુ સારૂં, કંઇ પણ બોલવાની મારી ઇચ્છા નથી. છતાં રાજહઠનો મને અનેકવાર અનુભવ થયો છે, એટલે મારી ખાત્રી છે કે આપ આગ્રહ છોડનાર નથી. જો આપ મને અભય વચન આપો તો સત્ય હકીકત નિવેદન કરૂં."

જોશીને અભયવચન મળતાં, મનમાં અત્યંત સંકોચ સહિત લથડતી જીભે તે બોલ્યો, "મહારાજાધિરાજ ! આપનું આયુષ્ય ટુંકું છે. આપનું મૃત્યુ નજદીક આવતું જાય છે. આ શિવાય વધારે હું કહી શકીશ નહિ. ચોક્કસ સમય જણાવવાનું મારામાં સામર્થ્ય નથી."

કેસર ચિંતામાં પડયો. મૃત્યુનો તેને ડર ન હતો. ચિંતા તો બીજી જ વાતની હતી. તેણે મનમાંજ સંકલ્પ કર્યો કે, "ઘરને ખુણે ગુપચુપ મરણ પામવું એમાં ક્ષત્રિયની શોભા નહિ–કીર્તિ નહિ. હું ઘરને ખુણેજ મૃત્યુ પામું તેમાં મારી કીર્તિ શી ? મારી નામના શી ? મને કોણ ઓળખે ? કોણ યાદ કરે ? યુદ્ધમાં મૃત્યુ પામવું એજ ક્ષત્રિય માટે સફળ મોત કહેવાય. મારૂં મૃત્યુ યુદ્ધમાં જ થવું જોઇએ. યુધ્ધ કરતાં મરણ પામેલા વીરનરોની નામાવલિમાં મારૂં નામ કેમ ન જોડાય ? "

આજ તેની વિચારમાળા બની રહી. એવી એકાદ તકની તે રાહ જોવા લાગ્યો. અંતે એક દિવસ કંઇ વિચાર કરી, પોતાના થોડાક સેવકોને સાથે લઇ તે હમીરના સામઇયા નગર તરફ ચાલ્યો. માર્ગમાં એની નદી આવી. તેના તીરે આશરે સાતસો સાંઢો ચરતી નજરે પડી. તપાસ કરતાં આ સાંઢો હમીરની છે એવી કેસરની ખાત્રી થઇ, એટલે તે સાંઢોને હાંકી જવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના એક સેવકને સંજ્ઞા કરતાંજ તે ત્યાંથી ગયો, અને વગડામાં રખડતા એક બકરાને મારી તેના લોહીમાં લુગડું બોળી તે લોહીથી

તરબોળ થયેલા લોચાને એક લાકડીની ટોચે માંસનો લોચો હોય એવી રીતે બાંધીને કેસર પાસે પાછો આવ્યો, અને તે સાંઢો જોઈ શકે એટલો ઉંચો તે લોચો પકડી રાખ્યો. લોહીની ગંધથી સાંઢો ચમકી, તે લોચા તરફ આવવા દોડી. તરતજ તે સેવકે પોતાના અશ્વને એડી મારી અને અશ્વ ઉપાડયો. સઘળી સાંઢો તે માંસના લોચાને લક્ષ્ય-સ્થાન બનાવી જે દિશામાં અશ્વ દોડયો તે દિશામાં દોડવા લાગી.

સાંઢોના રખેવાળ આશ્ચર્યચકિત બન્યા. તેઓ સાંઢોને રોકવા માટે પાછળ પડયા. પણ કેસર તેઓનો માર્ગ રોકી ઉભો રહ્યો. થોડી રકઝક ચાલી, ઝપાઝપી પણ થઇ, પરંતુ કેસરના ધનુષ્યબાણ અને ભાલાનો થોડો ઘણો સ્વાદ ચાખી, વીલે મ્હોંએ તેઓ પાછા ફર્યા. કેસર સાતસો સાંઢોને લઇ કીર્તિગઢ આવ્યો અને ત્યાંના ભાટોને તે વ્હેંચી દીધી. કેસરનો અંતરાત્મા આનંદ પામ્યો.

## ૮ સ્ત્રી-હરણ.

હંમેશાં નિર્જન–ઉજ્જડ લાગતું અરણ્ય આજે આનંદગર્જના થી ગાજી રહ્યું છે. સામઇયાથી થોડે દૂર આવેલા વનપ્રદેશમાં વન-દેવીઓ વિહાર કરવા આવી હોય–સ્વર્ગની અપ્સરાઓ અવનિતલનો આનંદ અનુભવવા ઉતરી પડી હોય તેવો દેખાવ થઇ રહ્યો છે ! મંદિરના ચોગાનમાં આવેલા એક શમીના વૃક્ષને વનિતાયૂથે ઘેરી લીધું છે. કેટલીક મનહર મુગ્ધાઓ પોતાની ચંપકકલી સમાન નાજુક કરાંગુલિઓથી શમી વૃક્ષ ઉપર કુંકુમનો છંટકાવ કરી રહી છે. તિલોત્તમાનાં અનેક સ્વરૂપો જાણે પુષ્પદડા સાથે ગેલ કરતાં હોય તેમ નવલ નવોઢાઓ પોતાની કમળદંડ સમાન કોમળ ભુજાઓથી એક બીજાની સ્પર્ધા કરતાં–પુષ્પોનો વરસાદ વરસાવતાં–પુષ્પપૂજન કરતાં શમીને સંતોષે છે. સર્વ કોઇ આનંદકેલિમાં લીન બન્યાં છે. તેઓ એમજ ધારે છે કે, અહિં તેઓ સિવાય બીજું કોઇ નથી.



લોહીની ગંધથી સાંઢો ચમકી. [પા. ૧૬



દિવ્ય આકૃતિ તેની દૃષ્ટિ સમીપ ખડી થઇ... [પૃ. ૨૭.

પણ નહિ, રતિ સમાન રંભાઓને રસભરી દૃષ્ટિથી જોનાર કામદેવ અહિં હાજર છે ! તેઓનો નિર્દોષ રસભર્યો આનંદ તે કુતૂહલભરી દૃષ્ટિથી જોઇ રહ્યો છે !

આજે વિજયાદશમીનો મંગળ દિવસ છે, દસેરાનું પવિત્ર પર્વ છે, શૂરવીર ક્ષત્રિઓ શસ્ત્રાગારમાં શસ્ત્રપૂજન કરી, સર્વ કોઇ શસ્ત્ર ધારણ કરી, અશ્વારૂઢ થઇ, શમીપૂજન માટે નિકળી પડયા છે. હમીર સુમરો પણ પોતાના સાથ સહિત સામઇયાની સીમ આગળ આવી રહ્યો છે. તેણે પોતાના જનાનાના સ્ત્રીવર્ગને આજે મહાન્ પર્વ હોવાથી સામઇયા બહાર જવાની–મંદિરે દર્શન કરવા જવાની છુટ આપેલી છે. જનાનારૂપી પિંજરામાં પુરાયલી પંખિણીઓને આજે પાંખો આવી છે, અને પવનવેગે અશ્વોથી જોડાયલા–સોનેરી ઘુઘરીઓથી સૂર્યકિરણોમાં ઝગમગતી કીનખાબના પડદાથી ઢંકાયલા સુશોભિત રથમાં બેસી તેઓ પર્વ ઉજવવા નીકળી પડી છે. આ રમણીઓના આગમનથી સ્વર્ગમાંથી અપ્સરાઓ ઉતરી આવી આનંદકેલિ કરતી હોય તેવો ઉપવનનો રમ્ય દેખાવ થઈ રહ્યો છે !

હમીર સુમરાની સાતસો સાંઢો હરાઇ જતાં પણ તેણે વેર વાળવાનો કંઈ યત્ન ન કર્યો એ જોઈ, એ કરતાં પણ વિશેષ અદભૂત પરાક્રમ કરવાની ઇચ્છાથી-વિજયાદશમીના મંગળ દિવસે પરાક્રમનું મંગળ મુહૂર્ત સાચવવાની ઈચ્છાથી કેસર આજે સુમરાના સામઈયાની સીમા આગળ આવી પહોંચ્યો છે. અનાયાસે-વગર મહેનતે તેને પોતાનો શિકાર મળી આવ્યો છે.

સ્ત્રીવર્ગ સાથે આવેલા અંગરક્ષકોને કેસરે પ્રથમથીજ કેદ કરી લીધા હતા. સ્ત્રીવર્ગ આવી પોતપોતાના રથમાં બેસી ગયો. રથો ઉપડવાની તૈયારીમાં હતા, એટલામાં ત્યાં કોલાહલ મચી રહ્યો. કેસરની આજ્ઞાથી તેનાં માણસોએ સારથીઓને પકડી પકડી નીચે

ઉતારવા માંડ્યા, અને તેઓનું સ્થાન પોતે લીધું. સારથીઓ આ ઓચિંતા હુમલાથી દિગ્મૂઢ બની ગયા. તેઓએ ધાંધલ મચાવવાનો યત્ન કર્યો, પરંતુ 'બળીયાના બે ભાગ' મુજબ સત્તા આગળ શાણપણ નકામું નિવડ્યું. સઘળા રથોને કીર્તિગઢ તરફ હાંકવાની આજ્ઞા આપીને કેસર મોખરે થયો. આ કોલાહલથી રથમાં બેઠેલી સ્ત્રીઓ વ્યાકુળ બની; પરંતુ વસ્તુસ્થિતિ શી છે તે જાણવા પામે તે પહેલાં તો તેઓના રથ ત્યાંથી ઉપડયા. સ્ત્રીઓએ માત્ર એટલુંજ જાણ્યું કે કાંઈક વિપરીત બન્યું છે.

હમીરના ઘરની ૧૨૫* સ્ત્રીઓ–દીકરીઓ અને વહુઓને કેસર હરી ગયો–સામઈયા ગામથી કીર્તિગઢ લઇ ગયો. કેસરનું આ ત્રીજું સાહસ !

## ૯ વીરનરનું અસીમ ઔદાર્ય !

સ્ત્રીહરણના સમાચારથી સામઇયા ગામમાં કોલાહલ મચી રહ્યો. ઉત્સવમાં વિઘ્ન ન પાડવાના વિચારથી બીજી હિલચાલ ન કરતાં હમીરે પોતાના કારભારીને કેસર સાથે સમાધાની કરવા માટે કીર્તિગઢ મોકલ્યો. કારભારી કેસર પાસે આવ્યો અને બોલ્યો, "રાણા સાહેબ ! તમે બહુ ખોટું કર્યું, આમાં અંતે તમનેજ નુકશાન છે, તમે જાણતા તો હશોજ કે, આ અમારા રાજાધિરાજ હમીર સુમરાની દીકરીઓ તથા વહુઓ છે?"

"હા, હું તે સારી રીતે જાણું છું. પણ તમે તે બાબતમાં કહેવા શું માગો છો ?"

"એ જ કે જે રીતે તમે તે સ્ત્રીઓને લાવ્યા છો તે રીતે સાસરવાસા કરીને તેઓને પાછી મોકલો."

---

* સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાં ૫૨૫ સુમરીઓને કેસર પકડીને લઇ ગયો એમ લખ્યું છે.

કેસરે હાસ્ય કરતાં કહ્યું, "કારભારીજી ! એ વાત તો કદી બનનાર નથી. એ સ્ત્રીઓ તો અમારા ઘરની રાણીઓ થઇ છે. સિંહને તમે એમ કહેવા જાઓ કે તેં પકડેલો શિકાર હવે છોડી દે તો તે શું બનવા યોગ્ય છે? તમારા રાજાને કહેજો કે એ સ્ત્રીઓ હું કદી પણ પાછી સોંપનાર નથી. હા કદાચ તે મને યુદ્ધમાં જીતીને લઇ જાય તો ના કહેવાય નહિ."

કારભારી નિરાશ થઇ ત્યાંથી ચાલ્યો ગયો.

હમીર હતાશ થયો. કેસરની સામે યુદ્ધ કરવામાં એક મોટી અડચણ હતી. કીર્તિગઢ ખારાપાટમાં હતું તેથી પોતાના સૈન્ય માટે ખોરાક મેળવવાનાં ફાંફાં મારવાં પડે તેમ હતું. શું કરવું તેના વિચારમાં તે પડી ગયો.

કારભારીને રોકડો ઉત્તર સંભળાવી કેસરે કીર્તિગઢમાં પોતાના જેટલા ભાયાત હતા તેઓને એકત્ર કર્યા, પોતે કરેલા સ્ત્રીહરણની વાત તેમને નિવેદન કરી, અને ચાર સ્ત્રીઓ પોતે રાખીને બાકીની એકેક સર્વને વહેંચી દીધી. કેસરને બીજી રાણીઓ હતી, તેમાં આ ચારનો ઉમેરો થયો. ચારમાં ત્રણ સુમરીઓ હતી અને એક ચારણપુત્રી હતી. કેસરને અને તેના ભાયાતોને થઇને આ સુમરીયોના પેટના અઢાર કુંવરો થયા, જેમાં નવ કુંવર કેસરના હતા.

આવી રીતે દશ બાર વર્ષ વિતિ ગયા. હમીર અને કેસર વચ્ચે કજીઓ ચાલ્યા જ કરતો હતો. અંતે હમીર થાકયો. તેણે કેસરને કહાવ્યું કે, "હું તારી સામે લડવાને તો આવું, પણ કીર્તિગઢ ખારાપાટમાં છે તેથી મારી સેનાને ખાવાનું કયાંથી મળે?" કેસર ઉદારચિત્ત, હિમ્મતવાન, વીરનર હતો. જો આ અડચણને લીધેજ હમીર પાછો હઠતો હોય તો તેનો ઉપાય કરવાનો તેણે પોતાનો ધર્મ ધાર્યો. કેસરે તરત જ પોતાનો માણસ મોકલી કહેવરાવ્યું કે, જો માત્ર

આટલી અડચણને લીધે જ તમે યુદ્ધ ન કરતા હો તો જાઓ તમારા સૈન્ય માટે હજાર વીઘાં લીલા ઘઉં વવરાવું છું. પછી તમને કંઈ વાંધો છે? તમારી મરજી પડે ત્યારે યુદ્ધે આવજો."

હમીર અને તેના ભાયાતો આ ઉત્તર સાંભળી-આ વીરનરનું અસીમ ઔદાર્ય જોઇ આશ્ચર્યચકિત બન્યા.

## ૧૦ વિપરીત વિનાશ.

હમીરને હવે હિમ્મત આવી. ખોરાકની પુરતી સગવડ કરી આપવાનું કેસર તરફથી વરદાન મળતાં તેના પગમાં જોર આવ્યું, અને તે પોતાની સાથે સારી સેના લઇને કીર્તિગઢ તરફ કૂચ કરી ગયો. હમીરના આગમનના ખબર મળતાં કેસરે બની શકે તેટલા ભાયાતોને અને અન્ય રજપુતોને તૈયાર કર્યા, અને હમીરને યુદ્ધ આપવાને કીર્તિગઢની બહાર નીકળી પડયો.

બન્ને પક્ષ પૂર્ણ શૌર્યથી લડયા. કેસર કેસરીની માફક ઝઝુમ્યો. પરંતુ હમીર પાસે સૈન્ય ઘણું મોટું હતું એટલે કેસરના પક્ષના ઘણા રજપુતો માર્યા ગયા. કેસરે પાછી પાની કરી નહિ, પરંતુ છેવટ સુધી યુદ્ધ કર્યું તેના ભાયાતો અને ખુદ તેના કુંવરો એક પછી એક પડયા. તેના ભાઇ ભત્રીજા પણ પડયા, અને અંતે કેસર એક વીરનરની માફક અનેક શત્રુઓનો સંહાર કરીને લડતાં લડતાં રણક્ષેત્રમાં પડયો-મરતાં મરતાં અમર કીર્તિ કરી ગયો.

કેસર ગયો. કીર્તિગઢનો નાશ થયો. સુમરી સ્ત્રીઓ પોતાના ધણીની પાછળ સતી થઈ. કેસરના કુટુંબનો નાશ થયો, પરંતુ ઇશ્વરકૃપાથી તેનો માત્ર એક કુંવર બચ્યો. વંશવૃદ્ધિની એકની એક આશા-આ કુંવર તે આપણી કથાનો નાયક હરપાળ હતો.×

---

× એમ પણ કહેવાય છે કે, કેસરના કુંવર હરપાળે સવાસો સુમરીઓને ઝમોરમાં બાળી દીધી ને કીર્તિગઢ તોડી પાડયો. પછી તેણે પાટણમાં નાસેડું લીધું.

## ૧૧ સત્કાર-ઉપકારનો બદલો ઉપકાર!

હરપાળ હિમ્મત હારી ગયો નહિ. તેણે કીર્તિગઢનો ત્યાગ કર્યો, અને અણહિલવાડ પાટણ તરફ આવવા નીકળી પડયો. પાટણમાં રાજા કરણના દરબારમાં જે નવીન આગંતુકને આપણે જોયો છે, તે વીર કેસરી કેસરનો કુમાર આ હરપાળ !*

હરપાળે પોતાની વિતક કરણને કહી સંભળાવી. અજાનબાહુ કેસરના સર્વ ગુણો હરપાળમાં ઉતરી આવ્યા હતા. હરપાળ કદાવર શરીરનો, મજબુત બાંધાનો, ભવ્ય દેખાવવાળો, કાંતિમાન્ અને વિશાળ લલાટવાળો હતો. પોતાના પિતાના સવા મણ લોઢાના ભાલા જેવો ભારે ભાલો તેણે ધારણ કર્યો હતો. તેને જોતાંજ કરણના મનમાં તેને માટે માન ઉત્પન્ન થયું હતું. તેમાં વળી હરપાળ કરણનો મસીઆઇ ભાઈ થતો હતો, એટલે દૂધમાં સાકર ભળવા જેવું થયું. કરણે હરપાળનો સારો સત્કાર કર્યો, અને પોતાને ત્યાંજ સુખશાંતિમાં રહેવાનો આગ્રહ કર્યો. હરપાળ કરણનો મ્હેમાન બન્યો.

અલ્પ સમયમાં હરપાળ માનીતો થઇ પડયો. તે ઘરના માણસ જેવોજ ગણાવા લાગ્યો. દરેક બાબતમાં કરણ હરપાળને અગ્રેસર કરતો.

ધીમે ધીમે ફુલાંદેવીના દુઃખની વાત તેના જાણવામાં આવી. બાબરો ભૂત રાણીના અંગમાં ભરાયો છે, અને કોઇ પણ ઉપાયે તે નીકળતો નથી, એ વાત જાણી તેને ખેદ સાથે આશ્ચર્ય થયું. " શું બાબરાને વશ કરવાની કોઈનામાં શક્તિ નથી ? એમ બનેજ કેમ ?

* કહેવાય છે કે, હરપાળ ઉપરાંત કેસરના વિજયપાળ અને શાન્તાજી એ બે કુંવર પણ બચ્યા હતા. તેઓ પણ હરપાળ સાથે ગુજરાતમાં આવ્યા હતા. વિજયપાળના વંશજ મહિકાંઠાના ઇલોર ગામમાં આજે પણ છે, તેમજ શાન્તાજીના વંશજ કટોસણ આદિના મકવાણા તાલુકદારો કહેવાય છે.

એવી તે એની શી પ્રબળ સત્તા છે? જોઉં છું કે, તે હવે કેમ વશ થતો નથી!" તેણે મનમાં સંકલ્પ કર્યો કે 'ઉપકારનો બદલો ઉપકારથીજ વાળવો, પોતાના આશ્રયદાતાની પત્ની–રાણી કુલાંદેવીનું આવું અસહ્ય સંકટ નિવારવું, અને જગતને બતાવવું કે શક્તિનો ઉપયોગ આમ કરાય છે!'

## ૧૨ વિજય–પરાજય.

હરપાળે પોતાની ઇચ્છા કરણને નિવેદન કરી. કરણને તો 'ભાવતું હતું ને વૈદે બતાવ્યું' તેમ એટલું જ જોઈતું હતું. જ્યારે રાણીના અંગમાં ભૂત ભરાય ત્યારે હરપાળને ત્યાં બોલાવવો અને તે વખતે જે માગે તે સર્વ સામગ્રી તેને પુરી પાડવી, એવી ગોઠવણ કરવામાં આવી.

એક દિવસે રાત્રે હરપાળ ભોજન લઇ મુખવાસ કરતો બેઠો હતો, એટલામાં એક રાજસેવક હાંફતો હાંફતો દોડતો ત્યાં આવ્યો, અને રાણીના અંગમાં ભૂત ભરાવાના ખબર આપ્યા. હરપાળ પોશાક પહેરી શસ્ત્રાસ્ત્ર સજી ત્વરાથી રાજમહેલ તરફ ધસ્યો. ત્યાં કરણ તેની રાહ જોતો હતો. તે તેને રાણી પાસે લઈ ગયો.

રાણીનું અંગ કંપતું હતું. તે ગાંડા મનુષ્યની માફક માથું ધુણાવ્યા જ કરતી હતી. ઘડીમાં તે પછાડા મારતી તો ઘડીમાં આંખો ફાડી સામું જોઇ રહેતી.

હરપાળે જળ મંગાવ્યું, અને જળના ખોબા ભરી ભરીને રાણીના મુખ ઉપર છાંટયું, પરંતુ તેની કંઇ અસર થઇ નહિ. હરપાળે બીજો ઉપાય અજમાવ્યો. ત્યાં ઉભેલા માણસને તેણે કહ્યું, "જાઓ, મરચાં લઇ આવો, અને ધગધગતા અગ્નિમાં તે નાખીને તેનો ધુમાડો આ ભૂતને આપો. તેનાથી પણ એ કાયર ન થાય તો

પછી અપવિત્ર વસ્તુઓનો ધુમાડો આપી તેને અપવિત્ર × બનાવો, એટલે એ પોતાની મેળે નાસવા માંડશે. હું આજ એનો પીછો છોડનાર નથી."

તરતજ રાણીને વાચા થઇ. તેના મુખમાંથી ભૂતનાં વચનો નીકળવા લાગ્યા, "તમે ગમે તેમ કરશો તો પણ હું અહિંથી નીકળનાર નથી. નાહક મને અપવિત્ર શા માટે કરો છો?"

હરપાળ ગર્જના કરતો બોલ્યો, "શું તું નહિજ નીકળે? જોઉં છું કે તું કેમ નીકળતો નથી. તારી કંઇ ઇચ્છા હોય તો

× ભૂતની વાત સત્ય છે કે નહિ, એ વાતમાં મતભેદ ચાલુ જ છે. તેનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. પરંતુ જ્યાં આ વાત ઉપર શ્રદ્ધા રાખવામાં આવે છે ત્યાં ઘણા સ્થળે એવો પ્રકાર જોવામાં આવે છે કે, જેના શરીરમાં ભૂત ભરાય છે તેને પ્રથમ જળ છાંટવામાં આવે છે. તેથી ફેર ન જણાતાં સુગંધી ધુપ કરવામાં આવે છે, તેથી પણ ફરક ન જણાય તો મરચાં કે એવી તેજ વસ્તુનો ધુમાડો આપવામાં આવે છે, અને તે ઉપાય પણ ફલીભૂત ન થાય તો ઘણી વખત અપવિત્ર વસ્તુના ધુમાડા અથવા સ્પર્શથી અપવિત્ર બનાવવાનો ડર બતાવવામાં આવે છે અને કોઈવાર તો શાસન પણ કરવામાં આવે છે. કોઈ વખત તો તે મનુષ્ય બોલે છે અને તેને જે પૂછવામાં આવે તેનો ભૂતરૂપે ઉત્તર આપે છે, અને તેનાથી કેવી રીતે મુક્તિ મેળવાય તેનો ઉપાય પણ બતાવે છે. આશ્ચર્યની વાત છે કે, તેવા ઉપાયથી પુનઃ તે મનુષ્યના શરીરમાં ભૂત નથી આવતું એમ ઘણા કબુલ કરે છે. ઘણું ખરૂં આ અસર સ્ત્રીઓ ઉપર વધારે જોવામાં આવે છે. તેઓને માર મારવામાં આવે ત્યારે તેની કંઇ પણ અસર થતી જણાતી નથી, જો કે ભૂત શરીરમાંથી નીકળ્યા બાદ તે મારની અસર તે મનુષ્યને જણાય છે ખરી. બાબરા ભૂત સાથે હરપાળ કેવી રીતે લડયો તે જાણવાનું સાધન કોઈ પુસ્તકમાં નથી તેથી અમે ઉપરની કલ્પના ગ્રહણ કરી છે. ઇતિહાસમાંથી માત્ર એટલુંજ મળી આવે છે કે હરપાળે બાબરા ભૂત ઉપર હલ્લો કરી તેની માથાની લટ ઝાલી અને તેને વશ કર્યો.

કહી દે, એટલે તે તૃપ્ત કરવામાં આવે. નહિ તો પછી હું મારૂં ધાર્યું કરીશ."

"મને કોઇ વસ્તુની ઇચ્છા નથી, હું બાબરો ભૂત છું. જ્યાં સુધી મને વશ કરનાર કોઈ શૂરવીર ન નીકળી આવે ત્યાં સુધી હું રાણીના અંગમાંથી નીકળનાર નથી."

"ઠીક છે, ત્યારે તેવો શૂરવીર આજે તારી આગળ ખડો છે. જો તારાં વચનો સત્ય હોય તો ચાલ મારી સાથે લડાઇ કર. આજે હું તને વશ કરવાનો જ."

બાબરા ભૂતને અભિમાન હતું કે પોતાને કોઈ જીતનાર નથી. તેથી તે હુળપાળની સાથે લડાઇ કરવા આવ્યો. તેઓની વચ્ચે આખી રાત ઝગડો ચાલુ રહ્યો. બંને એક બીજાથી ચઢે તેવા હતા. ઘડીમાં બાબરો હરપાળને ભૂલથાપ આપી હંફાવતો, તો ઘડીમાં હરપાળ બાબરાને પોતાની શૂરવીરતાનો અનુભવ કરાવતો.

આમ ને આમ રાત્રિનો સમય ઝગડામાં વિતિ ગયો. એટલામાં હરપાળે લાગ જોઇ બાબરાની માથાની લટ પકડી લીધી.

થયું. હવે બાબરો બરાબર સકંજામાં આવ્યો. તે નિરૂપાય થઈ ગયો. તેની લટ પકડીને હરપાળે તેને એવો તો દબાવ્યો કે, તે તેને આધીન થયો, અને મુક્તિ માટે કાલાવાલા કરવા લાગ્યો. હરપાળે તેની લટ પકડી રાખીનેજ પુછ્યું, "કેમ બાબરા! હવે ફરીથી રાણીને હેરાન કરશે કે ? ફરીથી પાટણમાં આવો ઉપદ્રવ કરશે કે"

"ના, કદી નહિ. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે કદી પણ હું પાટણમાં કોઇ પણ પ્રકારની નડતર કોઇને પણ નહિ કરૂં."

"એટલુંજ બસ નથી. મને વચન આપ કે જ્યારે જ્યારે મને તારી સહાયની જરૂર પડે ત્યારે ત્યારે તું અહિં હાજર થશે."

"જ્યારે મારૂં સ્મરણ કરો ત્યારે તમારી સેવામાં હાજર થવાનો હું કોલ આપું છું. પરંતુ તે એવી શરતે કે, તમારૂં સોંપેલું કાર્ય પુરૂં થઇ જાય એટલે હું તમને ખાઇ જઉં. આપની બંને આજ્ઞા મારે માન્ય છે."

હરપાળે બાબરાની લટ કાપી લઈ, પોતાની પાસે સાચવી રાખી અને તેને મુક્ત કર્યો. બાબરો ગયો. રાણીના અંગનો તેણે ત્યાગ કર્યો. હરપાળનો વિજય અને બાબરાનો પરાજય થયો.

## ૧૩ સ્મશાનમાં.

પાટણ નગરની સ્મશાનભૂમિ અત્યારે અત્યંત ભયાનક બની રહી છે. રાખના ટેકરા, અસ્થિના ઢગલા, અને અસ્થિમાંથી હવાની અસરથી ઉત્પન્ન થતા અગ્નિના ભડકા આ ભયાનકતામાં વૃદ્ધિ કરે છે. કૃષ્ણપક્ષની કાળરાત્રિ ભયાનકતાને પોષણ આપી, પોતાનો ઘોર અંધકાર ચોમેર ફેલાવી રહી છે.

આવી ઘોર રાત્રિએ એક માનવી પોતાના બંને ખભા ઉપર કંઇ ભારે વજન ઉપાડી, સ્મશાનભૂમિ તરફ ઉતાવળમાં જાય છે. તેને કોઇનો ડર નથી, અંધકારની તેને દરકાર નથી, સ્મશાનની ભયાનકતાની તેને બીતિ નથી, એમ તેની હિલચાલ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

સ્મશાનભૂમિ આગળ આવતાં જ તે માનવીએ પોતાનો ભાર નીચે નાખ્યો. ભાર પડતાં જ 'બેં......બેં......' એવો બકરાના જેવો અવાજ ઉત્પન્ન થયો. તે માનવી કંઇ જરૂરી તપાસ કરતો હોય તેમ સ્મશાનમાં આડોઅવળો ફરવા લાગ્યો. આવા ભયંકર સ્થાનમાં આમ નિડર ફરનાર કોણ હશે ?

* * * * *

બાબરા સાથે આખી રાત યુદ્ધ કરીને હરપાળ થાકીને લોથપોથ થઇ ગયો હતો. અથાગ પરિશ્રમને લીધે તેને અત્યંત ક્ષુધા વ્યાપી હતી. ક્ષુધાતૃપ્તિનો અત્યારે બીજો ઉપાય ન હોવાથી તે પોતાને ઉતારે ન જતાં પરભાર્યો રબારી વાડે ગયો. ત્યાંથી તેણે બે બકરાં લીધાં, દરેકને એકેક બાજુએ ખભા ઉપર નાખ્યાં, અને સ્મશાનભૂમિ તરફ ચાલ્યો. ત્યાં આવી તેણે બકરાને જમીન ઉપર ફેંકયાં, અને ભક્ષ કેમ તૈયાર કરવું તેના વિચારમાં પડયો. આ કારણને લીધે જ તે સ્મશાનમાં આંટાફેરા મારવા લાગ્યો.

સ્મશાનમાં ફરનાર આ માનવી–હરપાળે તરત જ એક બળતી ચિતા શોધી કાઢી, અને બકરાને તે ચિતામાં શેકીને પોતાનું ભક્ષ તે તૈયાર કરવા લાગ્યો. ક્ષુધા વધતી જતી હતી, પેટમાં લાય લાગી હતી, અને ખાવાને તે અધીરો બન્યો હતો. ભક્ષ તૈયાર થતાં જ તેણે તે ખાવાની તૈયારી કરી. પ્રથમ ગ્રાસ હાથમાં લીધો. હાથ અત્યંત ઝડપથી મુખ તરફ ઉપડ્યો. પરંતુ તે ગ્રાસ મુખમાં પ્રવેશ કરે તે પહેલાં એક ભયંકર ગર્જનાથી તેનો હાથ સ્થંભી ગયો. કોઈ વિચિત્ર ગેબી અવાજ હરપાળને કાને પડયો. ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું, અને હરપાળ કુતૂહલ ભરી દૃષ્ટિથી આ ભેદી અવાજ કોનો–કયાંથી આવે છે તે જોવા લાગ્યો.

## ૧૪ ભેદી અવાજ.

પોતાનું ભક્ષ હાથમાં જ રાખીને હરપાળ ચારે દિશામાં નજર ફેરવવા લાગ્યો, પરંતુ કંઇ પણ તેની દૃષ્ટિએ પડયું નહિ. પોતાને માત્ર ભ્રમ થયો હશે એવી કલ્પના કરી પુનઃ પોતાનું ભક્ષ ખાવા તેણે પોતાનો હાથ મુખ તરફ ઉંચો કર્યો, પરંતુ પુનઃ છાતીને વિંધી નાખે એવો–શરીરને પણ કંપાવે એવો ઘોર નાદ ઉત્પન્ન થયો. હરપાળે ધાર્યું કે સ્મશાનભૂમિમાં આવા ભેદી અવાજ સ્વાભાવિક હોય છે. એટલે તેની દરકાર ન રાખતાં તે પોતાના ભક્ષને ઈન્સાફ

આપવા તત્પર બન્યો. પરંતુ ગ્રાસ લેવાની તૈયારી કરતાં જ ત્રીજી વખતે પણ એ ભયંકર નાદ તેના કાને પડયો. હરપાળે હવે ધીરજ ગુમાવી. કંટાળાભર્યા અવાજે તે બોલ્યો, "કોણ છે એવું માથાનું ફરેલું કે જે આવા અમાનુષી અવાજો ઉત્પન્ન કરી મારી ક્ષુધાતૃપ્તિમાં વારંવાર વિઘ્ન નાંખે છે ? જે હો તે મારી સમક્ષ હાજર થાઓ."

તરતજ વીજળીના કડાકાની માફક ગર્જનાની સાથે એક દિવ્ય રૂપધારિણી આકૃતિ તેની દૃષ્ટિ સમીપ ખડી થઇ. * અને પોતાનો હાથ લંબાવીને બોલી, "હરપાળ ! હું સ્મશાનની અધિષ્ઠાત્રી દેવી-શક્તિ-ભૈરવી છું. અત્યારે હું અત્યંત ક્ષુધાતુર બની છું. તેથી જ આ ભક્ષ ખાતાં મેં તને ભેદી અવાજથી અટકાવેલ છે. તું મને ભક્ષ આપ, અને મારી ક્ષુધા તૃપ્ત કર."

હરપાળ દિગ્મૂઢ થઇ દેવી શકિત તરફ જોઇ રહ્યો.

## ૧૫ ધર્મ માટે પ્રાણ !

ક્ષુધાથી પીડાતા હરપાળે પોતાની ક્ષુધાનો વિચાર કર્યો નહિ. તરતજ તેણે તે સર્વ ભક્ષ દેવીના હાથમાં મુકી દીધું, દેવી તે સર્વ ભક્ષ ખાઇ ગઇ, છતાં તે અતૃપ્ત હોય એવાં ચિહ્નો દેખાયાં. બીજા ભક્ષને માટે તેણે પોતાનો હાથ લંબાવ્યો.

હરપાળ વિચારમાં પડયો. અત્યારે બીજું ભક્ષ કયાંથી લાવવું? દેવીએ હાથ લંબાવ્યો એટલે તે હાથ પાછો ઠેલાય નહિ. તેમ થાય તો પોતાની કીર્તિને કલંક લાગે. અચાનક તેને એક વિચાર સૂઝયો. તેણે તરતજ પોતાની કમરે લટકતી તરવાર કહાડી, × અને પોતાની જાંઘ ઉપર તે ચલાવી. પોતાની જાંઘ ચીરી, તેમાંથી માંસનો લોચો કાઢી તરતજ તે દેવીના હાથમાં મુકયો. તેની જાંઘમાંથી

* જુઓ ચિત્ર.

× કોઈ તરવાર ને બદલે કટાર વાપરી એમ કહે છે.

લોહીની ધારા વ્હેતી હતી તેની તેને દરકાર પણ ન હતી. પોતાના દેહને છેદવાથી અસહ્ય વેદના થશે એ વિચાર સુદ્ધાં તેને આવ્યો ન હતો. રજપુત બચ્ચો યાચકની યાચના પૂર્ણ કરવામાં પાછો પડતો નથી એ હરપાળ સારી રીતે સમજતો હતો, એટલુંજ નહિ, પરંતુ પોતાના ધર્મના પરિપાલન માટે જીવન સમર્પણ કરનાર અનેક રજપુતોનો તે વંશજ હતો અને રજપુત તરીકે ધર્મને માટે પ્રાણ અર્પવા એ પોતાનું પરમ કર્તવ્ય ગણુતો હતો. માંસનો લોચો તો શું, પરંતુ ધર્મ માટે પ્રાણ અર્પવા પણ તે તત્પર હતો. વેદનાનો ખ્યાલ પણ તેના મનમાં નહોતો. તે તો પોતાના દેહનું માંસ દેવી કયારે આરોગે તે જ આતુરતાથી જોઈ રહ્યો હતો!

## ૧૬ વચનથી બંધાઇ!

હરપાળનું આ આત્મસમર્પણ જોઇ, પોતાની અસહ્ય ક્ષુધાને દબાવી, બીજાને માટે ભક્ષ તો શું પણ પોતાનો દેહ આપવા તત્પર બનેલો જોઈ, તેની અડગ ટેકથી સ્મશાનની દેવી—ભૈરવી સંતુષ્ટ બની, અને તેના ઉપર પ્રસન્ન થઇ. તેણે માંસનો લોચો હરપાળની જાંઘમાં પાછો મૂક્યો, અને આશ્ચર્ય કે દેવીના હાથનો સ્પર્શ થતાં જ તેની જાંઘ જેવી હતી તેવીજ થઇ ગઈ! લોહીનું એક પણ ટીપું કે તરવારના ઘાની જરા પણ નિશાની નજરે પડી નહિ.

દેવીના મુખ ઉપર હર્ષની છાયા છવાયલી હતી. પ્રસન્ન વદને તે બોલી, "હરપાળ! શૂરવીર રાજપુત્ર! તારા આત્મસમર્પણથી —તારી અડગ ટેકથી—તારી અલૌકિક હિમ્મતથી હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. મારે તારી કસોટી કરવી હતી, અને એ કસોટીમાં તું શુદ્ધ કુંદન સમાન, પરોપકારી, બહાદૂર, ટેકીલો, અને ધર્માભિમાની નિવડ્યો છે. હું તારા ઉપર તુષ્ટમાન છું. માગ, માગ, તારે જે માગવું હોય તે માગ! હું તને ઇચ્છિત વર આપીશ. તારે મારી પાસેથી જે

વરદાન માગવું હોય તે ખુશીથી માગી લે, મનમાં જરા પણ સંકોચાઈશ નહિ. જે ઇચ્છા હોય તે ખુશીથી માગી લેજે. હું વચનથી બંધાઉ છું કે તું જે માગીશ તે હું જરૂર આપીશ.

### ૧૭ એક આકરી શરત.

દેવી વચનથી બંધાઇ. હરપાળ વિચારમાં પડયો કે 'હવે માંગવું શું ?' પોતાના શૌર્ય ઉપર તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી. લક્ષ્મી તો ચંચળ છે એટલે તે માગવી નકામી. વચન એકજ માગવાનું હતું અને એકજ વસ્તુ લઈ સંતોષ ધરી બેસી રહેવું તેમાં વરદાનનું સાફલ્ય નહિ. આમ ધારી કૌઈ સ્થાયી વસ્તુની તે મનમાંજ શોધ કરવા લાગ્યો. આ સર્વ વિચારો ક્ષણમાત્રમાં થઈ ગયા, અને અચાનક કંઈ સ્મરણ થઈ આવ્યું હોય એમ તે બોલ્યો, "દેવી ! વરદાન એટલુંજ માગું છું કે, આપ મારે ઘેર પધારો અને મારી સ્ત્રી થઇને રહો."

દેવી શક્તિ ચમકી. આ શું માગ્યું? એમ કેમ બની શકે ? તે બોલી, "હરપાળ ! વરદાન માગતા પહેલાં હજી પણ પુરતો વિચાર કરી લે."

"મારે વિચાર કરવો નથી. આપ વચનથી બંધાયાં છો. જો આપનું વચન સત્ય હોય તો મારે ઘેર પધારો."

"પરંતુ તે બની કેવી રીતે શકે ? અમે દેવતા છીએ, તું માનવ પ્રાણી છે. આપણું લગ્ન કેમ સંભવે ?"

"કબુલ છે, શક્તિ, હું માનવ છું એટલોજ માત્ર તમારો વાંધો હોય તો તેમાં કંઇ હરકત નહિ. હાલ આપ મારે ત્યાં પધારો, અને જો મારામાં કંઇ હૈવત જોવામાં આવે તો મારી સાથે લગ્ન કરજો."

"ભલે તેમ થાઓ. પરંતુ તમારી સાથે મારે પ્રથમ એક શરત કરવાની છે, તે એ કે, હું તમારા ઘરમાં રહીશ, પરંતુ જ્યાં સુધી

તમે તમારું દૈવત મને નજરે ન દેખાડો ત્યાં સુધી હું મારા મનની મુખત્યાર છું. ત્યાં સુધી તમે મારા પતિ નહિ, અને હું તમારી પત્ની નહિ."

આ આકરી શરત પાળવાની હરપાળે પ્રતિજ્ઞા લીધી.

## ૧૮ લાયકને લાયક માન.

ફુલાંદેવીનું દારૂણ દુઃખ સદાને માટે ટળ્યું. બાબરા ભૂતને વશ કરી હરપાળે કરણની રાણીનું સંકટ કાપ્યું. જન્મનું સાલ જતાં રાણી હરપાળના આભાર તળે દબાણી. તેણે હરપાળને પોતાના ભાઇ તરીકે ગણ્યો, પોતાની પાસે બોલાવી પોતાનો ઉપકાર દર્શાવ્યો, અને એક બંધુ તરીકે રણવાસમાં આવવા જવાની તેને માટે છુટ કરી આપી.

રાજા કરણ પોતાની પ્રિયતમાને સદાનું સુખ કરી આપનાર નરવીર હરપાળને ભૂલી ગયો ન હતો. મોટમોટા મહાત્મા અને સાધકો જે દુઃખનું નિવારણ કરી શકયા ન હતા તે દુઃખ પોતાની અદ્દભૂત શક્તિને લીધે ટાળનાર અને બાબરા જેવા શકિતમાન ભૂતને સદાને માટે પોતાને વશ કરી લેનાર હરપાળની યોગ્ય કદર કરવાનું તેના લક્ષ બ્હાર ન હતું. માત્ર યોગ્ય સમયની જ રાહ જોવાતી હતી.

આજે સોલંકી કરણના જન્મદિવસનો માંગલિક ઉત્સવ હતો. રાજસેવકો અને પ્રજાજનોનો આજે ભવ્ય દરબાર ભરાવાનો હતો. હરપાળની યોગ્ય કદર કરવાનું–લાયકને લાયક માન આપવાનું કામ આ જ ઠરાવવામાં આવ્યું હતું.

સમય થતાં દરબાર ભરાયો. નેકીવાનના પોકાર સાથે રાજા કરણે પ્રવેશ કર્યો. મંગળ સમયનાં મંગળ કાર્યો શરૂ થયાં. ભાટચારણો અને સરસ્વતીના અનેક ઉપાસક કવિરાજો રાજાના ગુણગાન કરવા

લાગ્યા. અંતે એક સેવક રત્નજડિત સુવર્ણથાળમાં અમૂલ્ય પોષાક મુકી ત્યાં લાવ્યો. આ પોષાક મેળવનારને કોણ ભાગ્યવંત થાય છે તે સર્વ કોઇ જીજ્ઞાસાથી જોવા લાગ્યા. કરણ સિંહાસન ઉપરથી ઉઠયો અને બોલ્યો, "મારા વફાદાર સેવકો અને પ્રિય પ્રજાજનો ! આજના માંગલિક સમયે એક માંગલિક કાર્ય મારે કરવાનું છે અને તે લાયકને લાયક માન આપવાનું છે. વીરનર કેસરના વીરપુત્ર હરપાળે–મારા મસીઆઇ બંધુએ મારા ઉપર–મારી પત્ની ઉપર જે અકથ્ય ઉપકાર કર્યો છે તે આપ સર્વને વિદિત છે. એ કાર્યની પ્રશંસા કરવી એ સોના ઉપર ઢોળ ચડાવવા જેવું છે. એનો બદલો કેવી રીતે વાળવો તેનો મને વિચાર થયા કરે છે. તો પણ હું આશા રાખું છે કે હું જે કંઇ બક્ષીસ આપું તેનો એ સ્વીકાર કરશે." હરપાળ તરફ ફરીને તે બોલ્યો, "બંધુ હરપાળ ! આ પોશાક તેં કરેલા મહાન્ કાર્યના સ્મરણચિન્હ તરીકે સ્વીકાર. આ તો માત્ર એક સ્મરણચિન્હ છે, પરંતુ આ સર્વ સભા સમક્ષ હું કહું છું કે, તેં કરેલા કાર્યના બદલામાં તારી મરજીમાં આવે તે માગી લે. તું જે માગીશ તે હું આપીશ. વિશ્વાસ રાખજે કે મારાં વચનો કદી મિથ્યા નહિજ થાય."

પોતાનો વખત આવ્યો જાણી હરપાળ બોલ્યો. "રાજાધિરાજ ! મેં મારા કર્તવ્યથી વિશેષ કંઇ પણ કર્યું નથી. તેમાં પણ મેં કોઇ પણ પ્રકારના બદલાની ઇચ્છાથી આ કાર્ય કર્યું નથી. છતાં આપનો આગ્રહ છે તો હું માગી લઉં છું કે હું એક રાતમાં જેટલાં ગામે તોરણ બાંધું તેટલાં ગામો મને બક્ષીસ આપી દેવાં અર્થાત્ અર્પણ કરવાં."

વચનથી બંધાયલા કરણે અત્યંત હર્ષથી એ વાતનો સ્વીકાર કર્યો, અને તેની વધારે ખાત્રીને માટે રાજના સહીસિક્કા સાથેનો એ બાબતનો લેખ પણ હરપાળને લખી આપ્યો.

## ૧૯ અલૌકિક સહાય.

વચન મેળવી હરપાળ ઘર તરફ આવવા નીકળ્યો, પરંતુ માર્ગમાં તેના મગજમાં અનેક પ્રકારની વિચારમાળા ફરવા લાગી, "હરપાળ ! તેં વચન માગ્યું તો ખરૂં, પરંતુ તેની ફલપ્રાપ્તિ કેની થશે ? એક રાત્રી જેટલા અલ્પ સમયમાં તું કેટલાં ગામે તોરણ બાંધી શકશે ? તું એકલો જ એ કાર્ય કરવા ધારતો હોય તો તો વચન મોંઘું પડી જશે. ત્યારે કરવું કેમ ? સમય માત્ર એક રાત્રિનોજ છે. તેમાં જેટલાં ગામે તોરણ બાંધે તે તારાં. પ્રભાત થયું એટલે પછી પત્યું. પછી તું અને તારૂં ઘર. ત્યારે મારે શું કરવું ? શું હું એકલો એકંજ રાત્રિમાં બસો ગામ નહિ ફરી વળું ? છટ, એટલામાં શું ? એટલા માટે વચન માગ્યું પણ શા કામનું ? ત્યારે કરવું શું ? કોની સહાય લેવી ? હા......ઠીક યાદ આવ્યું ! બાબરો ભૂત મારી સાથે વચને બંધાયો છે, અત્યારે તેની સહાય લેવાનો યોગ્ય સમય છે, માટે તેમજ કરીશ. પણ પ્રથમ દેવીને આ વાત કરવી જોઇએ–તેની સલાહ મેળવવી જોઇએ......"

વિચારમાં ને વિચારમાં ઘર આવ્યું. દેવી આજે દરબારમાં શું બન્યું તે હરપાળને મ્હોંઢે સાંભળવા આતુર બની હતી. હરપાળે સર્વ વાત તેને નિવેદન કરી.

હરપાળની પરીક્ષા કરવા માટે દેવી શક્તિ બોલી, " વચન માગતા પહેલાં જ વિચાર કર્યો હોત તો ઠીક થાત. એક રાતમાં તે તમે કેટલાં ગામને તોરણ બાંધી શકશો ? "

હરપાળ ચમક્યો. દેવી આ શું બોલે છે ? દેવી શક્તિ–દેવાંશી શક્તિ આવી નિરાશાભરી વાત કેમ કરે છે ? તેને તરત જ દેવીએ કરેલી આકરી શરત યાદ આવી, પોતાનું હૈવત દેખાડવાનો સમય આવેલો જોયો, અને બાબરા ભૂતની સહાયથી અલૌકિક કાર્ય કરી દેવીને આશ્ચર્યચકિત કરવાનો તેણે નિશ્ચય કર્યો. શક્તિને સંબોધીને તે

બોલ્યો, "શક્તિ! મેં રાજા સાથે એવો ઠરાવ કર્યો છે કે, હું આજ રાતમાં જેટલા ગામે ગાગરબેડિયાં મુકું અને તોરણુ બાંધું તેટલાં ગામ મને આપવાં. તો હું ગાગરબેડીયાં મુકીશ અને તમે તોરણુ બાંધજો; એટલે કામ જલદી થશે."

દેવી કબુલ થઇ. તેના મનમાં માત્ર એક જ વિચાર હતો કે, આજ હરપાળના દૈવતની–શક્તિની પરીક્ષા કરવાનો ઠીક લાગ આવ્યો છે!

રાત પડી, રાજમહાલયમાં દીવાબત્તી થઇ, અને નવ ઘડી રાત જતાં હરપાળ અને શક્તિ પોતપોતાનાં કાર્યની સાધના અર્થે નીકળી પડયાં. પ્રથમ તેઓ પાટડી ગામ તરફ ઉપડયા. પાટડીના દરવાજા આગળ આવતાંજ શક્તિએ ત્યાં તોરણુ બાંધ્યું, અને હરપાળે ગાગરબેડિયું મુકયું. આ ક્રિયા કરવાનો અર્થ માત્ર એટલોજ કે, એ ગામ હરપાળની માલિકીનું થયું. કારણુ કે સાધારણુ એવો નિયમ હોય છે કે, 'નવું ગામ જેને વસાવવું હોય છે તે જોશીઓને પૂછીને મુહૂર્ત નક્કી કરે છે, અને બે સ્તંભ કરાવીને તેને તોરણુ બાંધે છે. તે કીર્તિસ્તંભનું કામ સારે છે. તેમજ જળના એક કુંભની સ્થાપના કરીને પોતાની કુળદેવીનું તેમાં આવાહન કરીને તેની પૂજા કરે છે. પછી હનુમાનની પૂજા કરે છે, અને છેવટે જમણુવાર કરે છે.'

પાટડી પછી અનુક્રમે તેના તાબાનાં ૬૦૦ ગામે શક્તિએ તોરણુ બાંધ્યાં, પરંતુ શક્તિને જરા પણુ પરિશ્રમ જણુાયો નહિ. આ જોઇ હરપાળે જાણ્યું કે શક્તિ થાકનાર નથી, માટે ગાગરબેડિયાં મુકવાનું કામ તો બાબરા ભૂતને સોંપવું જોઇએ.

આમ વિચાર કરી તેણે બાબરા ભૂતને બોલાવ્યો, તેને સર્વ હકીકત કહી સંભળાવી, અને તે પોતાને જોઇએ ત્યારે સહાય કરવાને બંધાયલો હોવાથી તેને આજ્ઞા આપી, "બાબરા! અત્યારે તારૂં

વચન પાળ. મારી આજ્ઞા છે કે આજ રાતમાં પ્રભાત પહેલાં બનતી ત્વરાથી તારાથી બને એટલાં ગામે ગાગરબેડિયાં મુકી આવ."

બાબરો તત્પર બન્યો. તેણે પોતાની સવાલક્ષ સેના+ તૈયાર કરી, અને પોતાનું કાર્ય સપાટાબંધ શરૂ કરી દીધું.

## ૨૦ ધાર્યું શું અને થયું શું ?

બાબરાને કામ ઉપર મોકલી હરપાળે શક્તિને કહ્યું, "શક્તિ ! આપણે બનતી ત્વરાએ કામ કરવું જોઇએ. તમે જે જે ગામ માર્ગમાં આવે ત્યાં ત્યાં તોરણ બાંધતા જાઓ, અને હું ગાગરબેડિયાં મુકતો આવું છું."

એમ કહી હરપાળ ત્યાંથી રવાના થયો. ખરી રીતે તો બાબરો ભૂત તેનું કાર્ય કરતો હતો. બાબરાના કામમાં શું પૂછવાનું હોય ! એક તરફ બાબરો અને એક તરફ શક્તિ એટલે પછી બેવડી સહાયથી બેવડું કાર્ય થયું.

છેવટે પ્રભાતનો સમય થયો એટલે વચન અનુસાર આ કાર્ય

---

+ સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાં લખ્યું છે કે 'હરપાળ અને બાબરા ભૂત વચ્ચે લઢાઈ થઇ હતી એમ ભાટ લોકો કહે છે...જ્યારે કરણના દીકરા સિદ્ધરાજે ગિરનાર ઉપર સ્વારી કરી ત્યારે ભાટ લોકો કહે છે કે એ બાબરો ભેળો હતો. ઝાલાવાડના કેટલાક જળાશયો અને કિલ્લા સિદ્ધરાજે બાબરાની સરદારી તળેનાં ભૂતોની મદદથી બંધાવ્યા કહેવાય છે. આ ભૂત લોકો ઘણું કરી ગુજરાતના ભીલ જેવા બરબર જાતીના લોકો હશે, જેના મુખીને ભાટ લોકો બાબરો ભૂત કરી લખે છે.

આ માન્યતા વધારે અર્થસૂચક છે અને એ માન્યતા ગ્રાહ્ય કરીયે તો બાબરો કરણને હેરાન કરતો હોય, તેને હરપાળે હરાવીને વશ કર્યો હોય અને બાબરાએ હરપાળને આપેલા કોલ મુજબ તે પોતાના માણસોને ( સવાલક્ષ સેના ) લઇને મદદે આવ્યો હોય એમ સંભવે.'

બંધ કર્યું. છેલ્લું ગામ જ્યાં દિવસ ઉગવાના સમયે તોરણ બાંધ્યું. તે ગામ દીવડીઉ કહેવાયું.

* * * *

પ્રભાત થતાં જ રાજા કરણે પોતાના કારભારીઓ અને સ્વારોને બોલાવીને સઘળી સાંઢણીઓ તૈયાર કરાવી. તે ઉપર બેસીને પોતાના રાજ્યની ચારે દિશામાં ફરી વળવા અને કેટલાં ગામે તોરણ બંધાણાં છે તે જોઇ આવવા માટે તેઓને રવાના કર્યા. બપોર પહેલાં તેઓ સર્વ પાછા ફર્યા અને સઘળાએ એકત્ર થઇ યાદી મેળવી તો જણાયું કે હરપાળે ૨૩૦૦ ગામે તોરણ બાંધેલાં છે !

માત્ર એક રાતમાં ૨૩૦૦ ગામે તોરણ ! કરણ આભો બન્યો— આશ્ચર્યચકિત થયો. હરપાળની શકિતની તે મનમાંજ પ્રશંસા કરવા લાગ્યો. પોતે વચન આપતી વખતે એમ જ ધારતો હતો કે, "એક રાતમાં તે કેટલાં ગામે તોરણ બાંધી શકનાર છે ? બહુ બહુ તો સો સવાસો ગામે બાંધશે. એ બદલો કંઇ વધારે પડતો ગણાય નહિ." પરંતુ પરિણામ તો ઉલટુંજ—અણધાર્યું આવ્યું. પોતે ધાર્યું હતું શું અને થયું શું ?

કરણ વચનથી બંધાયલો હોવાને લીધે તેણે ૨૩૦૦ ગામ હરપાળને હવાલે કર્યા, પરંતુ આટલાં બધાં ગામો જવાથી તેના મનમાં ખેદ થયો.

બપોરે કરણ અંતઃપુરમાં ગયો. ફુલાંદેવીએ પતિનો ચહેરો ઉદાસીન–નિસ્તેજ જોયો. તે ચેતી ગઇ કે, સ્વામીના હૃદયમાં કંઇ ઉંડી ઉદાસીનતા છવાઈ ગઇ છે. ધીમે ધીમે વાતમાં વાત કઢાડીને તે શાણી સ્ત્રીએ પોતાના સ્વામીના ખેદનું કારણ જાણી લીધું. અને તેના મનનું સાંત્વન કરતાં તે બોલી, " હૃદયેશ ! આપ ચિંતા પરહરો.

રજપૂતનું વચન એકજ હોય છે અને આપે રજપૂતને શોભે તેવું જ કાર્ય કર્યું છે. ફીકર કરવી છોડી દો, મેં હરપાળને ભાઇ ગણ્યો છે અને તેણે મને બહેન માની છે. હું હમણાં જ તેની પાસે જઇશ અને બહેનનું કાપડું માગી પાછી આવીશ."

ફુલાંદેવી ગઇ. કરણ વિચારમાં–વિમાસણમાં પડયો.

* * * *

ફુલાંદેવી રથમાં હરપાળને ઉતારે આવી. રાણીનો રથ આવતો સાંભળી હરપાળ હવેલીની બહાર જઇ, તેનો આદરસત્કાર કરીને અંદર લઇ આવ્યો; અને તેને યોગ્ય માન આપી કહ્યું, "પધારો, પધારો, બહેન! આજે તો કંઇ આ બંધુ ઉપર કૃપા કરી. આપના આગમનનું કારણ ખુશીથી જણાવો. કહો બહેન! આપ શા માટે આવ્યા છો ?"

"ભાઇ ! મેં તને જેમ ભાઇ ગણ્યો છે તેમ તું મને બહેન માને છે; તો તારી આ બહેન આજે તારી પાસેથી વીરપસલીની માગણી કરવા–ભાઈ પાસેથી કાપડું લેવા આવી છે."

હરપાળ સમજી ગયો. "બસ એજ કે ? બહેનનો વીરપસલી ઉપર હક્ક છે, અને તે આપવાને હું બંધાયલો છું. લ્યો ત્યારે પાંચસે ગામનું ભાલ પરગણું તમને હું પસલીના કાપડા તરીકે આપું છું. કૃપા કરીને તેનો સ્વીકાર કરો."

"સુખી રહેજે બંધુ ! વિજયી, દીર્ઘાયુ, અને કીર્તિમાન્ થજે" બહેને આશીર્વાદ આપ્યા. મહેલમાં આવી તેણે પસલી તરીકે પાંચસો ગામ કાપડામાં મળવાની વાત કરણને કરી. કરણને મનમાં ધીરજ આવી.

## ૨૨ બાબરાની બલા દૂર!

બાબરાને સોંપાયલું કાર્ય પુરૂં થયું, એટલે બાબરો આવી હરપાળ પાસે હાજર થયો, અને બીજા કામની માગણી કરી.

હરપાળ બોલ્યો, "બાબરા ! હાલ તો જા. જરૂર પડશે ત્યારે તને બોલાવીશ. તને યાદ કરું ત્યારે મારી પાસે હાજર થજે."

"એમ નહિ ચાલે. મને કંઇ પણ કામ સોંપો, નહિ તો મેં પ્રથમથી બોલી કરી છે તે પ્રમાણે હું તો તમને ખાઇ જઇશ." બાબરા ભૂતે હરપાળને કોલ આપ્યો હતો કે, 'મારો ખપ પડશે ત્યારે હું તમારી ચાકરીમાં આવી હાજર થઇશ, પણ તેની સાથે એટલો કરાર કે મને જે કામ કરવાની આજ્ઞા કરો તે થઇ રહે એટલે હું તમને ખાઇ જઉં.'

હરપાળના ધ્યાનમાં આ કરાર હતો; અને તેથી તેણે આગળ-થીજ વિચાર કરી રાખ્યો હતો. તેણે કહ્યું, "ઠીક છે, બાબરા ! જા, એક ઉંચામાં ઉંચો ઝંડો લઇ આવ." બાબરો તરતજ ઝંડો લઇ હાજર થયો.

"ચાલ, એ ઝંડાને ભોંયમાં દાટ."

તે પણ થયું.

"જો, તું હવે આ ઝંડા ઉપર ચડવા ઉતરવાનું કામ કર. ચડ અને ઉતર કર્યાં જ કરજે અને જ્યારે એ કામ ખલાસ થાય ત્યારે તું મને ખાઇ જજે."

ગરીબ બિચારો બાબરો ભૂત ! તે કામ કદી ખલાસ થાય નહિ, અને હરપાળને તે ખાય નહિ, એટલે બાબરાની બધા સદાને માટે દૂર ! *

---

* સર વૉલ્ટર સ્કૉટે આને મળતી એક વાત લખી છે કે, 'મિખાયલ સ્કોટ એક ભૂતને નવું કામમાં રોકવા બંધાયો હતો. પ્રથમ [illegible] ટ્વીડમાં એક જળબંધ બાંધવાની આજ્ઞા થતાં, ભૂતે એક રાતમાં જ તે તૈયાર કર્યું. પછી શંકુ આકારના ઈલ્ડન ડુંગરના ત્રણ

## ૨૩ ગાંડો હાથી !

શક્તિની આકરી શરત પરિપૂર્ણ થઇ. એક રાત્રિમાં ૨૩૦૦ ગામે ગામરબેડિયાં મુકવાં, એના કરતાં વધારે ઉત્તમ હૈવતનું દૃષ્ટાંત શું હોઇ શકે ? શક્તિ હરપાળના આ હૈવતથી પ્રસન્ન થઇ, અને તેની સાથે લગ્ન કરવા તત્પર બની. હરપાળ હર્ષ પામ્યો. મસાલી ગામના રાવળ ઔદિચ્ય બ્રાહ્મણે એમને પરણાવ્યા. શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન થયાં. અને હરપાળ અને શક્તિ પતિપત્ની બન્યા.

હરપાળે બાબરા ભૂતની સહાય લીધી હતી એ શક્તિ જાણવા પામી હતી કે નહિ એ બાબતનો ઉલ્લેખ કોઇ સ્થળે નથી. પરંતુ શક્તિ કદાચ એમ જાણત કે, બાબરા ભૂતના હાથે જ આ કાર્ય થયું છે તો પણ બાબરા ભૂત જેવાને વશ કરનાર મનુષ્યમાં પણ ખરા હૈવતની પ્રતીતિ થાય છે, એ વિચારથી શક્તિ હરપાળનું હૈવત સ્વીકારત. શક્તિને ભાટ ચારણો દેવી તરીકે સ્વીકારે છે, જ્યારે ઇતિહાસકર્તાઓ કહે છે કે, આ શક્તિદેવી તે પ્રતાપ સોલંકીની પુત્રી થતી હતી. ગમે તેમ હોય—શક્તિ દેવી ન હતી એમ માનીએ તો પણ તેને દેવાંશીની ઉપમા તો આપી જ શકાય, કારણ તેનાં કાર્યો આ ઉપમાને યથાર્થ સિદ્ધ કરે છે.

હરપાળે પોતાની અદ્ભુત શક્તિથી ૨૩૦૦ ગામ મેળવ્યાં તેમાંથી કુલાંદેવીને પસલીનાં ૫૦૦ ગામ આપ્યાં. બાકી ૧૮૦૦ ગામ રહ્યાં તે ઝાલાવાડ કહેવાય છે. પ્રથમ પાટડી ગામે તોરણ બાંધ્યું હતું તેથી હરપાળે પાટડીને પોતાની રાજ્યધાની ઠરાવી. ઘણું ખરૂં તે ત્યાંજ રહેતો હતો. હરપાળ પ્રજાનું પાલન કરતાં, પોતાના રાજ્યનું રક્ષણ કરતાં, પોતાની શક્તિનું સમર્થન કરતાં અને

સરખા વિભાગ કરવાનું ફરમાવ્યું, જે એક રાતમાં જ પૂર્ણ થયું. અંતે કંટાળીને મિચાયલે ભૂતને દરિયાની રેતીના દોરડાં બનાવવાનું કહ્યું, જે કદી પણ ખલાસ થાય તેમ ન હતું.'

શત્રુઓને કંપાવતાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. પતિપત્ની એક બીજાના નિર્મળ સ્નેહમાં સુખી દિવસો ગાળવા લાગ્યાં. હરપાળનો વંશ શક્તિ દેવીથી અમરવેલની પેઠે વધ્યો. તેમને ત્રણ કુંવર સોઢો, માંગો, અને શેખરો, અને કુંવરી ઉમાદેવી થયાં.

" ગામ મશાલી તણે, બિરદ રાવળ બોલાવ્યો,
અંગ થકી ઔદિચ્ય, તેણે મંગળ વરતાવ્યો.
પોહો પાટણ પરણિયો, જગત કો નાત ન જાણી,
હુવા દેવ હરપાળ, શકિત રીઝી થઇ રાણી;
સંસાર વાત રાખી સહી, અમરવેલ ઉત્પન્ન કરી,
સોઢો, માંગો, ને શેખરો, બાઇ ઉમાદે દીકરી. "

એક દિવસ શકિત મહેલમાં નીચેના ગોખમાં બેઠી બેઠી ખુલ્લા ચોગાનમાં રમતા કુંવરોને કુતૂહલભરી દૃષ્ટિથી જોઇ રહી હતી. તેમનો અંતરાત્મા આ કુંવરોને જોઇ સ્વર્ગસુખ અનુભવતો હતો, અને દૃષ્ટિ તેઓની રમત તરફજ ઠરી રહી હતી. એવામાં અચાનક ત્યાં કોલાહલ થઇ રહ્યો જ્યાં ત્યાં બૂમો સંભળાવા લાગી, "દોડજો, ભાગી જજો, ગાંડો હાથી છુટયો છે ! ગાંડો હાથી ! ગાંડો હાથી !! "

## ૨૪ ઝાલા.

પાટડી દરબારમાં ગાંડો હાથી નામનો એક મદોન્મત્ત હાથી હતો. કોઇ કોઇ વેળા તે ઉન્મત્ત બની બહુ ઉત્પાત કરતો. આજે તે સાંકળ તોડી છુટયો હતો, અને ધૂનમાં ને ધૂનમાં બાળકો રમતા હતા તે તરફ ધસ્યો આવતો હતો.

શકિત દેવીએ આ જોયું. તેના પેટમાં ફાળ પડી. બાળકો ગભરાટમાં કઇ તરફ દોડવું તેના વિચારમાં પડયાં. હાથી લગભગ બાળકો આગળ આવી લાગ્યો. એક ક્ષણ વધારે અને હાથીએ બાળકોને

પોતાના સપાટામાં લેત; પરંતુ માતાનું વાત્સલ્ય એ ભય નિવારવ યત્ન કર્યા વગર કેમ રહી શકે? શક્તિએ ગોખમાંથી હાથ લ કરી-વધારીને કુંવરોને ઝાલી લીધા,* અને એક ચારણનો છો કુંવર સાથે રમતો હતો તે લાગમાં ન આવવાથી તેના માથ ટપલી મારી એક બાજુએ ખસેડી મુકયો, અને તેને હાંથીના પ માંથી બચાવ્યો.

કુંવરોને ઝાલી લીધા તેથી તેઓ અને તેમના વંશજો ઝ કહેવાયા, અને ચારણને ટપલી મારી તેથી તેના વંશના ચારણ તે ટાપરિયા કહેવાયા. આ બાબતમાં ભાટ ચારણો કહે

"તું સુણિયે સામંત, દૈત્ય સબ ભાગ્યા ડોટે,
તું સુણિયે સામંત, ચડપડે લીધા ચોટે;
તું સુણિયે સામંત, શકિત રાખી કરી રાણી,
તું સુણિયે સામંત, અઢારસેં ઘર ઘર આણી,
હુરપાળ વડો જમરા હથો, દિન દિન અધિકો દાખિયે,
તુંઆરો તોલ કેસર તણા, ભલા સામંત ન આખિયે."

"પાટડીએ પોહોપાટ, મહેલ કીધો મકવાણે,
રાણી ગોખ રહંત, ગતિ કો શકિત ન જાણે;
રાય તણા ગજરાજ, મેહ છૂટયા મદમંતા,
દૂર પંથ દેખિયા, રાજવી કુંવર રમંતા;
સોઢો, આંગો, ને શેખરો, લાંબે કર ઝાલી લિયા,
ઓ આપે શકિત આપણી, કુંવર સાખ ઝાલો કિયા."

## ૨૫ ઉપસંહાર.

કેસરને મારનાર હમીર સુમરો બીજો કચ્છના જાડેજા જામ લાખા જાડાણીના કાકા હાલાજીના કુંવર હોથીજીને

* જુઓ ચિત્ર.

ઝાલારાણાની શક્તિ.



શાકતએ કુંવરોને ઝાલી લીધા... [પૃ. ૪૦.

લડાઇમાં મૃત્યુ પામ્યો હતો. બાબરાભૂતના સ્મારક તરીકે ધ્રાંગધ્રા રાજ્યના હુંગવદ ગામ–જ્યાં પ્રથમ ઝાલાઓની રાજધાની હતી ત્યાં બાબરાભૂતની જગ્યા છે અને તે પીઠડને નામે પ્રખ્યાત છે. શક્તિ દેવીનું મંદિર પણ હુંગવદના દરબારમાં બંધાવેલું છે, અને આ બંને સ્થળોએ આજે પણ ઝાલાનાં પરણેલ વહુવરો દર્શન કરવા આવે છે.

હરપાળ જેવા પરાક્રમી વીરનરે ૪૦ વરસ સુધી ૧૮૦૦ ગામ ઉપર રાજ્ય કર્યું, તે સમયમાં તેણે બીજા અનેક પરાક્રમો કર્યાં હશે, પરંતુ ભાટચારણોની જીભ્હા ઉપરજ તે અંકિત થએલાં હોવાથી કદાચ જને દહાડે ભુલાઇ–ભુંસાઇ ગયાં હશે. ઇતિહાસના પૃષ્ઠ ઉપર અંકિત થવા તે ભાગ્યશાળી બન્યાં નથી. ગમે તેમ હો, પરંતુ ઝાલાવંશની પૂર્વકથા નિકળતાં અદ્યાપિ પણ હરપાળનું નામ માનની લાગણીથી લેવાય છે, અને એક વીરનર તરીકે તેની સ્તુતિ થાય છે. કહેવાય છે કે, હરપાળ શકિતના મૃત્યુ પછી થરપારકરના સોઢા રજપુતની કુંવરી રાજકુંવરબા વેરે પરણ્યો હતો, અને તેને નવ કુંવર થયા હતા. હરપાળ ઇ. સ. ૧૦૯૦ થી ૧૧૩૦ સુધી રાજ્ય કરી ૧૧૩૦ માં દેવલોક પામ્યો. એક ભાટ લખે છે કેઃ–“ હરપાળના વંશની નવ શાખાઓ થઇ, તેમાં ઝાલાની શાખા મુખ્ય–શ્રેષ્ઠ ગણાય છેઃ–

“મકવાણા રાણીંગ[1], બહો બાગલ[2] બરદાળા,
લજ્જાવંત લુણંગ[3], ભલા બલો[4] ચય ભાઇ,
ખતરવટ રાખણ ખાંટ[5], જકે પારાકર[6] જાણું,
વિઠોડ[7] ને હાપેવ[8], જકે ઝઘરાણ[9] વખાણું,
નવ શાખાઓ નવખંડમાં, મકવાણો દશમો મણિ,
એટલી શાખ ઉજળતલ, તિલક શાખ ઝાલા તણી.”

હરપાળના વંશજો હજી પણ ઝાલાના પ્રતાપી નામથી પ્રખ્યાત છે. ઝાલાવાડના ઝાલા વંશના દરેક રાજાએ કંઇને કંઇ પરાક્રમ કરેલું

ઇતિહાસના પૃષ્ઠઉપર દ્રષ્ટિગોચર થાય છે. હરપાળના વંશજ—ઝાલાની રાજ્યધાની વખત જતાં પાટડીમાંથી ફરીને કુંકાવટીમાં, ત્યાંથી હળવદમાં અને ત્યાંથી ધ્રાંગધ્રામાં ફરી એમ ઇતિહાસ કહે છે.

સાક્ષાત્ દેવી અથવા દેવી સ્વરૂપ કે દેવાંશી શક્તિ દેવીએ-ઝાલા રાણાની શક્તિએ પતિના પહેલાં જ ચૈત્ર વદી ૧૩ સંવત્ ૧૧૭૧ ને દિવસે દેહત્યાગ કર્યો. ઝાલાઓ અદ્યાપિપર્યંત શક્તિને દેવી સ્વરૂપ માને છે, અને તેમના તરફ પૂજ્યબુદ્ધિ ધરાવે છે, તેની પ્રતીતિ એટલા ઉપરથી થાય છે કે અદ્યાપિ તેઓ તેના મરણ દિવસનો શોક પળે છે, એટલું જ નહિ, પરંતુ શક્તિના મૃત્યુ પછી ઝાલાઓ જ્યારે યુદ્ધમાં ઉતરતા ત્યારે યુદ્ધચિહ્ન તરીકે પણ શક્તિનું ચિહ્ન રાખતા. આજે પણ ઝાલાઓ શક્તિને જ પોતાની કુળદેવી ગણે છે, અને કોઈપણ ઝાલા રાજવંશીના લગ્ન થાય ત્યારે પ્રથમ શક્તિ દેવીનાં દર્શન કરવા જાય છે, અને એ દેવી સ્વરૂપ શક્તિના શુભા-શીર્વાદો મેળવી કૃતાર્થ થાય છે.



# કુવાનો કેર

કિંવા

# સુલતાનનું વેર.

## ૧ આ શું ?

સંધ્યાનો સમય. ભગવાન સવિતાનારાયણ આખા દિવસના પરિશ્રમથી થાકીને વિશ્રાંતિ લેવાની તૈયારી કરતા હોય તેમ દૃષ્ટિ-મર્યાદા પાછળ ધીરે ધીરે અદૃષ્ટ થતા જતા હતા, જતાં જતાં પણ પોતાનો પ્રભાવ બતાવવા માગતા હોય તેમ રક્તવર્ણનાં સોનેરી કિરણો ફેંકી રહ્યા હતા. આકાશમાં સપ્તરંગી ધનુષ્યરેખાઓ તણાઈ રહી હતી. વનવગડામાં રખડી જીવન ગાળનાર ગોપાળ–ધેનુના ચરા-

વવાવાળા–સાદા, ભલા, ભોળા ગોવાળિયા સત્યનિષ્ઠાથી પોતાના કર્તવ્યનું પરિપાલન કરી, ધેનુના ધણને–ગાયોના સમૂહને ગામ તરફ હાંકી લાવતા હતા. પોતાનાં સંતાનોથી વિખુટી પડેલી વાત્સલ્યભાવથી ભરેલી ગાયો પોતાનાં વાછડાવાછડીને મળવાની આતુરતામાં 'હંભા ! હંભા !' અવાજ કરતી, કુદરતે તેમને માટે તૈયાર કરેલો ખોરાક–લીલોછમ જેવો ઘાસચારો ચરીને મેળવેલી તાજી શક્તિથી દોડધામ કરતી, પૂર વેગથી પોતાના ધામ તરફ ધસી આવતી હતી. તેમના પગની ખરીઓના ઘસારાથી ઉડતી ગોરજથી વાતાવરણ છવાઈ રહ્યું હતું.

આ તો સામાન્ય નિત્યક્રમ હતો; પરંતુ કંકાવટી નગરીના નાગરિકોને આજની સંધ્યામાં કંઇક વિશેષતા જણાઇ. વાચાહીન મુંગાં પશુઓની પાછળ જીવતા જાગતા મનુષ્યોના થોકેથોક કંઇ અનિર્વાચ્ય આપત્તિમાં આવી પડ્યા હોય, મહાન્ સંકટમાં સપડાયા હોય તેમ હાંફળા ફાંફળા બનેલા નગરી તરફ ધાતા હતા. ગરવા ગામડીઆઓ જીવ લઇને નાસતા હોય તેમ આકુળવ્યાકુળ જણાતા હતા. તેઓનાં વસ્ત્રો પરસેવાથી તરબોળ થઇ ગયા હતા. શરીર અને મોં ઉપર પવનના સપાટાથી ઉડતી લાલ ધૂળ ચઢી ગઈ હતી, મુખ ઉપર વિહ્વળતાનાં ચિહ્નો જણાતા હતાં, કાયા થરથર કંપ્યા કરતી હતી.

શરીર પણ ઘસાઈ જાય એવાં જાડાં ખાદીનાં વસ્ત્રો પરિધાન કરનારા, ટાઢતડકાની દરકાર કર્યા વગર, જંગલી જનાવરોની ભીતિ રાખ્યા વગર, રાતદિવસ વગડામાં વખત વિતાવનારા ખેડુતો આજે આમ ભયભીત શા માટે બન્યા છે ? એનું કારણ કોઇ કળી શક્યું નહી. નગરજનો અનેક તર્કવિતર્કો કરવા લાગ્યા, દરેકના મનમાં એજ તરંગ ઉઠતો હતો કે, " આ શું ? "

## ૨ તમારો વાળ વાંકો થનાર નથી !

ભયથી ભાન ભુલેલા કૃષિકારો નગરજનોના પ્રશ્નોનો ઉત્તર

આપવાની પરવા નહી કરતાં પ્રવેશદ્વારમાં દાખલ થઇ નગરીની બજારને વીંધી રાજમહેલ આગળ એકત્ર થયા. ભયથી ત્રાસેલા લાંબા પંથને લીધે થાકીને લોથપોથ બનેલા, તેઓ રાજમહાલય આગળ આવતાંજ 'અરે ભલા ભગવાન! અમે તે એવાં કયાં પાપ કર્યાં હશે કે અમારા ઉપર આવી આફત આવી!' એવો નિશ્વાસ નાખી કપાળે હાથ દઈ ભૂમિપર બેઠા. કેટલાક ધીર પુરૂષોએ લોખંડની કડીઓવાળી મજબૂત ડાંગને ટેકો દઇને ઉભા રહેવાનુંજ પસંદ કર્યું.

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ! અમને બચાવો! અમે માર્યાં જઇએ છીએ. અમારૂં સર્વસ્વ લુંટાઇ જાય છે. અમે તો વિના મોતે મરીએ છીએ. બચાવો, રાજન! બચાવો! આપનાં અનાથ બાળકોનું રક્ષણ કરો!"

આવા ભિન્નભિન્ન પ્રકારના કરૂણાજનક ઉદ્ગારોથી વાતાવરણ ભેદાવા લાગ્યું. કોલાહલ વધતો ગયો. રાજમહાલયની શાંતિમાં ભંગ પડયો.

રાજમહાલયના અધિપતિને આ કોલાહલ સાંભળી કુતૂહલ થયું. સેવક દ્વારા તેને ખબર મળ્યા કે કૃષિકારો પોતાના કર્મની કથની કહેવા, દુઃખની દાદ માગવા અહીં એકત્ર થયા છે.

કંકાવટીના નરેશ-મહારાણા વાઘોજી રાજ્યધર્મ સારી રીતે સમજતા હતા. પ્રજાપાલન એજ પોતાનું કર્તવ્ય: પ્રજાના સુખમાંજ પોતાનું સુખ: પ્રજાનો ઉત્કર્ષ એજ પોતાની કીર્તિ: આ તેમના જીવન મંત્રો હતા. ગમે તે સમયે, ગમે તે સ્થળે કોઇ પણ પ્રજાજનને દુઃખની દાદ મેળવવા માટે પોતાની સમક્ષ આવવાની તેણે છુટ આપી હતી. આમ હોવાથીજ કૃષિકારોએ આવા કફોડા વખતે-સંધ્યાસમયે છેક રાજમહાલય સુધી આવવાની હામ ભીડી હતી.

દીનબંધુ દુઃખીની વ્હારે ધાયા. સેવકનો સંદેશો સાંભળી તરતજ તેઓ બહાર આવી ઝરૂખામાં બેઠા. દેવદર્શન થતાં ભકતોથી પ્રેમભક્તિની ધુનમાં ગમે તેવું બોલી જવાય છે તેમ પ્રેમી પિતા

સમાન વાત્સલ્યભાવ રાખનારા આ નરવરને જોતાંજ ત્યાં જામેલી ઠઠમાંથી કરૂણા ભર્યા કંઇ કંઇ ઉદ્ગારો નીકળવા લાગ્યાઃ—

"બચાવો, દયાળુ પ્રભુ! આ દુષ્ટ યવનોએ કાળો કેર વર્તાવ્યો છે. ધોળે દહાડે ધાડ પાડવાનો ધંધો ચલાવ્યો છે. અમે તો તમારે આશરે છીએ મહારાજ!......"

વાઘોજીએ તેઓનું સાંત્વન કર્યું, "શાંત થાઓ, પ્રજાજનો! આમ ભયથી ત્રાસો નહિ. આ વાઘોજીના દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી ભયનું નામનિશાન પણ તમારે માટે નથી, એ ખાત્રીપૂર્વક માનજો. જરા ધૈર્ય ધરો, અને આમ ભયભીત થવાનું શું કારણ છે તે નિવેદન કરો."

"મહારાણાનો જય થાઓ! અન્નદાતા! શું કહીએ? મહા જુલમ થાય છે. મુસલમાન ઘોડેસ્વારો તીડની માફક ઉભરાઇ પડયા છે, અને સીમનાં તમામ ખેતરોમાં પોતાના અશ્વોને છુટા ચરવા મુકી દીધા છે. આખા વરસની કરી કમાણી ધૂળ મળે છે. ખેતરના ઉભા મોલનો તેઓ નાશ કરે છે. અમારા ખેતરનો પાક એ તો અમારી જીવનદોરી છે. રાજન્! એ પાકનો નાશ થશે તો અમે રખડતી હાલતમાં આવી પડશું એ તો ઠીક, પરંતુ આપણા દેશમાં દુષ્કાળ જેવી સ્થિતિ થઇ પડશે એ અમને મોટી ચિંતા થાય છે..."

ખેડુતોને રાજમહેલ તરફ જતા જોઈ ખરૂં કારણ જાણવાની જીજ્ઞાસાથી કેટલાક નગરજનો પણ તેઓની પાછળ પાછળ આવી ત્યાં ભરાયા હતા. ખેડુતોની વાત સાંભળતાં તેઓના હાંજા ગગડી ગયા. પોચા મનના વણિકો વચમાં જ બોલી ઉઠયા, "ખરી વાત છે, મહારાજાધિરાજ! દેશમાં દુષ્કાળ પડે તો ભયંકર ત્રાસ વર્તાય. એ હથિયારબંધ સીપાઇઓ પાસે આ બિચારા ગામડીઆઓનું શું ગજું?"

પોતાની અવગણના થતી જોઇ ભીમ જેવા કદાવર શરીરનાં એક યુવાન ખેડુતનું લોહી ઉકળ્યું. પોતાની લઠ્ઠ જેવી જાડી ડાંગ

હવામાં ઉછાળી તે બોલ્યો, "અમે ગામડીઆ એટલે બાયલા છીએ એમ સમજતા નહિ હો! એ તો આ પૃથ્વીપતિની આજ્ઞા વગર અમારાથી કંઇ આડું અવળું કરાય નહિ, નહિ તો આ કડીયાળી લાકડીના એકજ ઘાથી માથાની ટાલકી તોડી નાખું એટલી મારામાં તાકાત છે!"



ટાલકી તોડી નાખું એટલી મારામાં તાકાત છે!

વાત વધી પડત, પરંતુ 'ડાહી માના દીકરા' જાણે કંઇ જાણતાજ ન હોય તેમ આડાઅવળા થઇ ગયા!

ખેડુતનું આત્મબળ જોઇ વાઘોજીને સંતોષ થયો, વણિકની સ્વાર્થપરાયણતા અને નિર્બળતા જોઇ હાસ્ય ઉપજ્યું. પુનઃ કોલાહલ શરૂ થયો.

વાઘોજીની આજ્ઞાથી શૂરવીર સામંતોની શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલી એક ટુકડી તત્કાળ હાજર થઇ. રાજસેવકોની આજ્ઞાથી ત્યાં જામેલી ઠઠમાં તરતજ શાંતિ પથરાઇ ગઇ.

પોતાના સામંતો તરફ

જોઇ વાઘોજી બોલ્યા, "મારા વફાદાર પ્રજાજનો! તમે નિ-શ્ચિંત રહો, નિર્ભય બનો. તમારા રક્ષણ માટે આ ક્ષત્રિય આ સામંતો દુશ્મનોને શાસન આપવા ઉપડી જાય છે. એ પઠા-ણોના શા ભાર છે કે, મારી સીમમાં આવું તોફાન મચાવે? જાઓ, તમે તમારૂં કાર્ય નિરાંતે કર્યા કરો. સત્ય માનજો કે તમારા ઉપર આવેલું સંકટ વાદળ અલ્પકાળમાં વિખરાઇ જશે. વાઘોજી જ્યાં સુધી જીવતો બેઠો છે ત્યાં સુધી તમારો વાળ પણ વાંકો થનાર નથી!

## ૩ મારે તેની તરવાર!

લગભગ ચારસો વરસ પૂર્વની વાત. તે વખતમાં સાંપ્રત કાળની માફક કાયદા સાથે કામ ન હતું. ત્યારે તો 'બળિયાના બે ભાગ' જેવું હતું, 'મારે તેની તરવાર' એજ કાયદો ગણાતો હતો. સત્તા અને હકુમતનો આધાર બાહુબળ ઉપર હતો.

એક વખત ક્ષત્રિયોની શિતળ છાયામાં મહાલતો ગુજરાતનો પ્રદેશ અત્યારે પઠાણોના પનારે પડયો હતો. સુલતાન મહમદ બેગડો ગુજરાતનો પાદશાહ હતો. પોતાની સત્તાનો વિસ્તાર વધારવાને તે અહોનિશ મથતો. સોરઠ પ્રાંતની વ્યવસ્થા માટે ખલીફખાન નામના સરદારને તેણે હાકેમ-સુબો નીમ્યો હતો.

ખલીફખાન મહત્વાકાંક્ષી હતો. પાદશાહના માનીતા બનાવું, જેમ બને તેમ પોતાની સત્તા વધારે જમાવવી, અને લાગ ફાવે તો પર રાજ્યનો પ્રદેશ પણ હોઇઆં કરી જવો, એ તેની મહત્વકાંક્ષા હતી. તેથીજ તે જ્યાં ત્યાં પોતાની સત્તા અજમાવવાનો અને સત્તાના તેજમાં આંજી નાંખીને મળતો લાભ લઇ લેવાનો યત્ન કરતો હતો. તેની પ્રેરણાથીજ કંકાવટીની સીમમાં તેના સૈનિકો નિડરતાથી ફરીને પાકનો બગાડ કરી રહ્યા હતા.

ઘોડાઓ ખેતરોમાં નિડરતાથી ચરતા હતા—મરજીમાં આવે તેમ પાકને પગતળે ચગદી, ચાંપી, કચડી નાખતા હતા. સત્તાથી ઉન્મત્ત બનેલા વિધર્મી સૈનિકો પાકનું સત્યાનાશ વળી જતું જોઇ પોતે મોટો વાઘ મારતા હોય તેમ મલકાતા હતા, અને મિત્રમંડળમાં બિભત્સ ઠઠ્ઠા મશ્કરી કરી મોજ માણતા હતા. ખલીફખાનની હુંફ હોવાથી, પોતાને કોઇ પુછનારજ નથી એવી માન્યતાથી તેઓ યથેચ્છ વર્તન કરતા નિશ્ચિંત બની બેઠા હતા.

આ અધમ આનંદ વધારે વાર ટકયો નહિ. દૂરથી વંટોળીઆની માફક ધુળના ગોટેગોટ ઉડતા જણાયા. અશ્વોના પગના ડાબડા સંભળાવા લાગ્યા. સંખ્યાબંધ રજપૂત ઘોડેસ્વારો અશ્વોને પૂરપાટ દોડાવતા તે તરફ ધસી આવતા હતા.

સત્તાના અભિમાનમાં યવન સૈનિકોએ તેની દરકાર કરી નહિ. રજપૂત સૈનિકોએ ત્યાં આવતાંજ પાકનો કચ્ચરઘાણ થતો જોયો તેઓનો પિત્તો ઉછળ્યો. ખેતરમાં પોતાના અશ્વોને કુદાવી પાકની પાયમાલી કરતા અશ્વોને તેઓ નસાડવા લાગ્યા. ઘોડાઓ ભડકયા, અને જીવ લઇને ત્યાંથી નાઠા. ઘોડાઓની નાસભાગ થતી જોઇ શત્રુઓ દોડધામ કરવા લાગ્યા; જેમ ફાવે તેમ, ગમે તે અશ્વ હાથમાં આવે તે ઉપર ઉતાવળમાં સ્વાર બની ગયા, અને "અબ્બે સાલે ગંડુ! હમ તો સરકાર કે આદમી હય," એવો મિથ્યા ડર બતાવવા લાગ્યા. પરંતુ રજપૂતોને તેની થોડીજ દરકાર હતી. તેઓએ નાસભાગ કરતા યવન સૈનિકોની પુંઠ પકડી. ઝપાઝપી શરૂ થઇ. કેટલાક યવન સૈનિકો અને અશ્વો રજપૂતોની તરવારના ભોગ થઇ પડયા. પોતાનું અહીં કંઇ ફાવે તેમ નથી એવી ખાત્રી થતાં યવનો જુદી જુદી દિશામાં વેરાઇ ગયા. પાકને થતું નુકસાન અટકી ગયું. ખેડુતનો ભય ભાંગ્યો. હાલ તરત ત્યાં શાંતિ ફેલાઇ, પરંતુ આ બખેડાનું પરિણામ શું આવશે તેની સર્વ કોઇ ચિંતા કરવા લાગ્યા.

## ૪ પૂર્વ કથા–કાળચક્રની ગતિ !

વાઘોજી ઝાલા કુળદીપક હતા. પોતાના પિતા ભીમસિંહજીનું મૃત્યુ થતાં ઇ૦ સ૦ ૧૪૬૯ માં તે રાજ્યાસનારૂઢ થયા. વાઘોજીના વડીલો પોતાની શૂરવીરતાને માટે ઇતિહાસપ્રસિદ્ધ હતા. પાટણનરેશ રાજા કરણની રાણીના ભૂતને વશ કરી બદલામાં એકજ રાત્રીમાં ૨૩૦૦ ગામ બક્ષિશ મેળવનાર નરવીર હરપાળ અને દેવી શક્તિના એક વંશજ તરીકે વાઘોજી વિખ્યાત હતા. હરપાળે ઇ૦ સ૦ ૧૦૯૦ માં પોતાની રાજ્યધાની પાટડીમાં સ્થાપી હતી, ત્યારથી તે છેક ઇ૦સ૦ ૧૪૦૮ માં સતરસાલજી ગાદીએ આવ્યા ત્યાં સુધી લગભગ ૩૦૦ વરસો સુધી ઝાલા રાણાઓની રાજ્યધાની પાટડીમાંજ રહી. પરંતુ જગતમાં કોઇ પણ વસ્તુ એકજ સ્થિતિમાં કયાં ટકી શકે છે? કાળચક્રની ગતિમાં દરેક વસ્તુ અટવાય છે, અને તમામ વસ્તુનું પરિવર્તન એ કુદરતનો નિયમિત કાર્યક્રમ છે. ઝાલા રાણાઓની રાજ્યધાની પણ આ પરિસ્થિતિને પ્રાપ્ત થઇ. સતરસાલજી* મહાપરાક્રમી રાજા હતા. એ વખતમાં ગુજરાતમાં મુસલમાની સત્તાનો દોર ચાલતો હતો, અને પોતાની સ્વતંત્રતાના સંરક્ષણ માટે સતરસાલજીને ગુજરાતના પાદશાહ અહમદશાહ સામે ત્રણ વખત બંડ ઉઠાવવું પડયું હતું; પરંતુ તેમાં ન ફાવવાથી છેવટે તેમણે રાજ્યગાદી પાટડીમાંથી ઉઠાવીને માંડળ ગામમાં સ્થાપી. તેમના મૃત્યુ પછી ઇ૦ સ૦ ૧૪૨૦ માં તેમના પાટવીકુમાર જેતસિંહ માંડળની ગાદીએ આવ્યા. અમદાવાદનો મુગલ પાદશાહ અહમદશાહ (પહેલો) તેના પિતાએ ઉઠાવેલાં બંડો વિસરી ગયો ન હતો. પોતાનું વેર વાળવાને તેણે ઉપરાઉપરી માંડળ ઉપર ચડાઇ કરવા માંડી. જેત-

---

* ઇતિહાસમાં તેઓ સુલતાનાજીના નામે પ્રસિદ્ધ છે. પોતાના નામ ઉપરથી તેમણે સુલતાનપુર વસાવ્યું હતું.

સિંહને માંડળમાં વધારે વાર રહેવું યોગ્ય લાગ્યું નહી, એટલે પોતાની સલામતી માટે માંડળનો ત્યાગ કરીને તેણે ધ્રાંગધ્રાથી દસ માઇલ દૂર આવેલી કુંકાવટી નગરીમાં પોતાની રાજ્યધાની સ્થાપી. આવી રીતે ઝાલાઓની રાજ્યધાની પાટડીમાંથી માંડળ અને માંડળમાંથી કુંકાવટીમાં બદલાઇ ગઇ. આનું નામ તે કાળચક્રની ગતિ!

વાઘોજી જેતસિંહના પ્રપૌત્ર હતા. પોતાના વડીલોને પગલે ચાલી પ્રજાહિતનાં કાર્યો કરવામાં–પોતાના ક્ષાત્રત્વને શોભા આપે એવા ખંરાતની કામો કરવામાંજ તે પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. ગુજરાતમાં મુસલમાની સત્તાનો દોર ચાલતો હોવા છતાં તેની તેમને દરકાર ન હતી. પોતાની હદમાં કોઇ પણ મનુષ્ય–પછી તે ગમે તેવી સત્તા ધરાવતો હોય–કોઇ પણ પ્રકારનો ત્રાસ વર્તાવે તો તેમનો કોપાગ્નિ એકદમ સળગી ઉઠતો, અને એ કોપનું કારણ બનનાર તેનો ભોગ થઇ પડતો. પ્રજાહિતચિંતક રાજાના રક્ષણ નીચે રહેવામાં કુંકાવટીની પ્રજા પોતાને અહોભાગ્ય માનતી, પૂર્ણ વફાદારીથી રાજ્યનિષ્ટા સાચવતી, અને રામરાજ્ય જેવા અમલમાં સુખશાંતિના આનંદ ઝુલે ઝુલતી હતી.

## ૫ અપમાન!

રજપૂત સૈનિકોના શાસનમાંથી નાસી છુટેલા યવન સૈનિકો પોતાના થયેલા બુરા હાલ ઉપર હાય અફસોસ કરતા, રજપૂતોનો માર ખાઇને થાકીને લોથપોથ બનેલા, ખલીફખાન પાસે આવ્યા, અને બનેલી હકીકત નિવેદન કરી. સોરઠનો સુબો, ગુજરાતના સર્વોપરી પાદશાહનો એક માનીતો હાકેમ, તેના સૈનિકોના આવા હાલ! આ વિચારથી સુબાનું મગજ ધમધમી ઉઠયું. યવન સૈનિકો સત્ય હકીકત નિવેદન કરવા ઉપરાંત પોતાની ગાંઠનું અતિશયોક્તિરૂપી મીઠું મરચું ભભરાવવાનું ભૂલી ગયા ન હતા. ખલીફખાને નિશ્ચય

કર્યો કે, 'એ 'મગજના ફાટેલા' રાજાની શુદ્ધિ ઠેકાણે લાવવી, પોતાની સત્તાનો સ્વાદ તેને ચખાડવો, અને તેણે જગાડેલા બંડનો તેને યોગ્ય બદલો આપવો!'

* * * *

પ્રાતઃકાલનો સમય હતો. રાજા વાઘોજી પાકની સ્થિતિ જોવા માટે ઘોડેસ્વાર થઇ બે ત્રણ રાજસેવકોની સાથે ગામ બહાર નીકળી પડયા હતા. યવન સૈનિકોએ મચાવેલા રમખાણથી પાકને કેવી હાનિ થઈ છે તેની તપાસ કરતાં કરતાં કંકાવટીથી તે બહુ દૂર નીકળી ગયા હતા. ધીરે ધીરે સૂર્યનારાયણ ક્ષિતિજમાં પ્રગટ થતા હતા.

એક ઘોડેસ્વાર દૂરથી મારતે ઘોડે કંકાવટી 'તરફ આવતો જણાયો. તેનાં વસ્ત્ર ઉપરથી તે મુસલમાન હોય તેમ સ્પષ્ટ જણાતું હતું. કુદરતી પ્રેરણાથી એ સ્વાર કોણ છે તે જાણવાની વાઘોજીને જીજ્ઞાસા થઇ, અને રાજા તથા રાજસેવકો એ સ્વારનો માર્ગ રોકી ઉભા રહ્યા.

સૈનિકના માર્ગમાં અવરોધ પડયો. તે કંઇ પણ બોલે તે પહેલાં પ્રશ્ન પૂછાયો, "કોણ છો? ક્યાંથી આવો છો? ક્યાં જાઓ છો?"

ઉપરાઉપર પૂછાયલા પ્રશ્નોની આ પરંપરાથી સૈનિક પહેલાં તો ગભરાયો, પરંતુ તરતજ તે સાવધ બન્યો અને બોલ્યો, "સોરઠના સુબા સાહેબ તરફથી આવ્યો છું. કંકાવટીના રાજાને માટે એક પેગામ લાવ્યો છું."

"એમ કે? ત્યારે તો લાવ એ તારો પેગામ."

સૈનિક જોઇ રહ્યો, વિચારમાં પડયો. 'પેગામની સાથે આ લોકોને શું કામ?' તેને શંકા થઇ. વાઘોજીએ અર્થસૂચક દૃષ્ટિ તેના તરફ ફેંકી. સૈનિક ચેતી ગયો, તરતજ તેણે લખોટો કાઢયો,

અને એક રાજસેવકના હાથમાં મુક્યો. વિશાળ વડલાં નીચે આવી સર્વ કોઇ અશ્વ ઉપરથી નીચે ઉતર્યા.

બાળ રવિના શાંત કિરણો નૃપતિના મુખ ઉપર નૃત્ય કરી રહ્યાં હતાં. યવન સૈનિક જડમૂર્તિની માફક તે તેજસ્વી ભવ્ય મુખારવિંદ તરફ તાકી રહ્યો.

રાજસેવકે પેગામ વાંચવા માંડ્યો, “ અમે ગુજરાતના પાદશાહ સુલતાન મહમદશા સરકાર તરફથી નિમાયલા સોરઠના સુબા તમને ફરમાન કરીએ છીએ કે, અમારી સર્વોપરી સત્તાનો ઇન્કાર કરી અમારા લશ્કરને તમે જે હાનિ પહોંચાડી છે તેનો યોગ્ય બદલો આપવા, અને જે બંડ જગાવ્યું છે તેને માટે માફી માગવા વેળાસર તજવીજ કરવી. તેમ નહિ થાય તો તેનો બદલો મયદાને જંગમાં લેવામાં આવશે—સરદાર ખલીફખાન. ’

વાઘોજીનાં નેત્રો આરક્ત બન્યાં. તેની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેણે સેવકના હાથમાંથી પત્ર ખુંચવી લઈ, ફાડીને તેના ટુકડે ટુકડા કરી જમીન ઉપર ફેંક્યા અને પગ તળે ચગદી નાંખ્યા.

ક્રોધાવેશમાં અશ્વારૂઢ થતાં તે બોલ્યા, “ જા, તારા સુબાને જઇને કહે કે,* અમે કોઇનું શરણ સ્વીકારતા નથી. વાઘોજી વિકાળ વાઘ છે, બીકણ શિયાળ નથી. બદલો જોઇતો હોય તો આવજે લડાઇના મેદાનમાં લેવા. રજપૂતોના શરીર યુદ્ધદેવીની સેવામાં સદા તત્પરજ હોય છે ! ”

યવન સૈનિક સુબાને આ અપમાન ભર્યો ઉત્તર સંભળાવવા માટે જમીન ઉપર પડેલા કાગળના ટુકડાઓ તરફ નજર કર્યા વિનાજ ત્યાંથી ઉપડી ગયો.

---

* જુઓ ચિત્ર.

## ૬ સુબાનો પરાજય.

પોતાના પેગામનો સ્વીકાર પગના પ્રહારથી થયો એ સાંભળીને સુબાને હળાહળ ક્રોધ આવ્યો. ગુજરાતના પાદશાહના જમણા હાથ જેવો, સત્તાધીશ, સોરઠ પ્રાંતનો સુબો, જેની હાકથી અસંખ્ય મનુષ્યો થરથરતા હતા, જેની આજ્ઞાના પાલન માટે અનેક સેવકો શિર ઝુકાવી રહ્યા હતા, જેની પ્રીતિ સંપાદન કરવાને માટે સર્વ કોઈ ખુશામતનો વરસાદ વર્ષાવવા પ્રયત્ન કરતા, તે સત્તાધિકારી સુબાના હુકમની આવી અવગણના ? આવું અપમાન ? એ વિચાર પણ સુબાના હૃદયને ખળભળાવી મુકવા લાગ્યો. બીજો કોઇ મનુષ્ય હોત તો આ અપમાનનો બદલો દેહાંત દંડથીજ મળત, પરંતુ અહિં તો વીરનર વાઘોજી હતા. પોતાની સત્તાનો દોર ત્યાં ચાલે તેમ ન હતું. સત્તાની કે વચનની ધમકીને એ રજપૂત નરેશ નમ્યું આપે તેવા ન હતા.

ઉશ્કેરાયલું હૃદય કોઇ પણ રીતે શાંત પડયું નહીં. અપમાનનું વેર ન લેવાય, બંડનો બદલો ન અપાય, ત્યાં સુધી જીવને ચેન પડે એમ ન હતું. અંતે હૃદયશાંતિ માટે એમ ઠર્યું કે એ તુંદ મીજાજના રાજા સાથે જાહેર લડાઇ કરવી, યુદ્ધમાં તેનો પરાજય કરવો અને તેને પોતાનું સ્વામિત્વ સ્વીકારવાની ફરજ પાડવી.

પ્રાંતમાં હુકમો ફરી વળ્યા. પાદશાહના પગારથી ઉદરપોષણ કરનારા સિપાઇઓના પેટમાં લડાઈની વાત સાંભળી ફાળ પડી. તેઓને બીચારાને આજ સુધી લીધેલા પગારનો બદલો વ્યાજ સાથે વાળવાનો પ્રસંગ આવી પડયો. હુકમને આધીન થયા વિના છુટકો જ ન હતો. તૈયારી થઇ, સુબાના તાબાનું તમામ લશ્કર એકત્ર થયું, ખલીફખાન પોતાના અપમાનનો બદલો લેવા લશ્કર સાથે કંકાવટી તરફ કુચ કરી ગયો.

ઝપાઝપી, બંડબખેડાઓ અને લડાઇઓ એ સમયમાં સામાન્ય હતા. ક્યારે ભય આવી પડશે એ કહી શકાતું ન હતું. નજીવી બાબતમાં તકરાર થઇ જતી અને પોતપોતાનાં રક્ષણના સાહિત્યો સૌ કોઇ તૈયારજ રાખતા. વાઘોજીની ખાત્રી હતી કે બખેડાનું કંઇ પણ વિપરીત પરિણામ આવશેજ. અને જે થાય તેનો જવાબ આપવાને તે તત્પર હતા.

ખલીફખાન લશ્કર લઇ ચઢી આવે છે એવા સમાચાર ગુપ્ત અનુચર દ્વારા વાઘોજીને મળતાંજ તેને રાજ્યધાનીથી જેમ બને તેમ દૂર રાખવાના ઇરાદાથી પોતે પોતાના શૂરવીર સામન્તોને સાથે લઇને સામે યુદ્ધ આપવા નીકળી પડયા.

ધ્રાંગધ્રાથી ઉત્તરે છ માઇલ દૂર આવેલા સૈયદપુર ગામ આગળ બન્ને પક્ષનો ભેટો થયો. બંને સાવધ હતા. કોઇ કોઇની ગફલતીનો લાભ લઈ જાય એમ ન હતું. ખુલ્લા મેદાનમાં લડવાનું હતું. ખરૂં બાહુબળ અજમાવવાનું હતું.

યુદ્ધ એ ક્ષત્રિયોની વીરતાની પરીક્ષાનું સ્થાન ગણાતું હતું. એ પરીક્ષામાં ઉત્તીર્ણ બની કીર્તિપદક મેળવવા દરેક ક્ષત્રિયપુત્ર પોતાના તમામ શૌર્યનો ભોગ આપતાં પણ પાછી પાની કરતો ન હતો. તેઓ બંને રીતે લાભ ગણતા. યુદ્ધમાં વિજય મેળવતાં કીર્તિ સંપાદન કરાતી હતી અને દેહત્યાગ કરવો પડે તો સ્વર્ગની અપ્સરાની વિજયમાળ વરવાની હતી. આવી દૃઢ માન્યતાને લીધે રજપૂત બચ્ચો મરણીઓ થઇને લડતો. વાઘોજીના લશ્કરનો દરેક માણસ આવી માન્યતાવાળો હતો. એટલે કે તેઓ આ પાર કે પેલે પાર કરવા આવેલા હતા.

સુબાનું સૈન્ય જુદાજ પ્રકારનું હતું. તેઓને માત્ર પગારને માટે-પેટને માટે વેઠ કરવી પડે છે, નોકર ઠર્યા એટલે નોકરી કરવી,

ઉપરીની આજ્ઞા પ્રમાણે વર્તવું, અને જે કામ સોંપે તેમાં આના-કાની ન કરી શકાય તેથીજ ફરજના માર્યા તે કામ કર્યા વિના ચાલે નહિ, આવી તેઓની માન્યતા હતી. હૃદયની ઉચ્ચ ભાવનાનો તેઓના જીવનમાં અભાવ હતો.

આવી શુષ્ક ભાવનાથી યુદ્ધ કરનાર, શત્રુઓને હંફાવવામાં વિજયી નિવડે એ અશક્ય હતું. કંઇ દાવપેચમાં સપડાવવાની ખલી-ફખાનને તક મળી હોત તો ધર્મપરાયણ રજપૂતોને જરૂર તે હંફાવી શકત. પરંતુ હાથોહાથની લડાઇમાં ખુલ્લા મેદાનમાં હથિયારો ચલાવવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થયો. તેણે જોયું કે, 'લેને ગઇ પુત ઓર ખો આઇ ખસમ' એવો મામલો થઇ પડયો છે! પોતાના સૈનિકોને શૂરાતન-ભર્યા શબ્દોથી પાણી ચડાવવાનો તેણે છેવટ સુધી પ્રયત્ન કર્યો, પરંતુ રજપૂતોના અસહ્ય માર સામે તેઓ ટકી શકયા નહી. સુબાના સૈન્યમાં નાસભાગ થઇ રહી અને ખલીફખાન તેઓના ઉપર ગાળોનો વરસાદ વરસાવતો, તેઓને કંઇ કંઇ ધમકી આપતો, વાઘોજીના સૈન્યથી પરાજય પામીને બાકી બચેલા સૈનિકો સાથે ત્યાંથી પલા-યન કરી ગયો.

## ૭ પાદશાહની પ્રતિજ્ઞા.

રાજનગરના નામથી સુપ્રસિદ્ધ અમદાવાદ શહેર ગુજરાતના પાદશાહ સુલતાન અહમદનું પાયતખ્ત હતું. પાદશાહ અહમદશાહે પોતાનું રાજ્યાસન ત્યાં રાખી પોતાના નામને અમર કરવાને શહે-રનું નામ અહમદાબાદ પાડયું, જે જનસમાજના ઉચ્ચારમાં અહમદાબાદને બદલે અમદાવાદ બન્યું છે. પાયતખ્તનું શહેર એટલે તેને રમણીય બનાવવા માટે પ્રત્યેક પ્રયત્નો આદરવામાં આવે તે સ્વાભાવિક છે. ગુજરાતમાં તે સમયમાં આ શહેર સર્વોપરી ગણાતું હતું.

રાજ્યના ગુંચવાડાભર્યા કાર્યોમાંથી પરવારીને રાહત મેળવવાની,

જીવને બે ઘડી બહેલાવવાની બાદશાહને પણ જરૂર જણાતી, અને મહત્વના પ્રશ્નોનો નિવેડો કરી બાદશાહી બહેસ્ત-જનાનખાનામાં તે હૃદયની શાંતિ શોધતો. આજે પણ તે પોતાના જનાનારૂપી સ્વર્ગ-સદનમાં આનંદરસ લૂટતો હતો. સ્વર્ગની અપ્સરાઓ ઈંદ્રને વિંટાઈ વળે તેમ બાદશાહના બહેસ્તની હુરીઓ, બેગમ અને બાંદીઓ તેને અનેક રીતે પ્રસન્ન કરવાના ઉપાયો યોજી રહી હતી.

સંગીતના મધુર નાદની સાથે મદ્યપાન પણ ચાલુ હતું.



સંગીતના મધુર નાદની સાથે મદ્યપાન પણ ચાલુ હતું.

બેગમ હઠહઠથી ઉપરાઉપર શરાબની પ્યાલીઓ આપી પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતી હતી, અને પ્રેમાધીન પાદશાહ એ શરાબને પોતાના ઉદરમાં સ્થાન આપ્યેજ જતો હતો. શરાબનો નિશો ચડયો હતો, સંગીત પૂર બહારમાં ચાલતું હતું, રમણીઓના પ્રેમબાણથી હૃદય વીંધાતું હતું. આનંદની અવધિ થઇ હતી.

અચાનક એક બાંદી શ્વાસભર ત્યાં દોડતી આવી, અને કુર્નીસ બજાવી હાથ જોડીને બોલી, " ગરીબપરવર ! બેઅદબી માફ ! વઝીર સાહેબ આપ નામવર સરકારની રાહ જોઇ રહ્યા છે. કહે છે કે એક ખાસ જરૂરી કામ છે. "

આવે વખતે, અને તે પણ વઝીર બોલાવે ? બાદશાહે જાણ્યું કે જરૂર કંઇ મહત્વનું કાર્ય હોવું જોઇએ. તરતજ તે 'દિવાને ખાસ' તરફ ચાલ્યો. બેગમ અને બાંદીઓ આશ્ચર્યચકિત બની અનેક તર્ક-વિતર્ક કરતી તેની પાછળ જોઇ રહી.

દિવાને ખાસમાં પ્રવેશ કરતાંજ તેણે જોયું કે, વજીરનું મુખ ચિંતાગ્રસ્ત હોઇ તે કંઇ ઉંડા વિચારમાં ઉતરી પડયો છે. બાદશાહ કંઇ પણ પ્રશ્ન કરે તે પહેલાંજ વજીર નમન કરતાં બોલ્યો, "જહાંપનાહ ! જુલ્મ થયો છે, સોરઠના હાકેમ તરફથી છુપો પેગામ આવ્યો છે કે, કંકાવટીના રાણા વાઘોજીએ તેની સામે બંડ ઉઠાવ્યું છે, અને તેને શાસન કરવા જતા સૈયદપુર આગળની લડાઇમાં હાકેમની હાર થઇ છે. હાકેમે આપણી મદદ માગી છે. તેના જણાવવા પ્રમાણે એ રાજાને જતો કરવામાં સાર નથી, તેને યોગ્ય નસીયત કરવાની ખાસ જરૂર છે. "

" અફસોસ ! રહેમીઅતનો આવો બદલો ? એ રાજા આપણી સત્તા સામે માથું ઉંચકે ! મારા હાકેમ સાથે લડાઇ કરવાની હિમ્મત ધરે ? શિયાળ સિંહને ડરાવવા માગે છે ? મગતરૂં હાથીની બરાબરી કરવા ધારે છે ? ઠીક છે. જોઉં છું કે હવે એ કેમ ફાવે છે ? મારા હાકેમનું અપમાનં તે મારૂંજ અપમાન. બાદશાહ મહમદ અપમાન ગળી જતાં શીખ્યો નથી. એ અપમાનનું વેર બરાબર લેવાશે. વઝીર, તમે જાઓ. સેનાધિપતિને મળી તમામ લશ્કર એકદમ એકઠું કરવાની તાકીદ આપી દો. હું પોતે લશ્કર સાથે આવું છું, બળિયા

સાથે બાથ ભીડવાથી કેવું વિપરીત પરિણામ આવે છે–કેવું ભુંડું ફળ મળે છે તે એ અભિમાની રાજાને બતાવું છું. યુદ્ધમાં તેને ત્રાહી-ત્રાહી પોકારાવીશ, તેનાં માણસોનો કચ્ચરઘાણ વાળીશ, તેને મારૂં શરણ સ્વીકારવાની ફરજ પાડીશ, અને મારા પગમાં તેનું માથું નમાવીશ, ત્યારેજ અપમાનનો બદલો બરાબર લેવાશે, ત્યારેજ આ સુલતાનના વેરનો અગ્નિ શાંત થશે. "

## ૮ કંકાવટીનો ઘેરો.

'વા વાત લઈ જાય છે' એ કિંવદંતી અનુસાર જોતજોતામાં અમદાવાદમાં વાત ફેલાઇ ગઇ કે સુલ્તાન પોતે કંકાવટી નગરીના નરેશ સાથે યુદ્ધ કરવા માટે મોટા લશ્કર સાથે ઉપડી જનાર છે. પ્રજામાં અશાંતિ ફેલાઈ, સૈનિકોના કુટુંબોમાં ચિંતા અને શોકનો વાસ થયો, તેઓના સ્રીપુત્રો કકળાટ કરવા લાગ્યા, સૌ કોઇ યુદ્ધદેવીને દારૂણ શ્રાપ આપવા લાગ્યા, પરંતુ સુલ્તાનની ઇચ્છા વિરૂદ્ધ એક શબ્દ પણ કોણ ઉચ્ચારી શકે એમ હતું ?

સુલ્તાનની હકુમતના દરેક પ્રાંતમાં, દરેક ગામમાં સુલ્તાનનું ફરમાન ફરી વળ્યું. પ્રજાની સામાન્ય શાંતિને હરકત ન આવે એટલા રક્ષકો દરેક સ્થળે રહેવા દઇને વધારાના તમામ સૈનિકોને સુલ્તાનની હજુરમાં ખડા થવાનો બાદશાહી હુકમ બહાર પડયો, અને તત્કાળ તેનો અમલ પણ થઇ ચૂકયો.

કોઇ સ્થળે મેળો ભરાવાનો હોય ત્યારે આસપાસનાં ગામોમાં-થી માણસોનાં ટોળેટોળાં તેમાં ભાગ લેવા આનંદ–ઉત્સાહપૂર્વક આવે છે. અમદાવાદમાં તેવો મેળો ભરાવાનો હોય તેમ સંખ્યાબંધ માણસોની ત્યાં ભરતી થતી હતી. પરંતુ એ આનંદરસ માણવાનો-મોજમજાહ ઉડાવવાનો મેળો ન હતો. એ તો જીવને જોખમમાં નાખવાનો–શસ્ત્રાસ્ત્રના દુઃસહ ઘા ખમવાનો વિષમ પ્રસંગ હતો. જીવ-

નની આશા છોડીને મોતના મુખમાં જવાની પૂર્ણ તૈયારી કરીને સ્ત્રીપુરૂષો તરફ છેલ્લી વાર પ્રેમદષ્ટિ ફેંકીને ઘરનો ત્યાગ કરી નીકળી પડેલા સૈન્યનું ત્યાં સંમેલન થતું હતું. આનંદધ્વનિને બદલે આગામી ભયના ભણકારા કાન સાથે અથડાતા હતા.

સુલ્તાન પોતે વારંવાર તે સંમેલન જોઇ જતો હતો. પોતાના સૈન્યની શક્તિ જોવા રોજ તે સંમેલનમાં આવતો અને સેનાધિપતિઓને કંઇ કંઇ નવી સૂચનાઓ આપી જતો. તેની ઇચ્છા પ્રમાણે સર્વ તૈયારીઓ થઇ ચૂકી.

નિયમિત સમયે કુચ કરવાની તેણે આજ્ઞા આપી. લશ્કર અમદાવાદથી ઉપડયું. માર્ગમાં આવતાં ગામડાંઓના લોકોને ત્રાહીત્રાહી પોકરાવતું, ગરીબનાં અંતઃકરણોમાંથી નીકળતાં દારૂણ શ્રાપ સહન કરતું તે આગળ વધવા લાગ્યું. સૈન્યનો એટલો લાંબો વિસ્તાર હતો કે દષ્ટિ ચોમેર લંબાવતાં પણ સૈન્યજ નજરે પડતું, અને સામાન્ય મનુષ્યને સૈનિકોનો સમુદ્ર હોય તેવી કલ્પના થતી હતી. સૈન્યની ભિન્ન ભિન્ન ટુકડીઓ કરવામાં આવી હતી, અને કુચ કરતી વખતે તેમાં અંતરાય પડતો હોવાથી સમુદ્રના ઉતરતા ચડતા મોજાઓ બનતાં હોય તેવો દેખાવ થતો હતો. ચળકતા ભાલાઓ અને સમશેરો ઉપર સૂર્યના તેજસ્વી કિરણો પડતાં વિદ્યુતના ચમકારા થતા હોય તેમ જણાતું હતું.

લશ્કર આગળ વધતું વધતું ઝાલાવાડના પ્રદેશમાં આવી લાગ્યું. વાઘોજીનો પ્રદેશ શરૂ થયો ત્યારથી સૈનિકોએ સ્વેચ્છાનુસાર વર્તનકરવા માંડયું. શત્રુના પ્રદેશને પાયમાલ કરવા જતાં કોઇ પણ તેમને અટકાવે કે ઠપકો આપે એવો ભય ન હતો. નાનાં નાનાં ગામડાઓમાંથી ખોરાક વિગેરે જોઇતી વસ્તુઓ લુંટી લઇ તેઓ ગામડીઆને સતાવતા. ઇચ્છિત વસ્તુ આપતા કોઇ ઢીલ કે હઠ કરે

તો પોતાનાં હથિયારોનો સ્વાદ ચખાડતા, અને તેમની દયાજનક સ્થિતિ કરી મુકતા. તેઓની નિર્દયતા એટલી હદ સુધી જતી કે પોતાના અધમ આનંદને સંતોષવા ખાતર નિર્દોષ મનુષ્યોના ઘર-બારને આગ લગાડીને બાળી મુકવામાં પણ તેઓ પાછા પડતા નહિ.

આવો ત્રાસ વર્તાવતા, કેટલાક માણસોને ઘરબાર વગરના રખડતા ભિખારી બનાવતા, કેટલાકને યમસદન પહોંચાડતા, કેટલાકના ઘરનું નામનિશાન પણ નષ્ટ કરતા આ યવન સૈનિકો કુંકાવટી આગળ આવી પહોંચ્યા.

સુલ્તાન અહમંદને રજપુત શૂરાતનનો સંપૂર્ણ ખ્યાલ હતો. તે જાણતો હતો કે, એકદમ ગામમાં પ્રવેશ કરવાનો યત્ન કરવાથી પોતાના સૈન્યનો વૃથા સંહાર થશે, અને લશ્કરના બળ અને ઉત્સાહમાં ભંગાણ પડશે. તેણે કુંકાવટીની આસપાસ ચારે બાજુએ સૈન્યને છુટું કરી નાખી પડાવ કર્યો. યવન સૈનિકોએ કુંકાવટીને ઘેરો ઘાલ્યો.

## ૯ હવે શું કરવું?

સૈયદપુર આગળ સુબાનો પરાજય કરવાથી વાઘોજીનું હૃદય શાંત બન્યું હતું. પોતાની પ્રજાને થયેલી હાનિનો બદલો ખલીફખાનના ગર્વમર્દનથી બરાબર લેવાયો છે એ માન્યતાથી તેમનો કોપાગ્નિ શમાઇ ગયો હતો. હવે તે નિશ્ચિંત બન્યા હતા કે યવનો તરફથી પોતાના પ્રદેશમાં કોઇપણ પ્રકારનો ત્રાસ થશે નહિ. પ્રજા પણ એમજ ધારતી હતી કે રાણા વાઘોજીના હાથે સખ્ત હાર ખાનાર યવનો હવે તેઓની સામે ઉંચી આંખ પણ કરનાર નથી. પુનઃ આગળની માફક શાંતિમાં, સુખમાં દિવસો નિર્ગમન થતા હતા.

પરંતુ મનુષ્યની માન્યતા સદા સર્વદા કયાં સત્ય નિવડે છે? ભવિષ્યના પેટમાં શું સમાયું છે તેની કોને ખબર પડે છે? न जाने जानकीनाथः प्रातःकाले किं भविष्यति!

વાત આટલી હદ સુધી વધી પડશે, સુલ્તાન પોતે લશ્કર સાથે ચઢી આવશે એવી વાઘોજીને કલ્પના પણ થઇ ન હતી. એવી શંકા થઇ હોત તો તૈયારી કરવાનો તેને પુરતો વખત મળત. તૈયારી તો એક બાજુ રહી, પણ પોતાની પ્રજાના રક્ષણના ઉપાયો યોજવાનું, સાધનો મેળવવાનું તેનાથી બની શકયું હોત, પરંતુ આ તો અણધારી આફત ઉભી થઇ. તેને અટકાવવાનો યત્ન કરવો હવે નિરર્થક હતો.

જંગલમાં દાવાનળ પ્રગટતાં જેમ જીવજંતુઓ શીતળસ્થાન શોધવા દોડધામ કરી મુકે છે તેમ સુલ્તાનના સૈન્યને જોઇ ગામડીઆઓ કંકાવટી તરફ નાસી આવવા લાગ્યા. મધ્યાન્હના પ્રચંડ તાપથી બચવાને જેમ મુંગાં પશુપ્રાણીઓ એકાદ વૃક્ષની શીતળ છાયાના આશ્રય તળે એકત્ર થાય છે તેમ ખુનામરકીમાંથી બચી જવા માટે નિરાધાર મનુષ્યો કંકાવટીમાં આવી ઉભરાઈ જવા લાગ્યા. વાઘોજી પાસે વાત પહોંચી. તેણે જોયું કે કટાકટીનો સમય આવી લાગ્યો છે. કોઇ નિર્બળ રાજા હોત તો આવા પ્રસંગમાં હેબતાઇ જાત, પરંતુ શૂરવીર ક્ષત્રિપુત્ર સાવધ બન્યો. તેમને વિચાર આવ્યો કે, બીજાઓને હિમ્મત આપી ઉત્તેજીત બનાવવાનો આ સમય છે. અશરણને શરણ આપવાની–કોઇ પણ આશ્રિતનું મન ન દુભાય એવી સાવચેતી વાપરવાની તેણે દુહાઈ ફેરવી.

પોતાના શૂરવીર સામંતોને અડખેપડખેથી બોલાવી લેવાની તેમણે તજવીજ કરી. વેળાસર સુચના મળી એટલે તેઓ સુલ્તાનના આગમન પહેલાં આવી ચૂકયા. સુલ્તાને ઘેરો ઘાલ્યો ત્યારથી કોઈ પણ સૈનિકનું આગમન અશકય થઈ પડયું. જે લશ્કર એકત્ર થઈ શકયું તેની કુમકથી ખુલ્લી લડાઇમાં આવા મોટા યવન સૈન્યની સામે ટક્કર ઝીલી શકાય એમ ન હતું.

કિલ્લાના તમામ દરવાજાઓ બંધ કરવામાં આવ્યા હતા. અંદ-

રથીજ બંદુકની ગોળીઓનો વરસાદ યવન સૈનિકો ઉપર વરસતો હતો. પરંતુ તેથી કંઈ યવન સૈન્યમાં ભંગાણ પડે તેમ ન હતું. તેઓ પુરતી તૈયારી કરીને આવ્યા હતા, અને ગોળીબારનો સ્વાદ ઘેરાવ-લાઓને ચખાડતા હતા. રજપૂતોને કિલ્લાનો આશ્રય હોવાથી કેટલેક અંશે તેઓ સુરક્ષિત હતા. યવનો ધાર્યું પરિણામ નીપજાવી શકતા ન હતા.

વાઘોજી એમ માનતા હતા કે, પોતાનું કંઈ વળનાર નથી એવો કંટાળો પામીને યવનો ઘેરો ઉઠાવી ચાલ્યા જશે. સુલ્તાન એમ સમજતો હતો કે, કિલ્લામાં ઘેરાયલા કેદી સમાન રજપુતો લાંબે વખતે ખોરાક વિગેરેની તંગીથી ભૂખે મરતા થઈ પોતાનું શરણુ સ્વીકારશે. બંને પોતાની ગતમાં રમતા હતા.

પરંતુ આ રમત વધારે વાર ટકી નહિ. દિવસે દિવસે કંકાવટીમાં ખોરાક ખુટતો ગયો. સુલ્તાને ઘેરો ઘાલેલો હોવાથી બહારથી ખોરાક મેળવવાના તમામ યત્નો નિષ્ફળ થયા. ઉદરપોષણના મૂળ સાધન ખોરાકની તંગીથી ત્રાસ વર્તાયો. આવી સ્થિતિ વધારે વખત લંબાવવામાં સાર ન હતો. સર્વ કોઈ ચિંતામાં પડયા કે 'હવે શું કરવું?'

## ૧૦ કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ !

કંકાવટીમાં ખોરાક માટે બૂમાબૂમ ઉઠી રહી હતી. વેપારીઓની દુકાનો ખાલી થઇ હતી. અનાજના કોઠારો તળિયાઝાટક બન્યા હતા. દુકાળીઆઓની માફક ગરીબ પ્રજાજનો અનાજની ભિક્ષા યાચતા હતા. સૈન્યને માટે સંગ્રહ કરેલો ખોરાક પણ હવે ખલાસ થવા આવ્યો હતો.

વાઘોજી ચિંતાથી ઘેરાયા. એક બાજુ દુશ્મનોનો ત્રાસ હૃદયને કંપાવતો હતો, બીજી બાજુએ જીવનના આધારરૂપ ખોરાકની તંગીના વિચારથી મન મુંઝાતું હતું.

આવી રીતે જીવન ગાળવા કરતાં સમરાંગણમાં જીવન સમર્પણ કરવું એ તેમને વધારે ઉત્તમ લાગ્યું. પોતાના સામંતોની સંમતિ લેવા માટે તેમણે દરબાર ભર્યો.

વાઘોજીનો આ છેલ્લોજ દરબાર હતો. સિંહાસનને વાઘોજીથી વિભૂષિત બનવાનો પણ આજ છેલ્લોજ દિવસ હતો. ગૌરવયુક્ત પ્રતાપી મુદ્રા સહિત સિંહાસનને શોભા આપનાર વાઘોજીનો મુખચંદ્ર આજ ચિંતારૂપી રાહુથી ઘેરાયલો હતો. તેનાં સગાસંબંધીઓ, શૂરવીર સામંતો અને તેના બાર પુત્રો નાથોજી, મેઘજી, સગરામજી, જોધાજી, અજોજી, રામસિંહજી, વિરમદેવજી, રાજોધરજી, લાખોજી, સુલ્તાનજી, વજેરાજજી અને જગમાલજી, સર્વે દરબારમાં હાજર થયા હતા.

દરબારમાં ગંભીરતા છવાઇ હતી. વાઘોજીનાં વચનો સાંભળવા સૌ કોઈ આતુર બની રહ્યા હતા. સભાજનો ઉપર પ્રતાપભરી દૃષ્ટિ ફેંકી વાઘોજી બોલ્યા, "મારા શૂરવીર સામંતો ! કેવો વિકટ પ્રસંગ આવી લાગ્યો છે તે તમે સારી રીતે જાણો છો. સુડી વચ્ચે સોપારી જેવી આપણી સ્થિતિ છે. એક તરફ પ્રજાપાલનનો ધર્મ બજાવવાનો છે, અને બીજી તરફથી દુશ્મનનો કાળો કેર અટકાવવાનો છે. આખા નગરમાં ખોરાકની તંગીના પોકાર પડી રહ્યા છે. દુશ્મનો ભુખથી રીબાવીને આપણને તાબે કરવા મથી રહ્યા છે. એક તરફ પ્રજાપોકાર રૂપી દાવાનળ પ્રકટયો છે, બીજી તરફ શત્રુના લશ્કર રૂપી સમુદ્ર તોફાનથી ઘુઘવી રહ્યો છે. આપણે એ બંનેની વચ્ચે છીએ. કાંતો ક્ષુધારૂપી દાવાનળના ભોગ બનવું, અથવા તો સમુદ્રના તોફાન સામે બાથ બીડવી. આ બે માર્ગ આપણે માટે બાકી રહ્યા છે. મને બીજો માર્ગ ઉત્તમ જણાય છે. પ્રજા અને આપણે સર્વ ક્ષુધાથી પીડાઇ મૃત્યુ પામીએ તેના કરતાં કેસરિયાં કરી મરણીઆ થઇ શત્રુ ઉપર તુટી પડીએ, અને તેમ કરતાં કદાચ દેહપતન થાય

તો પણ તે વધારે યશદાયક છે. ક્ષત્રિયોનો દેહ યુદ્ધમાં પડે એજ ખરૂં જીવનસાફલ્ય છે, એમાંજ ખરી કીર્તિ છે. આ દરબારમાં એવો કોણ બીરૂ હશે કે જે યુદ્ધમાંથી પાછી પાની કરી પોતાની જનનીની કુખને લજાવશે ? વીરો ! તમારી વીરતા દાખવવાનો આ ખરો પ્રસંગ ઈશ્વરે તમને આપ્યો છે. કહો જોઈએ, તમારામાંથી કેટલા વીરનરો એનો લાભ લેવા તત્પર છે ? "

સામંતો ગાજી ઉઠયા, " તમામ ! સર્વ કોઇ ધર્મને માટે લડીશું. અમારા ક્ષાત્રત્વને કલંક લગાડવા કરતાં અમે ખુશીથી અમારા જીવન સમર્પણ કરીશું. "

વાઘોજીનો જ્યેષ્ઠ પુત્ર નાથોજી ઉભો થયો અને તરવારની મૂઠ ઉપર હાથ મુકતાં બોલ્યો, " ધન્ય છે વીરમાતાના વીર સંતાનો ! તમારી વીરતાને છાજે એવુંજ તમે બોલ્યા છો. મારા પૂજ્ય પિતાશ્રી અને સર્વ બંધુઓ તમારી સાથે આ પળેજ નગરના દરવાજા ખુલ્લા કરી રણાંગણમાં વિચરીશું, અને શત્રુઓને રજપુત શૌર્યનો સ્વાદ ચખાડશું. મનને દઢ બનાવો, ધર્મને ખાતર પ્રાણ આપવા તત્પર બનો, અને આ પળે અહીંજ નિશ્ચય કરો કે, ' કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ. '

સર્વ સામંતોએ એ પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કર્યો. તેના પ્રતિધ્વનિથી દરબાર ગાજી ઉઠયો.

## ૧૧ ગુપ્ત સંકેત.

શૂરા ક્ષત્રિયો જ્યારે દરબાર ભરી ' આ પાર કે પેલે પાર'ની પ્રતિજ્ઞા લેતા હતા, ત્યારે તેમની અર્ધાંગનાઓ–વીર સંતાનોની વીર-માતાઓ અને વીરપતિની વીરપત્નીઓ રણવાસમાં એકત્ર થઈને એજ

ચર્ચા ચલાવતી હતી. તેઓએ નિર્ણય કર્યો હતો કે પોતાના સુખનો—સૌભાગ્યનો ભોગ આપવા તત્પર થવું, પોતાના પતિપુત્રો નિશ્ચિંતતાથી સ્ત્રીપુત્ર પરિવાર વિગેરે અસાર માયાના બંધનને તોડી યુદ્ધમાં ઝઝુમી ક્ષાત્રત્વને શોભાવે તેટલા માટે તેમનો માર્ગ નિષ્કંટક કરવા સારૂ જરૂર જણાય તો પ્રથમથીજ પોતાના મસ્તક ધડથી જુદા કરી તેમના ચરણમાં અર્પણ કરવા અને પોતાના સ્વામીની આજ્ઞા મળે તો તેમના સાથે યુદ્ધમાં પણ વિચરવું. વીરાંગનાઓનું વીરત્વ અત્યારે સતેજ બન્યું હતું. તેમની નસેનસમાં ઉષ્ણ લોહી વહેતું હતું. ઉશ્કેરાયલું હૃદય ધબકારા મારતું હતું.

દૂરથી પગલાંના ધબકારા સંભળાયા. નેકીનો પોકાર કાને પડયો. સ્ત્રીસમાજ ઓઝલમાં ચાલ્યો ગયો. માત્ર વાઘોજીની રાણીઓજ પોતાના પતિની માર્ગપ્રતિક્ષા કરતી ત્યાં બેસી રહી.

વાઘોજી પોતાના પુત્રો સહિત ત્યાં આવ્યા. રાણીઓએ તેના ચરણમાં મસ્તક નમાવી પ્રણામ કર્યાં. પુત્રોના ઓવારણા લઇ શુભાશીર્વાદ આપ્યા.

વાઘોજીનો જયેષ્ટ પુત્ર નાથોજી રાણીઓને પગે પડતાં બોલ્યો, "પૂજ્ય દેવી સમાન માતાઓ! અમે આપને છેવટના પ્રણામ કરવા માટેજ અહીં આવ્યા છીએ. અમે કેસરિયાં કરવાનો નિશ્ચય કર્યો છે. આજેજ કિલ્લાના દ્વારો ખુલ્લા કરી શત્રુઓ ઉપર તુટી પડવા અમે તત્પર બન્યા છીએ."

"ધન્ય છે વીરમૂર્તિઓ! અમારી પણ એવીજ ઇચ્છા હતી. જાઓ, શત્રુસંહાર માટે સુખેથી સિધાવો, યુદ્ધદેવી તમને વિજયમાળથી વધાવો!" રાણીઓએ આશીર્વાદ આપ્યા.

વાઘોજીના મનમાં એક શંકા ઉત્પન્ન થઇ. એક નિશ્વાસ નાખી તે બોલ્યા, "વિજયદેવી પ્રસન્ન થાય તો તો ઠીક, નહિ તો ન કરે



રાણીઓએ આશીર્વાદ આપ્યા. ( પૃ. ૬૬ )

નારાયણુ અને પુદ્દદેવીના અમે ભોગ થઈ પડીએ તો તમે રણુવાસની રાણીઓ શત્રુઓના સકંજામાં સપડાઇ જાઓ, અને એ દુષ્ટ યવનોના અધમાચારના ભોગ થઈ પડો. એ વિચાર અતિ મહત્વનો છે."

"અમે આપની સાથે યુદ્ધમાં આવવા તત્પર છીએ, જેથી પાછળથી કોઇ જાતની ચિંતા રહે નહીં."

"એ વિચાર પણ હિતાવહ નથી. એમ કરવાથી તો જાણી જોઇને દુશ્મનમાં પ્રવેશ કરવા જેવું થશે."

"ત્યારે આપની અનુમતિ હોય તો અત્યારથીજ અમે સર્વ અમારા શરીરનો નાશ કરીએ, જેથી અમારા તરફની ઉપાધિ અળગી થશે, અને આપ નિશ્ચિંતતાથી શત્રુ ઉપર આક્રમણ કરી શકશો."

"રજપૂતો હજી એટલા બધા કાયર બની ગયા નથી. તમારા વિનાશથી અમારો ઉત્સાહ ઉલટો મંદ પડી જશે. તેમ ન થાય અને તમે શત્રુનો શિકાર ન બનો એટલા માટે મેં એક ઉપાય શોધી રાખ્યો છે. યુદ્ધમાં જ્યાં સુધી અમે સલામત હોઇશું ત્યાં સુધી શક્તિમાતાના ચિહ્નવાળો વિજયધ્વજ ઉંચે ફરકયા કરશે. જ્યારે એ ધ્વજ નીચે પડે ત્યારે તમારે સમજવું કે વાઘોજી આ જગતનો ત્યાગ કરી ગયો છે, અને રજપૂતોનો પરાજય થયો છે. હું આપણા. મહેલની આસપાસ તમારા રક્ષણ માટે ચોકીદારો મુકી જાઉં છું અને વાવટો પડે ત્યારે તમને ખબર આપે એવી આજ્ઞા કરતો જાઉં છું. દૈવયોગે એવો સમય આવી પડે તો તમે શત્રુના અધમ ત્રાસથી બચવાને માટે તમારા દેહને અગ્નિના હવાલે સોંપી ભસ્મ કરી નાંખજો, તમારા દેહને નિષ્કલંક પવિત્ર રાખજો !"

"આપની આજ્ઞા અમારે શિરસાવંદ્ય છે. પુત્રો ! રણવાસમાં જાઓ. તમારા સુખદુઃખની ભાગિયણને તમારા છેવટના દર્શનથી કૃતાર્થ કરી આવો. આજે અમારો સ્ત્રી સ્વભાવ નષ્ટ થયો છે. ધર્મ માટે સૌભાગ્યનો અને સાથે શરીરનો પણ ભોગ આપવાને અમે તૈયાર છીએ. જે હાથે આપને વાધા પહેરાવતા તે હાથે અમે આજે તમને

કેસરિયાં પહેરાવવા તત્પર બન્યા છીએ. માતા શક્તિ શત્રુનો ક્ષય. અને તમારો જય કરો."

વાઘોજીના પુત્રો માતાની આજ્ઞા પાળવા-પત્નીને છેવટનું પ્રેમદર્શન દેવા ત્યાંથી ગયા. રાણીઓ વાઘોજીને કેસરિયાં વસ્ત્રો પરિધાન કરાવવામાં પ્રવૃત બની.

**૧૨ મૃત્યુના મુખમાં.**

કેસરિયાં કરીને વાઘોજી રણવાસમાંથી બહાર આવ્યા. રાજભુવનના ચોગાનમાં તેના શૂરવીર સામંતો એકત્ર થયા હતા. છેક કિલ્લાના દરવાજા સુધી સૈનિકોની ઠઠ જામી હતી. સર્વ કોઇ કેસરિયાં કરી યુદ્ધ માટે તત્પર બની ત્યાં આવ્યા હતા. તેઓના ભાલ પ્રદેશમાં કુમકુમનું લેપન કરેલું હતું. યુદ્ધના આયુધો તેમના શરીરને શોભાવતા હતા.

તેઓને ઉત્તેજીત બનાવવાને રણવાદ્યો વાગી રહ્યા હતા. ભાટ-ચારણો પૂર્વજોના શૌર્યના યશોગાન ગાઇને સામંતોની કર્ણેંદ્રિયમાં શૌર્યરસ રેડતા હતા. રાજમહેલમાં વડારણો મધુર પરંતુ તેજ સ્વરથી 'મારા કેસરભીના કંથ હો સીધાવોજી રણવાટ' જેવાં ઉત્તેજક ભાવવાળાં રણગીતો ગાતી સૈનિકોને રણસંગ્રામના માર્ગે પ્રેરતી હતી. શક્તિમાતાના ચિહ્નવાળો વિજયધ્વજ ઉંચે હવામાં ફરકી વિજયસંદેશા આપી રહ્યો હતો. વાઘોજીને જોતાંજ સૈન્યમાં ધ્વનિ થયો, "મહારાણાનો જય!"

દૂર સુધી સાંભળી શકાય એવા બુલંદ અવાજે વાઘોજી બોલ્યા, "મારા શૂરવીર સામંતો! આજે આપણે આપણા ક્ષાત્રત્વને નિષ્કલંક રાખવા માટે, પ્રજાપાલનરૂપી ધર્મને માટે, આપણી સ્ત્રીઓની લજ્જા સુરક્ષિત રાખવાને માટે શત્રુઓને શાસન આપવા યાહોમ કરી બહાર પડીએ છીએ. જગતની મિથ્યા માયાના બંધનને તોડી નાંખજો, સંસારને વિસારી મુકજો, માત્ર તમારૂં કર્તવ્ય, તમારો ધર્મ ધ્યાનમાં રાખજો. મોત એક વખત આવવાનું તો છેજ. તો પછી

તેનો ડર શામાટે જોઇએ.? ઘરને ખુણે મરવા કરતાં સમરાંગણુ ઉપર દેહ પાડવામાં રજપૂતો વધારે આનંદ માને છે. શૂરવીરો! તમારા દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી લડજો. દુશ્મનોના ઘાથી ડરી જઇને યુદ્ધમાંથી પાછી પાની કરી બીકણ શિયાળની માફક નાસી આવતા નહિ. તમારા શૌર્યના ભાટચારણો યશોગાન ગાશે, તમારા અમર નામો જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત બનશે. જુઓ, તમારા હાથો શત્રુને શાસન કરવા ક્રોધથી કંપી રહ્યા છે! તમારી તરવારો શત્રુઓનું રક્તપાન કરવાને તલસી રહી છે! બહાદુરો! કિલ્લાના દરવાજા ખુલ્લા મુકી દો, વિકાળ વાઘની માફક શત્રુઓ ઉપર તુટી પડો અને ઘાસની માફક તેઓની કતલ ચલાવો. ચાલો, બોલો શ્રી શક્તિ માતાની જય!"

જય ધ્વનિથી વાતાવરણ ગાજી રહ્યું.

તરતજ કડકડાટ અવાજ કરતા લોખંડી દરવાજાઓ ઉઘડયા, વાઘોજીનું સૈન્ય સિંહ પોતાના શિકાર ઉપર ત્રાપ મારે તેમ યવનો ઉપર કુદી પડયું.

'જય શક્તિ! જય અંબે! જય ભવાની!' ના ગગનભેદી નાદથી રજપૂતોએ પોતાના કાર્યનો પ્રારંભ કર્યો. તેઓની લોહીપિપાસું તરવારો શત્રુઓના રક્તપાનથી તૃપ્ત થવા લાગી, તીક્ષ્ણ ભાલાઓ શત્રુઓના શરીરમાં પ્રવેશ કરી લોહીની ધારાઓ વરસાવવા લાગ્યા, ઝેરી કટારી પોતાના પ્રહારથી અનેક જીવનનો નાશ કરી પ્રફુલ્લ બનવા લાગી. પવનવેગી તીરો સુસવાટ કરતા આવી સૈનિકોના શરીરમાં પેસી જવા લાગ્યા. બંદુકમાંથી નીકળતી ગોળીઓ અવયવોને ભેદી આરપાર નીકળી જતી હતી.

સુલ્તાનનું સૈન્ય પણ મૌન ધરીને બેઠું ન હતું. દૂરથી ગોળીઓનો વરસાદ રજપૂતો ઉપર વરસતો, અને તેથી અનેક માણસોનો

કચ્ચરઘાણ વળી જતો. પરંતુ રજપુતોના મારાથી મોખરાના લશ્કરમાં નાસભાગ થતી જોઇ માત્ર ગોળાબહારને બદલે સમશેર, ભાલા, વિગેરે શસ્ત્રોનો ઉપયોગ કરવા સુલ્તાને હુકમ આપ્યો, અને યવન સૈન્ય 'અલ્લાહો અકબર' ના રણનાદથી રજપૂતો ઉપર તુટી પડયું. બન્ને પક્ષ શૂર ઉપર ચડયા હતા, એક બીજાને હંફાવવાની હરીફાઇમાં દેહની દરકાર છોડીને પોતાના શસ્ત્રોનો સપાટો ચલાવી રહ્યા હતા. શસ્ત્રોના ખણખણાટથી અને ઓ પ્રભુ! હે રામ! તેમજ યા અલ્લાહ! યા કરીમ! ના આર્તનાદથી યુદ્ધભૂમિ ગાજી રહી હતી.

## ૧૩ ભૂલનો ભોગ!

રજપૂતોને શૂરાતન ચડાવવા માટે રણવાદ્યો અખંડ વાગી રહ્યાં હતાં. ત્યાંજ વિજયધ્વજ રાખવામાં આવ્યો હતો. આખા સૈન્યમાં તે નજરે પડે એ માટે એક માણસ તે વાવટાને પોતાના હાથવતી ઉંચે ધરી રાખતો. કંઈ પણ અંતરાય વગર યુદ્ધ લાંબો વખત ચાલવાથી તે થાકયો, અને જરા વિશ્રાંતિ લેવાની ઇચ્છાથી તેણે વાવટો નીચે જમીન ઉપર મુકયો. તેને લાંબો વિચાર સુઝયો હોત તો બીજા માણસના હાથમાં તે ધ્વજ આપી શકત, પરંતુ 'દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે, જાય ચુલે ચડી ચતુરાઈ' તદનુસાર મહાઅનર્થના કારણ રૂપ દોષના ભોકતા બનવાનું તેના લલાટે લખાયું હોય તે મિથ્યા ક્યાંથી થાય?

રાજમહેલની અગાશીમાં ઉભા રહી કેટલાક સંરક્ષકો વિજયધ્વજ તરફ નજર રાખી રહ્યા હતા. તેમણે વાવટાને નીચે પડેલો જોયો. પુનઃ પુનઃ તેઓએ યુદ્ધભૂમિ તરફ નજર કરી, પરંતુ વાવટો નજરેજ પડયો નહિ. તેઓની ખાત્રી થઇ કે વાઘોજીનો વિનાશ થયો છે. વાઘોજીની આજ્ઞાનુસાર તેઓ આ ખેદદાયક વર્તમાન રાણીઓને કહેવા ગયા.

રણવાસની રાણીઓ પોતાના પતિનું ચિંતવન કરતી, યુદ્ધના પરિણામ વિષે અનેક તર્કવિતર્ક કરતી, શત્રુના સંહાર માટે ઇશ્વર સ્તવન કરતી બેઠી હતી. સંરક્ષકોને લથડતા પગે, ખિન્ન મુખમુદ્રા સહિત ત્યાં આવતા જોઇ તેઓના હોશકોશ ઉડી ગયા. સંરક્ષકો ગળ-ગળા અવાજે એટલુંજ બોલી શકયા, "વાવટો પડયો છે."

થયું. વાઘોજીની આજ્ઞાનું પરિપાલન કરવા પ્રતિવ્રતા પ્રેમદાઓ તત્પર બની. પટરાણીએ ચિતા ખડકવાની પોતાની અનુચરીઓને આજ્ઞા આપી.

અનુચરીઓને અટકાવીને અન્ય રાણીઓ બોલી, "બહેન, અમારી એક વિનતિ છે. ચિતાની તૈયારી કરતાં બહુ વખત લાગશે. આપણો પરાજય થયો છે એટલે દુશ્મનો જોતજોતામાં હમણાં અહીં આવી લાગશે. તેઓના આગમન પહેલાં આપણો દેહ બળી ભસ્મ થઇ જાય, અથવા તેનું નામનિશાન ન રહે એમ થવું જોઇએ. અમને તો એમ લાગે છે કે, રાજમહેલમાં આ પાતાળકુવો છે તેમાં આપણા દેહને જળસમાધિ આપીએ, એટલે કોઇ પણ દિવસ કોઇને આપણો પત્તોજ ન લાગે."

હાજર રહેલી અન્ય સ્ત્રીઓએ વાત ઉપાડી લીધી, "બરાબર છે. એમજ થવું જોઇએ. અમે તમને એકલા મરવા દેનાર નથી. સૈન્યનો સંહાર થયો એટલે અમારે પણ હવે જીવીને શું કરવું છે? તમારી સાથેજ અમે સર્વે કુવામાં પડીને મરીશું. આપણ સર્વને માટે ચિતા ખડકવાનું તાત્કાળિક ક્યાંથી બનશે? તેના કરતાં આ પાતાળકુવો આપણને સારો આશ્રય આપશે."

પટરાણીને આ વાત વ્યાજબી જણાઇ. વાતમાં વખત ગાળ-વાનો સમય ન હતો. સૌ કુવા પાસે આવ્યા. કુવાને પૂજ્યભાવથી પ્રદક્ષિણા કરી. પટરાણી સર્વને સંબોધીને બોલી, "વીરાંગનાઓ! મનને નિર્બળ બનવા દેતા નહિ. આપણું પતિવ્રત જાળવવા માટે આજે



"જા, તારા સુબાને જઇને કહે કે..." [પૃ. ૫૩.

 કુવાનો કેર.



પટરાણીએ કુવામાં ઝંપલાવ્યું. [પૃ. ૭૩.

Lakshmi Art, Bombay, 8.

આપણે દેહપતન કરવાનું છે. જળદેવતાનું આરાધન કરી, મનને દૃઢ બનાવી જળસમાધિ ધારણ કરો. બોલો શ્રી શક્તિમાતાની જય!"

શક્તિમાતાના સ્મરણ સાથે પટરાણીએ કુવામાં ઝંપલાવ્યું, અને અન્ય રાણીઓ તથા રજપુતાણીઓએ તેનું અનુકરણ કર્યું.* જળદેવતાએ પોતાના ઉદરમાં આ અબળાઓને આશ્રય આપ્યો.

એક મનુષ્યની ભૂલનો આ કેવો હૃદયદ્રાવક ભોગ!

## ૧૪ સુલતાનના વેરમાં કુવાનો કેર!

ખાવા ધાય એવા શૂન્ય નિર્જન રાજમહેલમાં અત્યારે એક સૈનિક તરવારની મૂઠ ઉપર હાથનો ટેકો દઇ ચોતરફ નજર ફેંકતો ઉભો હતો. તેણે અંગ ઉપર શસ્ત્રાસ્ત્ર ધારણ કર્યાં હતાં, ડુંગરમાંથી નિર્મળ જળનાં ઝરણાં ઝરે તેમ તેના પહેલવાન જેવા કદાવર શરીરમાંથી લોહીની ધારાઓ વહેતી હતી, કાયા રક્તથી રંગાયલી હતી.

થોડીવાર દિગ્મૂઢ અવસ્થામાં ઉભો રહી તે રાજમહેલમાં ફરવા લાગ્યો, દૂરથી એક મનુષ્ય ભયથી આકુળ બની નાસતો હોય તેમ તેને જણાયું. તેણે તેને ઓળખ્યો.

"જયમલ! આમ આવ. આમ ભયભીત કેમ જણાય છે?"

જયમલ ચમક્યો, તેની કાયા કંપી, "કોણ અમારા અન્નદાતા?"

"હા તેજ, પણ રાજમહેલ કેમ આમ શૂન્ય દેખાય છે?"

"કાળો કેર થયો, અન્નદાતા! યુદ્ધમાં આપનો પરાજય અને સંહાર થયો જાણી રાણીઓએ કુવામાં પડતું મુકી દેહત્યાગ કર્યો છે, મહેલના અનુચરો પોતાનો જીવ બચાવવા આડા અવળા થઇ ગયા છે..."

* જુઓ ચિત્ર.

"અફસોસ! વાવટાવાળાની ભુલનો ભોગ નિર્દોષ રાણીઓ થઈ પડી છે! ખરેખર, 'ટાળ્યા નહી રે ટળે, લખ્યા જે લલાટે લેખ,' નહી તો આવી સૂચના આપવાની બુદ્ધિ મને ન સુઝત. ઇશ્વરેચ્છા! મને વૃથા સ્ત્રીહત્યાનું પાતક લાગ્યું. એ પાતકનું પ્રાયશ્ચિત હવે માત્ર દેહાર્પણથીજ થશે. જયમલ! હવે જીવીને શું કરવું છે? આવા વિનાશ પછી જીવન ટકાવી રાખવાનું કયું કારણ હવે બાકી રહ્યું છે? હવે તો શત્રુ ઉપર તુટી પડી મરતાં સુધી તેઓનો સંહાર કરી સમરાંગણ ઉપર જીવન સમર્પણ કરવું એજ બાકી રહ્યું છે. મારા સુખશાંતિના આવાસ–મારા સ્વર્ગસદન સમાન રાજમહેલ! તને છેવટના પ્રણામ! કંકાવટી નગરી અને નગરજનો! તમને પણ છેવટના પ્રણામ! આ વાઘોજી હવે સંસારને પણ છેવટના પ્રણામ કરે છે.!"

વાઘોજી યુદ્ધભૂમિ તરફ ચાલ્યા. જયમલ લોહચુંબકની માફક તેની પાછળ પાછળ દોરાયો.

* * *

યુદ્ધ પૂર જોસમાં ચાલી રહ્યું હતું તેવામાં વાઘોજીની નજર વિજયધ્વજ તરફ ગઇ. ધ્વજ કયાંઇ નજરે પડયોજ નહિ. તપાસ કરતાં જણાયું કે વાવટાવાળાએ પરિશ્રમથી થાકી જઇને વાવટો નીચે મુકયો હતો.

વાઘોજીના પેટમાં ફાળ પડી. કેવી ભયંકર ભૂલ! નક્કી વિપરીત પરિણામ આવશે. રાણીઓ ચિતામાં બળી મરશે એવી તેને શંકા થઈ. વિનાશ અટકાવવાને માટે તે મહેલ તરફ ધાયો.

પરંતુ અફસોસ! તેના આવતાં પહેલાંજ બનવાનું બની ચૂકયું હતું.

* * *

વાઘોજીને હવે રાજ્યની પણ દરકાર ન હતી. તેની સર્વ આશા તૃષ્ણા તુટી હતી. શત્રુનો સંહાર કરવા માટે તે પોતાના શૂરવીર સામંતોને ઉત્તેજિત બનાવતા રહ્યા. રજપૂતો મરણીઆ બન્યા હતા. આસપાસ નજર કર્યા વગર પોતાની હડફેટમાં જે આવે તેને તેઓ ઘાસની માફક કાપી નાખતા હતા.

યવનસૈન્યમાં હાહાકાર વર્તાઇ રહ્યો. અસંખ્ય યવનો રજપુતો-ની અસિના ભોગ થયા હતા. રજપૂત અને યવન સૈનિકોના મૃત દેહના ઢગલે ઢગલા એકત્ર થયા હતા. લોહીની નીકો વહી રહી હતી.

* * *

એક વૃદ્ધ સામંત સૈન્યની પાછળ ઉભો ઉભો યુદ્ધનું બારીક નિરીક્ષણ કરી રહ્યા હતો. રજપુતોનો પરાજય થતો જોઈ તેણે વાઘોજીના પુત્રોને બોલાવીને કહ્યું, "બાપુ ! દાવ અવળા પડયા છે. શત્રુએ વિજય પામ્યા છે. હવે તમારે અહીં વધારે રહેવામાં સાર નથી. પૂજ્ય મહારાણા અને આપના જ્યેષ્ટ છ બંધુએ યુદ્ધમાં પડયા છે. આ વૃદ્ધનો દેહ પણ યુદ્ધમાંજ પડશે, પરંતુ મરતા પહેલાં મારે એક કર્તવ્ય બજાવવાનું છે. મારા શિરતાજ, આ વૃદ્ધની મૃત્યુ વેળાની એક માંગણી સ્વીકારશો ?"

"ઘણી ખુશીથી, આપ વડીલની આજ્ઞા અમે જરૂર પાળશું."

"રાજપુત્રો ! સુલતાન હવે કંકાવટીને જરૂર તારાજ કરશે. યુદ્ધમાં વાઘોજીનો વંશ નષ્ટ થાય તેના કરતાં ભવિષ્યમાં તમે તેમના જેવીજ નામના મેળવો એ વધારે ઇષ્ટ છે. તમારો જીવ બચાવવાને માટે તમે સત્વર નાસો. કોઇ નિર્ભય સ્થાનમાં ગુપ્ત રીતે રહેજો, અને દૈવ અનુકુળ થાય તો પુનઃ સત્તા જમાવજો. 'પંડ સલામત-તો પઘડીઆ બ્હોત,' 'જીવતો નર ભદ્રા પામશે,' ભાગ્યદેવી કોઈ

દિવસ તમારી વેળા વાળશે, અને મહારાણા વાઘોજીના વંશજ તરીકે પુનઃ રાજ્ય પ્રાપ્ત કરી કીર્તિ કાયમ ટકાવી શકાશે. હઠ કરશો નહિ, અત્યારે વાદવિવાદનો વખત નથી, મને આપેલું વચન પાળો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે."

વૃદ્ધની આજ્ઞાનો અમલ થયો.

* * *

રજપૂતોનો કચ્ચરઘાણ વળી ગયો. વાઘોજી અને તેના છ જ્યેષ્ટ પુત્રો યુદ્ધમાં મરણ પામ્યા.

સુલતાનનો વિજય થયો, પરંતુ અનેક મનુષ્યોના મહાન ભોગથી મેળવેલો તે વિજય બહુ મોંઘો પડયો.

રાણીઓ કુવામાં પડી મરણ પામી. અસંખ્ય નરવીરોનો સંહાર થયો. કુંકાવટી સુલતાનના કબજામાં ગઇ. શત્રુઓના ભયથી ત્રાસીને ઘરમાં ભરાઈ બેઠેલા નગરજનો ઉપર મહાત્રાસ વર્તાયો, અને એવો કેર વર્તી રહ્યો કે કુવાનો કેર એ સૂત્ર કહેવત સમાન થઇ પડયું જે અદ્યાપિ પ્રચલિત છે. કુવાના કેરથી સુલતાનનું વેર વળ્યું.

## ૧૫ મનનો માન્યો તેજ પતિ–પતિ પાછળ સતી.

કાલરીગઢની રાજવાટિકામાં સમાન વયની સખીઓ કુદરતની અજબ લીલાનું અવલોકન કરી રમ્ય વિનોદ કરી રહી હતી. ગગનમંડળમાં અનેક તારલાઓમાં જેમ ચંદ્ર શોભે તેમ સખીઓના સમૂહમાં એક રાજકન્યા દીપી નીકળતી હતી.

હૃદયની આનંદોર્મિઓને ઉછાળી, એક બીજાની મીઠી મશ્કરી કરી સખીઓ કલ્લોલ કરી રહી હતી. ભયથી ત્રાસતી મૃગલીની માફક એક સખી ત્યાં દોડતી આવી અને બોલી, "બહેન, નાસો ! જુઓ ઓ પેલો વાઘ !"

સખીમંડળની દૃષ્ટિ દૂર ખેંચાઇ.

"ગાંડી રે ગાંડી! અહીં તે વળી વાઘ હોય? વાંઘ તો કંકાવટીમાં છે. તે અહિં ક્યાંથી આવે? કેમ ન બોલ્યા, કુંવરબા બહેન?" બીજી સખીએ વાત વધારી.

"ઘેલી, મશ્કરી કરે છે? હમણાં તું બહુ ચીબાવલી થઈ ગઇ છે હો! મારે રાજમાતાને કહેવું પડશે."

"જુઓ, રાજમાતા અહિંજ આવે છે. તેમને કહો તોજ તમે ખરા બહાદુર!"

કુંવરબા કાલરીગઢના સોલંકીની રાજકન્યા હતી. તેનો વિવાહ-સંબંધ વાઘોજી સાથે થયો હતો. લગ્નગ્રંથીથી તેઓ જોડાયાં ન હતાં.

રાજાને એક કરતાં વધારે રાણીઓ પરણવાનો અધિકાર હતો. જેમ વધારે રાણીઓ તેમ રાજવૈભવની વિશેષતા ગણાતી, એટલુંજ નહિ, પરંતુ રાજકન્યાઓ માત્ર ગાદીપતિનેજ વરવાને લાયક ગણાતી હોવાથી એક રાજાને અનેક કન્યા આપવીજ પડતી. અત્યારે પણ ઘણાં સ્થળોએ એ રિવાજ નજરે પડે છે.

રાજમાતા ત્યાં આવ્યાં. તેમની મુખમુદ્રા શોકપરિપૂર્ણ દેખાતી હતી. સખીઓનો આનંદ ઉડી ગયો.

"માતા! આમ ઉદાસ શા માટે જણાઓ છો? કંઇ વિપરીત બનાવ બન્યો છે? મારૂં જમણું અંગ ક્યારનું ફરક્યાં કરે છે તેથી મને અમંગળ શંકાઓ થાય છે."

વાઘોજીના મૃત્યુની વાત સાંભળી કુંવરબાના હૃદયને આઘાત થયો. તે મૂર્છા પામી.

શીતોપચારથી તેની મૂર્છા વળી. તે શુદ્ધિમાં આવતાંજ ચંદન કાષ્ટની ચિત્તા રચવાની તેણે રાજમાતાને વિનતી કરી.

સખીઓની આંખમાંથી ચોધાર આંસુઓ વરસવા લાગ્યા. આનંદનો અંત ઉદાસીમાં આવ્યો, " બહેન ! રાણા વાઘોજી સાથે માત્ર તમારો વિવાહ થયો છે. લગ્ન થયાં નથી. તો પછી ચિતાપ્રવેશ કરવાનું કંઇ કારણ ? "

' કારણ મને ન પુછો. કારણ એટલુંજ કે મારૂં હૃદય તેમને પતિ તરીકે પૂજતું હતું અને પૂજે છે. લગ્ન સંબંધ એ તો માત્ર જગતનો વ્યવહાર છે. મનમાં કોઇ પણ પુરૂષની પતિ તરીકે ભાવના ઉદ્‌ભવી ત્યારથીજ તે પતિ–સ્ત્રીના મનનો માલીક. મનનો માન્યો તેજ પતિ. પતિ વિના પ્રેમદાનું જીવન વ્યર્થ છે. ક્ષત્રિયાણીઓ પતિ પાછળ સતી થતી આવી છે. હું પણ તેમજ કરીશ. સ્વર્ગમાં તેમના દર્શનનો લાભ પામીશ. "

તેને સમજાવવાના ઘણા ઘણા પ્રયત્નો થયા, પરંતુ તેનો નિશ્ચય ફર્યો નહિ.

' સોળે શણગાર ધારણ કરી કુંવરબા ચિતા પાસે આવી. અમૂલ્ય આભરણો તેના શરીરને શોભાવતાં હતાં, લલાટ કુમકુમથી દીપી રહ્યું હતું, કેશકલાપ છુટો મુકયો હતો, સતિત્વનું તેજ તેની કાંતિને ઓપાવી રહ્યું હતું.

ચિતામાંથી અગ્નિની જવાળાઓ નીકળતી હતી. વાઘોજી નામનું રટણ કરતાં કરતાં તેણે ચિતામાં પ્રવેશ કર્યો. મનના માન્યા પતિની પાછળ કુંવરબા સતી થઈ.

## ૧૬ ઉપસંહાર.

રાણીઓ કુવામાં પડીને મરણ પામી તે સમયથી કંકાવટી 'કુવા' નામથીજ ઓળખાવા લાગ્યું. હાલ થોડાંક વર્ષથી તે પુનઃ કંકાવટી નામથી ઓળખાવા લાગ્યું છે.

સુલતાને કંકાવટીનો કબજો લઇ ત્યાં પોતાની હકુમત ચલાવી.

પોતાના વિજયના સ્મારક તરીકે તેણે કંકાવટી બહાર સુંદર શિવાલય હતું તેની નજદીકમાંજ એક મસીદ બંધાવી. આ મસીદ જીર્ણ બની ગયેલી હોવાથી હાલમાં તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે, અને તેમાં એક નાજુક મનરંજક બાગ બનાવેલો છે એમ કહેવાય છે.

ખલીફખાન પોતાની મહત્વાકાંક્ષા ફળીભૂત કરવા ભાગ્યશાળી બન્યો હતો. તે ઇ૦ સ૦ ૧૫૧૩ માં મુઝફ્ફરશા નામ ધારણ કરી ગુજરાતનો પાદશાહ થયો હતો.

વાઘોજીના વંશમાં બાકી રહેલા પાંચ રાજપુત્રો પાદશાહના ડરને લીધે જંગલમાં છુપા ફરતા હતા. વાઘોજીના આઠમા* કુંવર રાજોધરજીએ ઇ૦ સ૦ ૧૪૮૮ માં હળવદમાં રાજ્યધાની સ્થાપી. તેમના વંશજ જસવંતસિંહજીએ ઇ૦ સ૦ ૧૭૮૧ માં ધ્રાંગધ્રામાં રાજ્યગાદી સ્થાપી, ત્યારથી આજ સુધી ધ્રાંગધ્રામાંજ રાજ્યગાદી છે. કુવા અર્થાત કંકાવટી હાલ પણ ધ્રાંગધ્રા રાજ્યના તાબામાં છે.

હાલનું કંકાવટી નવું વસેલું છે, અને તે પ્રાચીન કંકાવટીથી સોએક વાર દૂર છે એમ કહેવાય છે.

ભગ્ન સ્થિતિમાં અસ્તવ્યસ્ત ખંડિયેરો તથા એક દરવાજો અને તેની બંને તરફનો થોડો ભાગ જીર્ણ અવસ્થામાં નજરે પડે છે તે ઉપરથી આ સ્થળે રાજમહેલ અને કિલ્લો હશે એમ અનુમાન માત્ર કરી શકાય છે. પુરાતની રાજમહેલના ખંડેરવાળી જગ્યાને હાલમાં ગઢપાઠી કહે છે.

---

* વાઘોજીના સાતમા પુત્ર વીરમદેવ તારીંગાગઢના રાજાની કુંવરી વેરે પરણ્યા હતા. એ રાજાની બીજી કુંવરી વેરે ઈડરના કુંવર કાનડદેવ પરણ્યા હતા, સમી મુજપુરનો મુસલમાન થાણદાર તારીંગાના ઢોર વાળી જતો હતો તેને છોડાવવા વીરમદેવ તથા કાનડદેવ ગયા. થાણદાર સાથે લડાઇ થઈ તેમાં બન્ને મરાયા. વીરમદેવનો પાળીયો તારીંગા નજદીક અનપોદરામાં છે, જે વીરમનાથના નામથી આજે પણ પૂજાય છે.

## વીરની વાતો (૧)

વાઘોજીના પિતા ભીમસિંહે બંધાવેલી માત્રી વાવ હજી કાયમ છે. તેમાં 'રાણા ભીમ' એવો લેખ છે. તેનું પાણી સારૂં છે, પરંતુ માત્રી માતાનો શ્રાપ છે કે એ વાવનું પાણી પીનારને વાળા (નારૂ) નું દરદ થાય છે એવી દંતકથા ચાલે છે.

કુંકાવટીના પાદરમાં એક નદી પણ છે.

જે કુવામાં રાણીઓ પડીને મરણ પામી તે કુવો હાલમાં હયાત છે, પરંતુ તે ગાળથી પુરાઇ ગયો છે.

આ કુવો અને તેની આસપાસનાં ખંડિયેરોને જેનાર મનુષ્યને કુવાના કેરનું સ્મરણ થાય છે અને તેના મુખમાંથી સ્વાભાવિક રીતે આવા ઉદ્દગાર નીકળી જાય છે, "ધન્ય છે પાતિવ્રત્યના પરિપાલન માટે કુવામાં પડી જળસમાધિ લેનાર વિરાંગનાઓને ! ધન્ય છે ધર્મની રક્ષા માટે પોતાના દેહની આહૂતિ આપનાર શૂરવીર રજપૂતોને !"



અન્નફળ, શાક, જાત જાતનાં પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂં પુસ્તક.

દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.

નવીન સુધારેલી ત્રીજી આવૃત્તિ–

# પાકશાસ્ત્ર અથવા

# પકવાન પોથી.

( વેજીટેરીયન )

લેખકાઃ—

ગં૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ, તથા
ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ.

એમાં ૬૦૦ થી વધુ તરેહ તરેહનાં ખાવાનાં પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે. જેવાં કેઃ–
જાત જાતનાં શાકો, ભજીયાં, કચોરી, કંસાર, પાપડ, મુઠીયાં,
ગાંઠીયા, દાળ, ભાત, ઘારી, પુરી, તવાપુરી, ચીવડો વગેરે.

કિંમત રૂ. ૩–૦–૦

મળવાનું ઠેકાણું,

## જે. એમ. પંડયા એન્ડ કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.
અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

# રાજા રાયસિંહજી

કિંવા

## દિલ્હીના દરબારમાં રજપૂતનો હાથ.

❦ ❦ ❦

કટારી અમરેશરી, તોગારી તરવાર.
હથલ રાયા સંગરી, દિલ્લીરે દરબાર;

❦ ❦ ❦

### ૧ ડોળમાં ધામધુમ.

" કેમ રણમલ ! ભાણાનો આદરસત્કાર કરવાની સર્વ તૈયારી થઇ ગઇ કે નહિ ? "



૬

"સર્વ ગોઠવણ થઈ ચૂકી છે અન્નદાતા ! અને જે સમય જાય છે તેમાં રાયસિંહજી ક્યાં સુધી આવી પહોંચ્યા છે તેની તપાસ કરવાને મોકલેલા સ્વારો અહીં પાછા આવી પહોંચશે."

રાજમહાલયની અગાશી ઉપર બેઠેલા દ્રોળના રાણા જસોજી પોતાના ભાણેજ રાજ રાયસિંહજી જે આજે પોતાને મળવા આવનાર હતા તેની માર્ગપ્રતિક્ષા કરતા બેઠા હતા. તેમનું સ્નેહાળ હૃદય ભાણેજને જોવાને અત્યંત ઉત્સુક બન્યું હતું. તેમની દૃષ્ટિ ગરૂડ પક્ષીની માફક તીવ્ર બની દૂર ખેંચાવા લાગી. રણમલ નામનો પોતાનો હજુરી ત્યાં આવતાં, અત્યંત આતુરતાથી તેમણે ઉપરનો પ્રશ્ન પૂછ્યો.

થોડી વારમાંજ દૂરથી ધૂળના ગોટેગોટા ઉડતા દેખાવા લાગ્યા. જસોજીનું હૃદય ધડકવા લાગ્યું, અને આનંદથી પરિપૂર્ણ બન્યું. સ્વારોએ આવીને ખબર આપી કે રાયસિંહજી હવે દ્રોળથી માત્ર એક ગાઉ દૂર આવી લાગ્યા છે. જસોજી હર્ષથી સફાળા ઉઠ્યા, અને સામૈયું કરવાની—સામા જઇ તેને રાજવંશી આવકાર આપવાની તૈયારી કરવાનો હુકમ આપ્યો.

શહેરમાં ધામધુમ થઇ રહી. બજાર ધ્વજાપતાકાથી શણગારવામાં આવી હતી. ઘર અને દુકાનના બારણે પ્રજાજનોએ આસોપાલવનાં તોરણો લટકાવી દીધાં હતાં, અને "ભલે પધાર્યા માનવંતા રાજ રાયસિંહજી !" એવા આવકારદાયક સોનેરી અક્ષરો લગાવી દીધા હતા. રાજાની માફક પ્રજા પણ રાજ્યભાણેજના દર્શન કરવાને ઘણી જ ઉત્સુક બની રહી હતી.

મ્હેમાનના આગમનની અગમચેતી આપતાં હોય તેમ શહેરના દરવાજાની બહાર નગારાં અને દુંદુભિના ગડગડાટ થવા લાગ્યા. પ્રજાજનો, સ્ત્રીપુરૂષો, અને બાળકો અત્યંત ઉત્સાહથી રસ્તા ઉપર ટોળાબંધ એકઠાં થઇ વાટ જોઇ રહ્યાં હતાં. તરતજ ભપકાબંધ સ્વારી

આવી પહોંચી. નેકીબાનોના 'ઘણી ખમ્મા !'ના અવાજો, દુંદુભિ, શરણાઈ અને અન્ય વાજીંત્રોના નાદ અને ઘોડાના હણહણાટથી એક બીજાના શબ્દો સાંભળી શકાતા ન હતા. જેમ જેમ સ્વારી આગળ વધતી ગઇ તેમ તેમ પુરૂષો હર્ષનાદ કરતા રાજ રાયસિંહજીને નમન કરવા લાગ્યા, અને સ્ત્રીઓ ઓવારણાં લેવા લાગી. સર્વત્ર આનંદ આનંદ વર્તાઇ રહ્યો.

## ૨ શેતરંજ–રંગમાં ભંગ !

સ્વારી રાજમહેલ પાસે આવી પહોંચી. જસોજી પોતે મહાલયના દ્વાર પાસે આવી ભાણેજને ઉમંગથી ભેટયા, અને તેમને માટે ખાસ શણગારવામાં આવેલા દિવાનખાનામાં તેડી ગયા.

ભાણેજની આગતાસ્વાગતા કરવામાં મામાએ કંઈ પણ કચાશ રાખી ન હતી. કોઈ પણ રીતે ભાણેજને માઠું ન લાગે તેમજ કોઇ પણ પ્રકારની અગવડ ન નડે તેવી સર્વ પ્રકારની ગોઠવણ તેમણે અગાઉથીજ કરાવી રાખી હતી. મામાની મીઠી મહેમાનદારીથી ભાણેજને પણ અત્યંત સંતોષ થયો.

સાંજનો સમય હતો. મામા ભાણેજ અગાશીમાં બેઠા બેઠા વાર્તાવિનોદ કરતા હતા. મામાએ વાત ઉપાડી, "વારૂ રાયસિંહજી! તુમારા રાજ્યના કેવા ખબર છે? હાલ ઠીક ચાલે છે કે નહીં?"

"હાલ તરત તો શાંતિ છે મામા! પહેલાં તો આજુબાજુના ઠાકોરો માથું ઉંચું કરી રમખાણ મચાવતા; પરંતુ તેઓનો પરાજય કર્યા પછી અશાંતિનું નામનિશાન નથી. હમણાં તો શક્તિમાતાનાં દર્શન કરીએ છીએ, અને સતીઓની દેરી તરફ દૃષ્ટિ કરી પૂર્વજોના શૌર્યનાં યશોગાન ગાઇએ છીએ."

રાજ રાયસિંહજી હળવદના રાજા હતા. શરીરે હૃષ્ટપુષ્ટ અને કદાવર હતા. તેમની મુખમુદ્રા ઉપર ક્ષત્રિય શૌર્યનું તેજ ઝળકી રહ્યું

હતું. તેઓ ઇતિહાસપ્રસિદ્ધ ઝાલાવંશમાં ઉત્પન્ન થયા હતા. વીર વાઘોજીના મૃત્યુ પછી મુસલમાનોએ કુંકાવટીમાં પોતાનું થાણું રાખ્યું અને ત્યાંથી ઝાલાની રાજધાની કાઢી નાખી. ત્યાર પછી વાઘોજીના પુત્ર રાજોધરજી એક દિવસ શિકારે ગયા હતા ત્યાં જંગલમાંથી એક સસલો આવ્યો, અને તેમના ઘોડાની સામે થયો. સસલો ઘોડાની સામે થવાની હિંમત કરે એ ઓછા આશ્ચર્યની વાત ન હતી. રાજોધરજીએ જાણ્યું કે આ જગ્યા દેવતાઇ છે, તેથી એ ઠેકાણે ઇ. સ. ૧૪૮૮—સંવત ૧૫૪૪ ના મહા વદી ૧૩ ને દિવસે હળવદ વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. રાજોધરજીના સમયથી રાજધાની હળવદમાંજ હતી, પરંતુ ઇ. સ. ૧૭૮૧ માં ગજસિંહજીના મરણ પછી તેમના પુત્ર જસવંતસિંહજી ગાદીએ આવ્યા ત્યારે તેમણે રાજગાદી ધ્રાંગધ્રામાં સ્થાપી, ત્યારથી અદ્યાપિ પર્યંત ધ્રાંગધ્રામાંજ રાજગાદી છે. હળવદમાં અનેક પરાક્રમી શૂરવીરો થઇ ગયા છે, અને તેની નિશાની તરીકે લડાઇમાં કપાયલા શૂરવીરોના પાળીઆ હજી પણ દૃશ્યમાન થાય છે. સ્મશાનભૂમિ પાસે પોતાના શિયળના રક્ષણ માટે અથવા તો પતિ પાછળ સતી થયેલી અનેક સતીઓની દેરીઓની હારની હાર નજરે પડે છે, અને તેની તરફ જોનારના હૃદયમાં પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે. એમ કહેવાય છે કે હળવદમાં દેરીઓની જેટલી સંખ્યા છે, તેટલી બીજે સ્થળે ભાગ્યેજ હશે. દેરીઓથી થોડે દૂર ગોલેશ્વરનું શિવાલય છે, જ્યાં હળવદ વસવા પહેલાં એક નાનું ગામડું હતું. હાલ તે દેવળને ગોલેશ્વર અથવા તો ગૌલોકેશ્વર કહે છે. એ શિવાલય પ્રતાપી છે અને પોતાની પ્રાચીનતાની તે સાક્ષી પુરે છે. રાજોધરજી પછી રાણોજી, પછી માનસિંહજી અને તેમના પછી રાજ રાયસિંહજી એમ અનુક્રમે હળવદની ગાદીએ આવ્યા. આ વાર્તાનો સમય ૧૬ મા સૈકાનો—લગભગ ઇ૦ સ. ૧૫૭૦ નો છે.

ભાણેજના શૌર્યની વાતથી જસોજી પ્રસન્ન થયા. " ધન્ય છે

ભાણાભાઇ! આપણે તો એવી જ ટેક રાખવી. સિંહના પુત્ર સિંહજ હોય તેમાં શું આશ્ચર્ય!"

મામાએ આગળ પાછળની અનેક વાત કરી. અંતે તેઓ બોલ્યા, "રાયસિંહજી! અત્યારે સુગંધી પવનની લહેર કેવી મધુર લાગે છે? અત્યારે તો આપણે શેતરંજ ખેલીએ તો બહુ આનંદ આવે. તમને શેતરંજનો શોખ ખરો કે નહીં?"

"શેતરંજનો શોખ કોને ન હોય? આપણા જેવા ક્ષત્રિયોને તો શેતરંજની રમત ખાસ ઉપયોગની છે. શત્રુઓની સામે કેમ થવું, કેવા દાવપેચ રમવા, શત્રુઓથી ન ફસાતાં તેઓનો પરાજય કેમ કરવો એ બાબતમાં શેતરંજનું જ્ઞાન બહુ ઉપયોગી થાય છે. મને તો શેતરંજનો બહુ શોખ છે."

મામાએ શેતરંજ મંગાવી, અને અત્યંત ઉત્સાહથી મામો ભાણેજ રમવા લાગ્યા. બંને એમાં કુશળ હોવાથી રસાકસી ખૂબ ચાલી. તેઓ રમતમાં લીન બની ગયા હતા, એવામાં અચાનક કંઇ ઘોર અવાજથી તેઓનું લક્ષ ખેંચાયું. રંગમાં ભંગ થયો.

### ૩ જમાતનો ડંકો—સ્વાભિમાન.

"આ શેની ગડબડ છે મામા? આ ડંકાનો અવાજ શાનો?"

મામાની ભ્રકુટી ચડી. તેમની આંખો લાલચોળ થઇ ગઇ. તેઓ બોલ્યા, "પ્રભુ જાણે આ શાની ગડબડ છે. દ્રોળના પાદરમાં ડંકો વગાડનાર એવો કોણ બે માથાનો છે તેની હું હમણાં જ તપાસ કરાવું છું."

તરત જ તેમણે પોતાના નોકરને બોલાવીને કહ્યું, "જા, એકદમ બહાર જઇ તપાસ કરી આવ કે દ્રોળને પાદર ડંકો વગાડનાર એવો કોણ માથાનો ફરેલો છે?"

તેની આજ્ઞાનો અમલ કરવા માટે સેવક તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. જસોજી આતુરતાથી તેની રાહ જોવા લાગ્યા.

અત્યંત દોડવાથી ચડેલા શ્વાસને લીધે હાંફતો હાંફતો નોકર ત્યાં આવી નમન કરી ઉભો રહ્યો, અને શ્વાસ લેતાં લેતાં જ તે બોલ્યો, "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ! એ ડંકો તો ગોંસાઇની જમાતનો થયો હતો. મકનભાર્થી નામના ગોંસાઇની જમાત અહીં થઇને હિંગળાજ દેવીનાં દર્શન કરવા જાય છે."

"ઠીક, બહુ સારૂં, જા." જસોજીના કોપનો લોપ થઇ ગયો. તે શાંત બની ગયા.

"માઠું ન લગાડશો, મામા! પરંતુ મારી જાણવાની જીજ્ઞાસા છે કે આપનો કોપ આમ એકાએક કેમ સમાઇ ગયો?"

"ધર્મવૃત્તિવાળા સાધુઓ પોતાની જમાત સાથે યાત્રાએ જતાં ડંકો વગાડે તેને આપણાથી કેમ અટકાવી શકાય? ધર્મની આડે કેમ આવી શકાય? મેં ધાર્યું હતું કે કોઇ રાજાનો એ ડંકો હશે, તેથી મને અત્યંત કોપ થયો હતો; પરંતુ એ ગોંસાઇની જમાતનો ડંકો છે એ જાણતાં કોપ સમાવી દેવો પડયો."

"ત્યારે કોઇ રાજાનો ડંકો થયો હોત તો તમે શું કરત?" રાયસિંહજીએ જીજ્ઞાસા બતાવી.

જસોજીએ ભ્રકુટી પુનઃ ચડાવી. ક્રોધાવેશથી તેના કપાળમાં કરચલીઓ પડી, આંખો લાલચોળ થઇ ગઇ. પોતાની તરવાર ઉપર હાથ મુકવા જતા હોય તેમ કમર તરફ તેનો હાથ વળ્યો. ક્રોધાવેશમાં જ તે બોલ્યા, "વળી બીજું શું કરવાનું હોય? ધ્રોળના પાદરમાં બીજા રાજાનો ડંકો થાય? એ કદી બનેજ નહીં, અને કદાચ કોઇ એવી હિંમત કરે તો તરત જ તેનાં નગારાં તોડી નાખું!"

જસોજીના આ અભિમાનના શબ્દોથી રાજ રાયસિંહજીને

માઠું લાગ્યું. તે કાંઇ પણ બોલ્યા નહિ, પરંતુ આ વાત બરાબર મનમાં ઠસાવી રાખી.

શેતરંજની રમત પુરી થઇ. મામાને ત્યાં થોડા દિવસ રહી રાયસિંહજી પોતાના રાજ્યમાં આવવાને નીકળ્યા. મામા ભાણેજ અત્યંત સ્નેહથી ભેટયા, પરંતુ તેમની આ સ્નેહપૂર્ણ મુલાકાત છેલ્લી જ હતી.

## ૪ સમરાંગણ–છેવટના શબ્દો.

"આ જળાશયના જળતરંગોની માફક મારા વિચારો શા માટે આમ અસ્થિર બનતાં હશે? ક્ષાત્ર હૃદય આવું નિર્બળ બને એ શું યોગ્ય છે? કદી નહિ. મામા થયા તો શું થયું? તેમની ટેક કેવી છે તે મારે જોવું જોઇએ–તેમની કસોટી કરી મારે તેમનું અભિમાન ઉતારવું જોઇએ!"

સામતસર તળાવને કિનારે આવેલા ભવ્ય રાજમહાલયના રોનકદાર ઝરૂખામાં બેસીને હળવદના રાજ રાયસિંહજી જળાશયમાં વિહાર કરતાં સુંદર માછલાંઓ, જળચરો અને સૂર્યપ્રકાશમાં ખીલી નીકળેલાં કમળોનું સૌંદર્ય નિહાળી રહ્યા હતા. અચાનક તેમને પોતાના મામાના અભિમાનભર્યા શબ્દો યાદ આવ્યા, અને ગમે તેમ થાય તોપણ તેમનું અભિમાન ઉતારવું એવો તેમનો નિશ્ચય થયો.

લશ્કર એકઠું કરવાની તૈયારી ચાલી રહી. રાજહુકમથી આ યુદ્ધને માટે ખાસ ચાંદીનાં નગારાં બનાવવામાં આવ્યાં. હળવદના રસ્તાઓ ઉપર ઘોડેસ્વારો ઉભરાઇ જવા લાગ્યા. રાજ્યનું સર્વ લશ્કર એકત્ર થયું, અને સારા શુકન જોઇને રાજ રાયસિંહજી લશ્કર સાથે લઇને ધ્રોળને માર્ગે કુચ કરી ગયા.

* * * *

ચાંદીની ઘુઘરીઓથી શણગારેલી દાંડીઓના પ્રહારથી નગારાં-



'મારાં નગારાં બંધ કરાવો તોજ તમે ખરા !'

ઓનો ભીષણ નાદ ઉત્પન્ન થયો. ધોળનાં માણસો આશ્ચર્યચકિત બન્યા. જસોજીના કાનમાં આ નાદ જતાં તે વિચારમાં પડી ગયા. પરંતુ એ નાદ બંધ ન થતાં ચાલુજ રહ્યો. જસોજીએ ખબર કઢાવી. પોતાના ભાણેજનો આ ડંકો છે એ જાણી તેમને ખેદ થયો. તેણે ડંકો બંધ રાખવા કહેવરાવ્યું, પરંતુ તેમ થયું નહિ. પુનઃ કહેવરાવ્યું કે, "ડંકો બંધ કરો, નહિ તો યુદ્ધ કરવું પડશે."

"ડંકો બંધ કરાવવો હોય તો યુદ્ધ કરીને બંધ કરાવો, એમ ને એમ બંધ નહિ થાય." એવો જવાબ મળ્યો. બીજો કાંઇ ઉપાય નથી એમ જાણીને જસોજી પોતાનું લશ્કર એકઠું કરી બહાર આવ્યા.

લશ્કરને મોખરે રહી જસોજી પોતાના ભાણેજને સંબોધીને બોલ્યા, "રાયસિંહજી ! આવી ઉદ્ધતાઇ ન કરો. આનું પરિણામ બહુ વિપરીત આવશે."

"મામા સાહેબ !" રાયસિંહજી કરડાકીમાં જ બોલ્યા, "તે દિવસે શેતરંજ રમતી વખતે આપે ઉચ્ચારેલા શબ્દો આપને યાદ છે? જો યાદ ન હોય તો યાદ કરો, અને આપનું વચન પૂરૂં કરો. ક્ષત્રિયો બાયલાની માફક વાતોથી સંતોષ માનતા નથી. તેઓ તો કરીને બતાવવામાંજ પોતાની કીર્તિ માને છે. મારાં નગારાં બંધ કરાવો તોજ તમે ખરા !"

જસોજી ઉશ્કેરાયા. તેમણે પોતાના શૂરવીર સામંતોને નગારાં ફોડી નાખવાનો હુકમ કર્યો. તેઓ એકદમ તેની આજ્ઞા પાળવાને આગળ ધસ્યા. પરંતુ નગારાં વગાડનારાઓની આસપાસ ચોમેર રાયસિંહજીએ પોતાનું લશ્કર ગોઠવી દીધું હતું. જસોજીએ યુદ્ધ કરવાનો હુકમ આપ્યો.

બંને પક્ષમાંથી રણશીગડાં ફુંકાયાં, ભાટ, ચારણો અને બંદી-

જનો પ્રાચીન શૂરવીર યોદ્ધાઓનાં યશોગાન ગાઇ ક્ષત્રિયોને ઉશ્કેરવા લાગ્યા. ઘોડાઓના હણહણાટથી, નગારાના નાદથી, વાજીંત્રોના ધ્વનિથી અને 'જય શક્તિ માતા! જય અંબાભવાની!' ની રણહાકથી કોલાહલ મચી રહ્યો. રજપૂતો સમરાંગણ ઉપર પોતાના દેહની આહુતિ આપવાને જ આવ્યા હોય તેમ પોતાના દેહની પણ દરકાર કર્યા વગર પોતાની તરવારને વિરૂદ્ધ પક્ષના લડવૈયાઓના લોહીથી તૃપ્ત કરવા લાગ્યા. અત્યંત દારૂણ યુદ્ધ મચ્યું, અને પૂર્ણ શૌર્યથી લડતાં લડતાં જસોજીને જીવલેણ ઘા લાગ્યો. જસોજી જમીન ઉપર પડ્યા. તેમની પાસે ઉભેલો તેમનો વિશ્વાસુ ચારણ તેમની સુશ્રુષા કરવા લાગ્યો.

જસોજી મહાન વ્યથાથી બોલ્યા, " હવે હું જાઉં છું, પરંતુ જો તેં મારૂં નીમક ખાધું હોય-નિમકહલાલી કેમ કરવી તે તારા પૂર્વજોએ તને શીખવ્યું હોય તો આ સર્વ બીના તું કચ્છના રાવ ખેંગારજીના ભાઇ સાહેબજીને મારા રામરામ સાથે કહેજે. સાહેબજી મારા મિત્ર છે, અને મારી અંતકાળની ઇચ્છા જાણીને જરૂર તે મારૂં વેર લેશે."

જસોજીને વરવા સ્વર્ગની અપ્સરાઓ રાહ જોઇ રહી હતી. તેનો આત્મા આ અસાર સંસારનો ત્યાગ કરી ગયો. રાયસિંહજીની ઇચ્છા પાર પડી. જસોજીનું અભિમાન તેમણે ઉતાર્યું. જસોજીના કુંવર બામણીઓજીને રાજ્ય સોંપી તેઓ પાછા ફર્યા, અને વિજય મેળવી પ્રજાના હર્ષનાદ વચ્ચે તેમણે હળવદમાં પ્રવેશ કર્યો.

## ૫ રાવખેંગારજી.

ચારણે જસોજીની અંતકાળની ઇચ્છા પૂર્ણ કરી. સાહેબજી ડાયરો ભરીને બેઠો હતો ત્યાં જઈ રામરામ કરીને ચારણ લલકારવા લાગ્યોઃ—

(સોરઠો)

**ચેતનહારા ચેત, મિત્ર કમોતે મરી ગયો;**
**સાહેબજી સરદાર! મૂગો શું બેસી રહ્યો?**

ચારણના શબ્દો સાહેબજી સમજી શક્યો. એ શબ્દોનો ભરમ તે કળી ગયો. તે ડાયરામાંથી ઉઠયો. પોતાને ઉતારે ચારણને તેડી જઇને સર્વ હકીકત તેણે જાણી લીધી.

સાહેબજી પોતાના ભાઇ રાવ ખેંગારજી પાસે ગયો, અને સર્વ વાત નિવેદન કરી. તેમણે સાહેબજીને જસોજીનું વેર લેવાને ઉશ્કેર્યો.

"પરંતુ ભાઇ! સાંભળવા પ્રમાણે રાજ રાયસિંહજીની સત્તા બહુ પ્રબળ છે અને તેથી આપણે કદાચ ન ફાવીએ તો?"

"સાહેબજી! તમારૂં એવું નબળું મન જોઇ મને ખેદ થાય છે. આપણે ક્ષત્રિયપુત્ર છીએ. જય વિજયનો વિચાર કરવા બેસીએ તો આપણી જનની લાજે, આપણે કયાં એના કરતાં ઉતરતા છીએ? મિત્રની અંતકાળની ઇચ્છા તૃપ્ત કરવી એ આપણો પરમ ધર્મ છે. માટે તમારે જોઇએ તેટલું લસ્કર લઈ જાઓ અને યાહોમ કરો."

ભાઇના આવા ઉત્તેજક શબ્દો રૂપી ઘીથી સાહેબજીના વેરનો અગ્નિ વધારે સળગી ઉઠયો. તરતજ તે એક લશ્કર સાથે જસોજીનું વેર લેવા નીકળી પડયો.

## ૬ પરાજય-દગાનો ભોગ.

સાહેબજી પોતાની સાથે લડાઇ કરવા આવે છે, એવી ખબર રાયસિંહજીને મળતાંજ તે પોતાના બહાદુર લડવૈયા સાથે તેને યુદ્ધ આપવાને માટે તેની સામે ગયા. બંને લશ્કરનો ભાગીઆ પાસે ભેટો થયો. રાયસિંહજીએ સાહેબજીને કહેવરાવ્યું કે, 'યુદ્ધ કરવાનો

વિચાર પડતો મુકી પાછા ચાલ્યા જાઓ, નહીં તો તમારી પણ જસોજીના જેવી જ વલે થશે.'

સાહેબજી ચારણના શબ્દોથી અને પોતાના ભાઇના મહેણુંથી ઉશ્કેરાયલા હતા. તેથી તેઓએ યુદ્ધની નિશાની તરીકે પોતાનો વાવટો ચડાવ્યો. રાયસિંહજીએ પોતાના સામંતોને એકઠા કરીને કહ્યું, "મારા શૂરવીર સામંતો! આજે કટાકટીનો સમય છે. આજે કદાચ જો આપણો પરાજય થશે તો ઝાલા કુળની ઉજવળ કીર્તિને કલંક લાગશે અને આપણા શત્રુઓ, 'જસોજીને હરાવી નાખ્યા, પરંતુ સાહેબજીનો માર ખાઇ આવ્યા,' એમ કહી આપણી મશ્કરી કરશે. ગમે ત્યારે એક વખત તો મરવાનું છે જ, પરંતુ ક્ષત્રિયોને તો યુદ્ધભૂમિમાં દેહ પાડવો એમાંજ જીવનસાર્થક છે. માટે મરણીઆ થઇ લડો, અને તમારી જનનીની કુખ દીપાવો."

રાયસિંહજીના માણસોને શૌર્ય ચડયું. 'જય શક્તિ માતા' ના ધ્વનિ સાથે તેઓ શત્રુ ઉપર તુટી પડયા. સાહેબજીના અગણિત માણસો ઘાસની માફક કપાઇ ગયા, અને સાહેબજી પોતે પણ શત્રુની તરવારનો ભોગ થઇ પડયા; પરંતુ રાયસિંહજીના લશ્કરમાં પણ ઘણી ખુવારી થઇ અને રાયસિંહજી ઘાયલ થયા.

શત્રુઓનો પરાજય કરી રાયસિંહજી વિજયડંકો વગાડતાં હળવદ તરફ પાછા ફર્યા. હળવદ તરફ આવતાં માર્ગમાં વિશ્રાંતિને માટે તેમણે લશ્કર સાથે પડાવ કર્યો.

દૈવયોગે જે જમાતના ડંકા ઉપરથી આ યુદ્ધનું બીજ રોપાયું હતું તેજ જમાતવાળો અતીત મકનભાર્થી પોતાની જમાત સાથે હિંગળાજ માતાના દર્શન કરી આ સમયે ત્યાં આવી પહોંચ્યો. પોતાના ડંકાને લીધે રાયસિંહજીએ જસોજી અને સાહેબજી સાથે યુદ્ધ કરી તેઓના પ્રાણ લીધા, એ વાત તેના સાંભળામાં આવી

તેથી રાયસિંહજીનું માન મોડવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાના એક ચેલાને છાવણીમાં મોકલ્યો અને કહેવરાવ્યું કે, "તમારી બહાદુરી જોઈ મને અત્યંત આનંદ થયો છે. હું આપનાં દર્શન કરવાની અને હિંગળાજ માતાનો પ્રસાદ આપને આપવાની ઉત્કંઠા ધરાવું છું. મેં સાંભળ્યું છે કે આપ લડાઇમાં ઘાલય થયા છો. માતાજીની કૃપાથી ઘા રૂઝવવા માટે મારી પાસે અકસીર ઉપાય છે. આપ થોડા દિવસ મારી પાસે રહેશો તો ઘા ગમે તેવો હશે તો પણ રૂઝાઇ જશે."

રાયસિંહજીને આ સંદેશો સાંભળીને અત્યંત આનંદ થયો. તરતજ તેણે પોતાના ભાઇઓને મકનભાર્થીની જમાતમાં પોતાને લઈ જવાનો હુકમ કર્યો, મકનભાર્થીએ રાજાને આડું અવળું સમજાવ્યું, અને ઘા રૂઝાતાં ઘણા દિવસો લાગશે એમ કહી રાયસિંહજીને મોઢેજ તેના લશ્કરને છાવણી ઉપાડી લઈ હળવદ ચાલ્યા જવાનો હુકમ કહેવરાવ્યો.

લશ્કર ગયું અને અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ મકનભાર્થીએ રાયસિંહજી ભર ઉંઘમાં હતા ત્યારે તેમને પાલખીમાં સુવાડી ત્યાંથી પ્રયાણ કર્યું. રાજ રાયસિંહજી મકનભાર્થીના દગાનો ભોગ થઈ પડયા.

## ૭ અકબરની હજુરમાં.

પાલખી ઉંચકનારાઓ એટલી કાળજીથી ચાલતા હતા કે રાયસિંહજીની નિદ્રામાં કોઈ પણ પ્રકારનો ભંગ થયો નહિ. જાગૃત થતાંજ તેઓ ચમકયા, અને આ સર્વ શી ગડબડ છે તે પૂછવા લાગ્યા. મકનભાર્થીએ કહ્યું, "રાયસિંહજી! એ તમારા અભિમાનનો બદલો મળે છે! મારા ડંકાને લીધે તમે જસોજી તથા સાહેબજીનો જીવ લીધો તેનું આ વેર લેવાય છે! હવે જોઉં છું કે તમારૂં અભિ-

માન ક્યાં સુધી નિભે છે ! ”×

મકનભાર્થીના આવા વચનો સાંભળી રાયસિંહજીની રગેરગ કોપ વ્યાપી ગયો. તેણે જાણ્યું કે હું પોતે દગાનો ભોગ બન્યો છું. બીજો સમય હોત તો આવા શબ્દો ઉચ્ચારનારને તરતજ તેણે ત્યાંજ પુરો કરી નાંખ્યો હોત. પરંતુ ઘાની વેદના અતી તીવ્ર હતી તેથી તેમ જ પોતે હાલ તુરત મકનભાર્થીના કાબુમાં છે એમ જાણીને તે કંઈ પણ બોલ્યા વગર મૌન રહ્યા.

* * *

મકનભાર્થીના માણસો રાયસિંહજીને સાથે લઈ કુચ કરતા કરતા કેટલેક દિવસે દિલ્હીમાં આવી પહોંચ્યાં. પાલખી સાથે રાજમહેલ પાસે આવી, મકનભાર્થીએ કહેલો સંદેશો તેઓએ અકબર બાદશાહને કહેવરાવ્યો. અકબર હર્ષભેર રાયસિંહજી પાસે આવ્યો.

હવે રાયસિંહજી જાણી શકયા કે મકનભાર્થીએ દગો કરી પોતાને અકબર બાદશાહ પાસે મોકલાવી આપ્યો છે. પોતાના આવા અપમાનના વિચારથી તેમનું હૃદય ખળભળી ઉઠયું. ક્ષત્રિય હૃદય અત્યંત ક્ષોભ પામ્યું, દારૂણ વેદના થતી હોય તેમ તેની મુખચર્યામાં અવનવા ફેરફાર થવા લાગ્યા.

અકબરે તેમને આશ્વાસન આપતાં કહ્યું, “રાજ રાયસિંહજી ! ક્ષોભ પામવાનું કંઈ પણ કારણ નથી. રાજના મામલા તો એમજ ચાલે. એક દિવસ ચડતી તો બીજે દિવસ પડતી એ કુદરતનો નિયમ છે. માટે કંઈ પણ સંકોચ રાખ્યા વગર આનંદમાં દિવસો ગુજારો. તમારા ઘા રૂઝવવાને માટે હું મારા ખાસ હકીમને તમારી તહેનાતમાં રાખીશ, અને સર્વ પ્રકારે એક રાજવંશી પુરૂષ તરીકે આપ રહી શકો એવી સંપૂર્ણ ગોઠવણ હું કરીશ. મારા બાપદાદાઓ

× જુઓ ચિત્ર.

હિંદુઓ તરફ ગમે તેવી રીતે વર્ત્યા હોય, પરંતુ હું તો હિંદુઓ તરફ માનની નજરથી જોઉં છું, અને તેઓને મારા મિત્ર જ સમજું છું.

અકબરના વચનો સત્ય હતાં. આ અકબર બીજો કોઇ નહિ, પરંતુ હિંદુઓ તરફની મિત્રાચારી અને સદ્‌ભાવને માટે તેમ જ ન્યાયપ્રિય રાજકર્તા તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલો હુમાયુનો પુત્ર મહાન્ મુગલ શહેનશાહ અકબર હતો.

અકબર બાદશાહના હુકમથી રાજવંશી હકીમે રાજ રાયસિંહજીના જીવલેણ ઘાને પાટા બાંધી સાજા કર્યા. રાયસિંહજીને દિલ્હીમાં આવ્યાને લગભગ બે વર્ષ થવા આવ્યાં. આટલો સમય સુધી હળવદનું રાજ્ય દિલ્હીના તાબામાં હતું અને ત્યાં અકબરનો અમલ ચાલતો હતો.

એક સમયે અકબર બાદશાહ પોતાના અમલદારો સાથે વાર્તા વિનોદ કરતો બેઠો હતો, તેવામાં ખાનખાનાનને ગુજરાતમાં મોકલવાની વાત નીકળી. રાજ રાયસિંહજી તે સમયે ત્યાં હાજર હતા. તેમણે આ ઉત્તમ તક જોઈ લાગ સાધી કહ્યું, "દિલાવર બાદશાહ સાહેબ! મારી એક અરજ છે, જે હું ધારૂં છું કે આપ લક્ષમાં લેશો મને અહીં આવ્યાને બે વર્ષ થયાં છે, તો હવે આપે મારૂં રાજ્ય મને પાછું સોંપવાની કૃપા કરવી જોઇએ."

રાયસિંહજીની બહાદુરીની વાતો સાંભળીને બાદશાહ અકબર તેના ઉપર પ્રસન્ન થયો હતો. તેણે કહ્યું, "રાજ રાયસિંહજી! તમારી બહાદુરી, ઉત્તમ રાજનીતિ, અને એકનિષ્ઠ વફાદારી જોઇને હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. તમારૂં રાજ હવે થોડા દિવસમાંજ તમને પાછું મળશે, પરંતુ સમય આવે અમને વિસરી જતા નહિ." તેણે મંદ હાસ્ય કર્યું.

રાયસિંહજી હર્ષથી બોલ્યા, " નામવર બાદશાહ ! રજપુતો કહેવા કરતાં કરવું ઉત્તમ ધારે છે. રાજપુત્રોની વફાદારી તો સમય આવે જણાય છે. "

" ધન્ય છે તમારી એકનિષ્ઠાને ! " તે ખાનખાનાન તરફ જોઇને બોલ્યો, " મારા વફાદાર ખાનખાનાન! તમે ગુજરાતમાં જાઓ ત્યારે રાયસિંહજીને સાથે લઇ જજો, અને તેમનું રાજ્ય તેમને પાછું સોંપવાની પેરવી કરજો."

## ૮ દિલ્લી દરબાર.

અકબરના હુકમથી ખાનખાનાન રાયસિંહજીને પોતાની સાથે ગુજરાતમાં તેડી લાવ્યો, અને પોતાના કેટલાક માણસો સાથે તેમને ઝાલાવાડમાં મોકલ્યા. રાયસિંહજી હળવદ આગળ આવતાં જ માર્ગમાં માણસોએ તેમને ઓળખ્યા, અને રાયસિંહજીના આગમનની વાત પવનવેગે આખા શહેરમાં ફેલાઇ ગઇ. બે વરસની લાંબી મુદત પછી પોતાના દયાળુ નૃપવરનાં દર્શન કરવાને પ્રજા અત્યંત ઉત્સૂક બની રહી. રાજ રાયસિંહજીએ ગાજતે વાજતે હળવદમાં પ્રવેશ કર્યો, અને તે દિવસ આખા ગામમાં એક મહાન ઉત્સવ તરીકે પસાર થયો.

બીજે દિવસે સામતસર તળાવને કિનારે આવેલા રોકનદાર ભવ્ય રાજમહેલમાં રાજમંડળ અને પ્રજાજનોની એક જાહેર સભા ભરવામાં આવી. કીનખાબની ગાદીવાળા સોનાથી મઢી લીધેલા મુલ્યવાન રાજ્યતખ્ત ઉપર રાજ રાયસિંહજી બિરાજ્યા. ખાનખાનના સરદારે શહેનશાહ અકબરનો રાયસિંહજીને હળવદનું રાજ્ય પાછું આપવાનો હુકમ વાંચી સંભળાવ્યો, અને પ્રજાજનોએ હર્ષનાદથી તે વધાવી લીધો. હળવદમાં પુન; રાયસિંહજીની દુહાઇ ફરવા લાગી.

ખાનખાનાનનાં માણુસોનો સારો આદરસત્કાર કરી થોડા દિવસ પછી વિદાય કરવામાં આવ્યા. પ્રજાજનોના સંતોષ અને આનંદ વચ્ચે રાજા રાયસિંહજી પરમ શાંતિથી રાજ્ય ચલાવવા લાગ્યા. આગળની વાત વિસારે પડી.

× × × ×

અચાનક એક દિવસ અકબર બાદશાહ તરફથી એક સ્વાર ખલીતો લઇને રાયસિંહજી પાસે આવ્યો. ખલીતામાં શું લખ્યું હશે એ વિષે અમલદારો અનેક પ્રકારની અટકળ કરવા લાગ્યા. પરંતુ રાજા રાયસિંહજીએ કંઈ પણ શંકા વગર તે ખલીતો પોતાના હાથમાં લઇ તેના ઉપરની અકબરની મહોર જોઇ લીધી અને ખરીતો ફોડીને પત્ર વાંચ્યો. તે વાંચતાં તેનું મન પ્રફુલ્લ બન્યું. સમાચાર બહુ આનંદદાયક હતા. તેમાં લખ્યું હતું કે, "નામદાર મહાન અકબર બાદશાહનો જન્મદિવસ હોવાથી તે શુભ પ્રસંગે દિલ્હીમાં દરબાર ભરાવાનો છે, તે શુભ અવસરના આનંદમાં ભાગ લેવા માટે તમારે જરૂર આવવું." અકબરની ઇચ્છાને અનુમોદન આપવાને રાયસિંહજી તત્પર બન્યા, અને તેમણે દિલ્હી જવાની તૈયારી કરવા માંડી.

## ૯ મલ્લની મશ્કરી.

આજે ચક્રવર્તી મહાન અકબર બાદશાહનો માંગલિક જન્મદિવસ છે. દિલ્હીમાં ભારે ધામધુમ થઇ રહી છે, અકબરના આમંત્રણથી અનેક રાજા રજવાડાઓ ત્યાં પધાર્યા છે. સર્વ કોઇ તે દિવસે ભરાનાર દરબારમાં જવાની તૈયારીઓ કરે છે.

દરબારની શોભા અપૂર્વ છે. હિંદુસ્તાનમાં નામાંકિત થઇ ગયેલા કારીગરોની કારીગરીનું અહીં પ્રદર્શનજ ભરાયું ન હોય! એવી કલ્પના સહજ થાય છે! અકબરના સિંહાસન તરફ દૃષ્ટિ કરતાં હીરા માણેકના તેજથી આંખો અંજાઈ જાય છે.

અમૂલ્ય સિંહાસન ઉપર ભારતેશ્વર સાર્વભૌમ અકબર બાદશાહ બિરાજમાન થયો છે. તેની બંને બાજુએ પોતાના દરજ્જા પ્રમાણે શાહજાદાઓ, અકબરનો પ્રિય અબુલફઝલ, રાજા ટોડરમલ, રાજા માનસિંહ વિગેરે રાજવંશી પુરૂષો સુશોભિત વસ્ત્રાલંકારથી સજ્જ થઇને ગોઠવાઇ ગયા છે. પોતાની હાજરજવાબીને માટે મશહુર બનેલો બીરબલ કુદરતથી બક્ષાયલા પોતાના આનંદી સ્વભાવથી હાજર રહેલાઓને આનંદરસ અર્પણ કરી રહ્યો છે. નૃત્યકળામાં પ્રવીણ વારાંગનાઓ અને ગવૈયાઓ નૃત્ય અને સંગીતમાં સર્વ કોઇને લીન બનાવી રહ્યાં છે. સૌ સૌની રૂચિ મુજબ ભિન્નભિન્ન પ્રકારનો આનંદ લઇ આજનો ઉત્સવ સફળ કરતાં જણાય છે.

દરબાર હજી સંપૂર્ણ બન્યો ન હતો. સર્વ રાજવંશી પરોણાઓ હજી આવી ગયા ન હતા. જેમ જેમ તેઓ આવતા ગયા તેમ તેમ તેઓનું સન્માન કરી, તેઓના દરજ્જાને લાયક જગ્યા આપવામાં આવતી હતી. શૂરવીર રાજા રાયસિંહજી પધાર્યા. તેમનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું. ખાનખાનાન તેમને સામો મળવા આવ્યો.

રાયસિહજીએ દરબારના પ્રવેશદ્વારમાં પગ મુકયો, અને બાદશાહ તરફ માનની લાગણી દર્શાવવાને તેણે અકબરને નમન કર્યું. તરત જ એક ચારણ સર્વનું લક્ષ ખેંચતો બોલ્યો:—

> રાયસિંહજી રાય ! ભલે પધાર્યા ભૂપતિ,
> હળવદ કેરા રાય ! ચો દશ પ્રસરી કીરતિ.

દરબારના પ્રવેશદ્વાર પાસે જ કોમળ નામનો એક અલમસ્ત પહેલવાન શરીરવાળો, પોતાની કસરતબાજીને માટે પંકાયલો મલ્લ ઉભો હતો. ચારણના ઉપલા શબ્દો સાંભળી તેણે અટ્ટહાસ્ય કરતાં કહ્યું, “ અરે વાહ રે ચારણીઆ વાહ ! ઠીક તોપ મારી ! આવો

રૂપાળો હળવદનો રાજા, અને તેની કીર્તિ વળી ચારે દિશાએ ફેલાય! અરે વાહ ! આતો કોઇ સાધુરામ જણાય છે સાધુરામ ! ”

રાજ રાયસિંહજીએ કંઇ ખાસ કારણને લીધે ભગવાં વસ્ત્ર પરિધાન કરવાની ટેક લીધી હતી, અને એ કારણને લીધે આજના દરબારમાં પણ નિરૂપાયે ભગવાં વસ્ત્ર જ પહેરીને આવવાની તેમને ફરજ પડી હતી આ ચારણને મોઢે સાધુ જેવાં વસ્ત્ર પરિધાન કરનાર માણસની આવી પ્રશંસા સાંભળી કોમળ મલ્લ જેવા જડબુદ્ધિવાળા ફક્કડભાઇને સ્વાભાવિક હાસ્ય ઉત્પન્ન થયું, અને તેની મશ્કરી કરવાના હેતુથી ઉપરના શબ્દો ઉચ્ચારી તે ખડખડાટ હસી પડયો. સર્વનું લક્ષ તેના તરફ આકર્ષાયું.

## ૧૦ દિલ્લીના દરબારમાં રજપુતનો હાથ !

રાજ રાયસિંહજી શુદ્ધ ક્ષત્રિય હતા, તીવ્ર બુદ્ધિના હતા, અડગ ટેકવાળા હતા. મલ્લના મશ્કરી રૂપી અપમાનથી ભરેલા શબ્દો સાંભળતાંજ તેઓ ચમકયા, તેમની આંખો ફાટી–લાલચોળ બની. તેમનું ક્ષાત્ર હૃદય ખળભળી ઉઠયું. ક્રોધાવેશથી તેમની ભ્રકુટી ચડી, કપાળમાં કરચલીઓ વળી. રાજવંશી દમામથી તેઓ બોલ્યા, “જરા વિચાર કરીને બોલ, મૂર્ખ ! વિચાર કર્યા વગર જેમ ફાવે તેમ બોલી તારી જડબુદ્ધિ ન બતાવ ! સારાસારનો વિચાર કર્યા વગર કોઇનું અયોગ્ય અપમાન કરવાની હિંમત ન ચલાવ ! તું જાણે છે કે તું કોનું અપમાન કરે છે ?–સાધુરામ કોને કહે છે ? તારી જીભ બંધ કર. નહિ તો પરિણામ બહુ ખરાબ આવશે–તારી મૂર્ખાઇને માટે તારે પસ્તાવું પડશે !

મલ્લ પોતાની શક્તિના અભિમાનથી અંધ બન્યો હતો. સત્ય શું છે તે તે જાણી શકયો નહિ–તે જાણવા જેટલી તેનામાં બુદ્ધિ પણ

ન હતી. અખાડો જમાવવામાં અને પોતાનું શરીર વધારવામાં જ તે મશગુલ રહેતો હતો. તે એમ જ ધારતો હતો કે શારીરિક શક્તિમાં તેના જેવો પૃથ્વી ઉપર બીજો કોઇ પણ માણસ નથી ! પોતાના ગર્વમાં જ તોછડાઈથી તે બોલ્યો, " હવે જાણી તારી બહાદુરી ! વધારે તીન પાંચ કરીશ તો નાહક માર્યો જઇશ. તારા જેવા કેટલાય વેરાગી દુનીયામાં રઝળે છે. પરિણામનો વળી વિચાર શો કરવો હતો ? તારા જેવા સાધુરામથી શું બને એવું હતું ?

વાત રસાકસી ઉપર આવી. અપમાનથી ઉશ્કેરાયલું ક્ષાત્ર લોહી વેગવાન બન્યું. તેમના હોઠ ગુસ્સાથી ફફડવા લાગ્યા. હજી પણ મલ્લને ચેતવવાનો વિચાર કરી રાયસિંહજી બોલ્યા, " એ મૂર્ખના સરદાર ! તારૂં કાળજું ઠેકાણે છે કે નહિ ? મને લાગે છે કે ખૂબ ખાઈ પીને હૃષ્ટપુષ્ટ બનવામાં જ તું હુંશીઆરી માને છે. તું મલ્લ ખરો ત્યારે કહેવાય કે જ્યારે તારૂં જોર કેવું છે તે બતાવી આપે. પછી જોઇએ કે આપણા બેમાંથી કોણ ચડીઆતું છે—મારા જેવા સાધુરામને તું શું કરી શકે છે ! "

મલ્લ ઉશ્કેરાયો. પોતાની શક્તિના તાનમાંજ તેણે રાયસિંહજીને પોતાના હાથનો ધક્કો માર્યો. રાયસિંહજીનું શરીર સહજ ડગમગ્યું, પરંતુ તેમણે સ્થિતિસ્થાપકતા જાળવી રાખી. ભર દરબારમાં મલ્લ જેવા હલકા માણસ તરફથી આવું અસહ્ય અપમાન થતાં તેમની રગેરગે ક્રોધ વ્યાપી ગયો, અને કોપથી શરીર કંપવા લાગ્યું. તેમનો હાથ કમર તરફ વળ્યો, પરંતુ અકબર બાદશાહ પાસે હથિયાર વિના આવવાનો રિવાજ હોવાથી આજે તેમની કમરે તલવાર લટકતી ન હતી ! આ વખત જો તરવાર હાથમાં આવી હોત, તો મલ્લનું માથું ક્યારનું ધડથી જુદું થઈ ગયું હોત !

પોતાની પાસે કંઇ પણ હથિયાર ન હતું તેથી તે વિચારમાં પડી

રાજ રાયસિંહજી.



"હવે જોઉં છું કે તમારું અભિમાન ક્યાં સુધી નિભે છે!" [પૃ. ૯૪.

ગયા નહિ, પરંતુ સિંહ જેમ પોતાના શીકાર ઉપર કુદી પડે તેમ વિકાળ સ્વરૂપ ધારણ કરી મલ્લની નજદીક જઇ, **રાજા રાયસિંહજીએ તેને હાથનો એવો મજબુત ધક્કો માર્યો કે*** પવનના ઝપાટાથી જેમ પુષ્પકળી ખરી પડે તેમ **કોમળ મલ્લ જબરા આંચકા સાથે જમીન ઉપર પછડાઇ પડયો, અને તત્કાળ તેના પ્રાણ નીકળી ગયા.** ક્રોધાવેશથી તેઓ એટલા બધા ઉશ્કેરાયલા હતા—તેમના શરીરમાં એટલું બધું શૌર્ય વ્યાપી ગયું હતું કે મલ્લને ધક્કો મારતાં મારતાં તેમનો જોસભર્યો હાથ દરબારની દિવાલને એટલા બધા જોરથી લાગ્યો કે વીજળીનો કડાકો થતો હોય તેવા અવાજ સાથે તે દરબારની દિવાલમાંનો એક પત્થર બહાર નીકળી પડયો. ક્રોધ અને સંતોષની મિશ્ર લાગણીથી ત્રિપુરાસુરનો સંહાર કરી દેવી કાલિકા તેના દેહ ઉપર ત્રિશૂળ મુકી ક્રોધપૂર્ણ નેત્રોથી જોઇ રહ્યાં હોય તેમ **ક્રોધ અને સંતોષની મિશ્ર લાગણીઓ સાથે વિજયવંતા રાજા રાયસિંહજી મલ્લના મૃત દેહ ઉપર તિરસ્કારભરી દૃષ્ટિથી જોઈ રહ્યા.**

આ બનાવ બહુજ થોડા સમયમાં બની ગયો. દરબારમાં વિરાજેલા સર્વ રાજવંશી પુરૂષો અને ખુદ શહેનશાહ અકબર પણ રાયસિંહજીનું આવું અદ્ભુત શૌર્ય જોઇ આશ્ચર્યચકિત બન્યા, અને 'ધન્ય! રાયસિંહજી! ધન્ય!' એવા ઉદ્ગારો સર્વના મુખમાંથી નીકળી પડયા. રાયસિંહજીના એકજ ધક્કાથી મલ્લનું મરણ નિપજ્યું તેથી તેઓને જે આશ્ચર્ય થયું તેના કરતાં વિશેષ આશ્ચર્ય તો એજ ધક્કાના જોરથી દિલ્હીના દરબારનો એક પથ્થર નીકળી પડયો એ જોઇને થયું.+ સિંહાસનેથી ઉઠીને અકબર રાયસિંહજી પાસે આવ્યો,

* જુઓ ચિત્ર.

+ રાજારાયસિંહજી એ દિલ્હીમાં બતાવેલા પરાક્રમ સંબંધી એક વાત એમ પણ કહેવાય છે કે એક હાથી તેમના ઉપર ધસી આવતાં તેમણે એ

અને તેમની પ્રશંસા કરી, શાંત પાડી, તેમને માટે નિયત કરેલા આસને તેમને લઇ ગયો.

સર્વ રાજવંશી પરોણાઓ આવી ગયા પછી અકબર બાદશાહે, સર્વ રાજાઓની પોતાના તરફની વફાદારી અને એકનિષ્ઠ સ્વામિભક્તિને માટે, પોતાનો પરમ સંતોષ દર્શાવ્યો. રાજા ટોડરમલ અબુલફઝલ વગેરે બીજા નામાંકિત પુરુષોએ પણ પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો. આ શુભ પ્રસંગના સ્મરણ તરીકે અકબરે સર્વને લાયકાત મુજબ ઇનામ, પોશાક, અને માનઇલ્કાબ બક્ષીસ કર્યા; અને આનંદ અને હર્ષોદ્‌ગાર સાથે દરબાર બરખાસ્ત થયો. જ્યાં ત્યાં રાયસિંહજીના શૌર્યની ચર્ચા ચાલી રહી, અને તે વાત પવન વેગે સર્વત્ર જાહેર બની ગઇ.

*   *   *   *

કાળચક્રની અદ્‌ભુત ગતિથી આ પ્રસંગને આજે અનેક વર્ષો વીતી ગયાં છે, જગપ્રસિદ્ધ સાર્વભૌમ અકબર પોતાની સત્તા છોડીને આ ફાની દુનિયા તજી ગયો છે. ઝાલાકુળદીપક હળવદના શૂરવીર રાજા રાયસિંહજી પણ અસાર સંસારનો ત્યાગ કરી ગયા છે, પરંતુ તેમનું નામ કાળના પટ ઉપર સોનેરી અક્ષરે અંકિત થઇ અમર બની રહ્યું છે. તેમની ઉજ્જવળ કીર્તિ અદ્યાપિ પણ પ્રકાશિત છે!

અદ્યાપિ પર્યંત ભાટચારણો પ્રાચીન કાળમાં થઇ ગયેલા શૂરવીર ક્ષત્રિય પુત્રોની અમર કીર્તિનાં રસભરી ભાષામાં યશોગાન કરે

---

હાથીને એવી લાપોટ મારી કે હાથી જીવ લઈને નાઠો. આ પ્રસંગને લગતો એક દુહો ભાટચારણો લલકારે છેઃ—

હાથી ઉપર હાથ, પડતાં રાયસિંહરો;
શાહ તણે દિલ સાથ, દિલ્લી આખી ડગમગી.

છે, અને તેઓના મુખમાંથી નીચેનો પ્રસિદ્ધ દોહરો અનેક વાર સાંભળવામાં આવે છે:—

કટારી અમરેશરી, તોગારી તરવાર;
હથલ રાયા સંગરી, દિલ્હી રે દરબાર.

[ ભાવાર્થ:—અમરસિંહજીની કટારી, તોગાજીની તરવાર, અને રાયસિંહજીના પંજાની દિલ્હીના દરબારમાં નિશાની છે. ]



# સતીનો શ્રાપ.

## ૧ માનભંગ.

"ભાઈ, સંભાળજો! આપના અશ્વને જરા રોકી રાખો. નાહક ચાબુકનો માર પડશે."

"શું કહ્યું? ચાબુકનો માર?"

સાંભળનારને થરથરાવી નાખે એવા સત્તાસૂચક સ્વરે આ પ્રશ્નો પૂછાયા.

"માફ કરજો ભાઇ, હું તો આપના હિતની વાત કહું છું. આ સરોવર તીરે ઉભેલા પેલા ઘોડેસ્વારને દીઠા? એ અમારા પાટવીકુંવર પૃથીરાજ ઝાલા! એમનો કડપ જબરો છે! એમના અશ્વની પડખે થઈને જે કોઇ ઘોડું નીકળે તેને તે ચાબખો મારે છે. તમને અજાણ્યા ધારીને હું તો માત્ર ચેતવણી આપું છું.

"ઓહ હો! આટલો બધો ગર્વ? ઠીક છે, જોઇ લેવાશે." એમ કહી તેણે અશ્વને એડી મારી. ન હતી તેના મુખ ઉપર ચિંતાની છાયા કે ન હતો તેના અંગમાં ભયનો સંચાર. કંઈ સાંભળ્યુંજ ન હોય-કંઇ બનાવ બન્યોજ ન હોય તેમ તે નિઃશંક સરોવર તટ આગળ આવી પહોંચ્યો.

એક રાજવંશી ઘોંડેસ્વાર પોતાના અશ્વને પાણી પાતો, એક હાથે અશ્વની ગરદન પંપાળતો અને બીજા હાથમાં રાખેલો ચાંદીની દાંડીવાળો ચાબખો વિંઝતો જળના તરંગોનું કુતૂહલ ભરી દૃષ્ટિથી નિરીક્ષણ કરી રહ્યો હતો. તેના શિરે કસબી કિનારીવાળો રેશમી આંટીદાર ફેંટો સૂર્યપ્રકાશમાં ઝગમગી રહ્યો હતો. અંગ ઉપરના ઢાકાના શરબતી મલમલના અંગરખામાંથી નીચે પહેરેલો કીનખાબનો કબજો તરવરી આવતો હતો. તસતસતી સુરવાલ તેના હૃષ્ટ પુષ્ટ અવયવોની સાક્ષી પૂરતી હતી.

તેનું મુખ પ્રતિભાશાળી હતું. વિશાળ લલાટ, ધનુષ્ય સમાન ભ્રૂકુટી, તેજના તીરો ફેંકતી તેની તેજસ્વી આંખો, મનુષ્યત્વને દીપાવતી તેની ભરાવદાર મૂછો અને વીરનરને છાજતો દમામદાર દેખાવઃ આ સર્વને લીધે તેને જોનારના મન ઉપર પ્રતાપ પડતો. તેના ઉગ્ર સ્વભાવથી સૌ કોઈ ડરતા. તેની સામે માથું ઉંચકવાની કોઇની હિંમતજ ચાલતી ન હતી.

તેને સરોવર આગળ આવેલો જોઇને સૌ કોઈ આડું અવળું થઇ ગયું હતું. તટ ઉપર તેની પાસે બીજું કોઇ ન હતું.

મુસાફરે આ જોયું. તે મનમાં મુંઝાયો નહિ, વિચારમાં પડયો નહિ, જરા પણ ખંચકાયો નહિ, ઘોડા ઉપરથી ઉતર્યો નહિ. પોતાના અશ્વ સાથે તે ઘોડેસ્વારના પડખેજ આવીને ઉભો રહ્યો અને ઘોડાને પાણી પાવા લાગ્યો.

ઘોડેસ્વારની નજર ફરી, આંખ ફાટી, અશ્વની લગામ ખેંચી તેણે ચાબખો ઉંચો કર્યો અને મુસાફરના અશ્વ ઉપર ઉગામ્યો.

ચાબખો હવામાં વિંઝાય તે પહેલાં તો મુસાફર ચેત્યો, પોતાના અશ્વ ઉપર ઉંચો થયો, હાથ શલારી તરફ વળ્યો અને તેમાંથી બરછી કાઢીને ઘોડેસ્વાર સામે તે ઉગામી.

"પૃથીરાજ, બસ કરો. ચાબુકને નીચે નમાવો. આ કંઇ તમારી સત્તાનું રમકડું નથી કે તમારૂં નચાવ્યું નાચે. ખબરદાર! **જો ચાબુક ઉગામી છે તો! એજ ક્ષણે આ બરછી તમારી છાતીને વીંધી નાખશે!*** પૃથ્વી હજી નક્ષત્રી નથી થઇ. ભૂખ્યું તો પણ જેવું સિંહનું બચ્ચું તેવોજ દુઃખી તો પણ રજપૂત બચ્ચો! શિયાણીનો અદાજી હજી છેક એવો નિર્માલ્ય નથી બન્યો!"

બરછીને જોઇને પૃથીરાજ ચમકયો. તેનો હાથ સ્થંભ્યો. ચાબખો અદ્ધરજ રહ્યો. આવો અણધાર્યો વિરોધ જોઇ તે આભો બન્યો.

શિયાણીનો રજપૂત સમોવડીયાની પેઠે પોતાને દબાવવાનો–ડરાવવાનો યત્ન કરે એ અપરાધ અક્ષમ્ય હતો. એ અપરાધનો દંડ તેજ ક્ષણે આપવાની તેને પ્રબળ ઇચ્છા થઇ. તેની નજર પોતાની કમર ઉપર ગઈ. વીજળીના ઝટકાની માફક નિરાશાનો કારી ઘા તેને લાગ્યો. કમર ઉપર કટાર કે તરવાર કંઇ ન હતું!

પૃથીરાજ માનભંગ બન્યો. હથિયાર વિના શત્રુનો ગર્વ કેવી રીતે ઉતારવો? અદાજીના હાથમાં બરછી હતી, તે ધારે તો દૂર ઉભા ઉભા પણ પોતાનો પ્રાણ લેવાને સમર્થ હતો. પોતાની ઇચ્છા પાર પાડવામાં તે ફાવ્યો નહિ.

'મારૂં કે મરૂં' એવી વૃત્તિથી તેનું માથું ધમધમી ઉઠયું

* જુઓ ચિત્ર.

હતું, માનભંગ કરનારનું માન મોડવાનો મનમાં દ્રઢ સંકલ્પ થયો હતો, પરંતુ સમય અને સંજોગો પ્રતિકૂળ હતા. વેરની ધુનને મનમાંજ સમાવી દઇને, તિરસ્કારની એક કરડી નજર અદાજી ઉપર ફેંકીને, "ઠીક છે જોઇ લેશું" એ શબ્દોચ્ચાર સાથેજ પૃથ્વીરાજે પોતાના અશ્વની લગામ ખેંચી, તેને વાળ્યો અને એડી મારી. પોતાના માલિકની મનોવૃત્તિ કળી ગયો હોય તેમ અશ્વ ગર્વથી હણહણતો પૂર વેગે નગર તરફ ઉપડી ગયો.

## ૨ અડગ નિશ્ચય.

ચંદ્રિકાની ધવલ-ઉજ્વલ શાંત તેજપ્રભા પૃથ્વી ઉપર પ્રસરી રહી હતી. આકાશ નિરભ્ર-નિર્મળ હતું, અને તેમાં તારલિયા તેજના ચમકારા મારતા પ્રકાશી રહ્યા હતા પ્રકૃતિના આવા સુંદર મધુર તેજરાશીમાં અનેક સ્નેહબદ્ધ સજ્જનો આનંદવિહાર કરી રહ્યા હતા, અનેક પ્રેમીયુગ્મો અમીમય તેજધારામાં સ્નાન કરી શ્રૃંગાર વિનોદમાં મહાલી રહ્યા હતા. તેઓ ચંદ્રિકાને સુખંકારિણી શાંતિદાતા માની વધાવી લેતા હતા.

કુળવદના રાજમહેલની અગાશીમાં બેસી એક પુરૂષ આ સૃષ્ટિ સૌંદર્ય જોઇ રહ્યો હતો, પરંતુ શૂન્ય દૃષ્ટિએ. ન હતી તેની દૃષ્ટિ આ મધુરી ચંદ્રિકા ઉપર કે ન હતું તેનું ચિત્ત આ અનુપમ સૌન્દર્ય તરફ. ચંદ્રિકાની શીતળતા તેના કોપાગ્નિને શાંત પાડવામાં નિષ્ફળ નિવડી.

તે વિચારવા લાગ્યો, "અહા! પ્રકૃતિ કેવી ખીલી રહી છે! શાંતિ! શાંતિ! ચોમેર શાંતિનું સામ્રાજ્ય ચાલે છે, ત્યારે મારા હૃદયમાં આ ઉલ્કાપાત્ત શાનો? અપમાનના ડંખની વેદના શું આવી શીતળતાથી પણ શાંત નહિ થાય? ના, ના, એ કલ્પના પણ મૂર્ખતા ભરેલી છે. ચંદ્ર! શા માટે મારા તરફ આમ અટ-

હાસ્ય કરે છે? શું મારી મનોવેદના જોઇ તું આનંદ પામે છે? ના, ના, એ તો મારી નિર્બળતા તરફ કટાક્ષ કરતો હોય તેમ જણાય છે! મનમાં ધુંધવાઇ રહેલો કોપાગ્નિ આવા બાહ્યોપચારથી કદી શાંત થતો હશે? એ તો જ્યારે અપમાનનો બદલો લેવાશે ત્યારેજ શાંત થશે, ત્યારેજ જીવને કળ વળશે.

"અદાજી! અદાજી! આટલો બધો ગર્વ? આટલું અભિમાન? ઝાલા રાજકુમારની પડખે ચડવાની હિંમત કરનાર તું કોણ? મૂર્ખ! તદ્દન બેવકુફ! ગામ તજ્યું, ઘરબાર તજ્યા, સંપત્તિ તજી તો પણ હજી મિજાજ ક્યાં ઓછો થયો છે તે? ઠીક છે, થોડાજ સમયમાં તેને સ્પષ્ટ સમજાશે કે બળિયાની સાથે બાથ ભીડનારની શી વલે થાય! પૃથીરાજ જગતને બતાવી આપશે કે અપમાનનો બદલો આમ લેવાય છે!

"પરંતુ આમ વિચારમાં બેસી રહેવાથી શો લાભ? તપાસ કરાવતાં જણાય છે કે અદાજીએ અમદાવાદના સુબા સાથે પણ કજીયો કર્યો છે, અને તેનાથી ડરીને પોતાના ગામ શિયાણીમાંથી ઉચાળા ભરીને મારી હદમાં આવ્યો છે. આવ્યો છે આશ્રય શોધવા, છતાં મગજમાં પવન કેટલો રાખે છે? સીંદરી બળી જાય તો પણ વળ ન મુકે તેનું આ પ્રત્યક્ષ પ્રમાણ! ગમે તેમ હોય, પરંતુ મારે તો એ ગર્વાંધ ગરાસિયાને બતાવી આપવું છે કે ઝાલાવાડના પાટવી કુમારની અવજ્ઞા કરવાથી કેવું અનિષ્ટ ફળ મળે છે. મારા ગામના પાદરમાંથી તેનો ઉચાળો લૂંટી લઇ તેને રખડતો કરી મુકું તોજ મારૂં નામ પૃથીરાજ."

"સબળ! સબળ!" અગાશીના કઠોડા આગળ આવી તેણે બૂમ પાડી. ભરેલા અંગવાળો એક કદાવર રજપૂત તરત ત્યાં આવ્યો અને નમન કરી આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

આ બંને વ્યક્તિ વચ્ચે કેટલોક વખત ગુપ્ત વાતચિત થઇ. સબળ જતાં જતાં બોલ્યો, "આપ નિશ્ચિંત રહો, અન્નદાતા! આ સેવકના કામમાં કચાશ નહિ રહે એ વાતની ખાત્રી રાખજો."

## ૩ પ્રજાપાલક નૃપતિ.

બાબરા ભૂતને વશ કરનાર, ઝાલાકુળની ગાદી સ્થાપનાર નરવીર હરપાળના વંશમાં તેનાથી ૨૭ મો પુરૂષ રાજ ચંદ્રસિંહજી અત્યારે હળવદની ગાદીને દીપાવતો હતો. દિલ્લીના દરબારમાં પોતાનો હાથ બતાવનાર શૂરવીર રાજ રાયસિંહજીના મૃત્યુ પછી ઇ. સ. ૧૫૮૪ માં તેનો પાટવીકુમાર ચંદ્રસિંહજી ગાદીએ બેઠો. ચંદ્રસિંહજીનો નાનો ભાઇ સતરસાલજી માળીયાની લડાઇમાં મરાયો હતો. અને એક બહેન હતી તેના લગ્ન નવાનગરના જામ જસાજી સાથે થયાં હતાં.

ઝાલાકુળની કીર્તિ અને શ્રેષ્ઠતાથી પ્રસન્ન થઇ જોધપુરના મહારાજા સુરસિંહજીએ પોતાની કન્યા સત્યભામાનો હાથ ચંદ્રસિંહજીને સોંપ્યો હતો, જેનાથી આશકરણજી અને અમરસિંહજી નામના કુંવરો થયા હતા. પૃથીરાજજી ચંદ્રસિંહજીનો પાટવીકુંવર હતો અને તે ભડલીના સરવઇયા રાવની કુંવરીથી થયો હતો. બીજી રાણીઓથી ચંદ્રસિંહજીને અજયસિંહજી (અજોજી), રામસિંહજી અને રાણોજી નામના કુંવરો હતા.

પોતાના બાહુબળથી ચંદ્રસિંહજીએ શત્રુઓને વશ કરી પોતાના રાજ્યમાં શાંતિનો વિસ્તાર કર્યો હતો. માત્ર નવાનગરના જામ-જસાજી પોતાની રાણીએ-ચંદ્રસિંહજીની બહેને આપેલા મહેણાથી હળવદ ઉપર વારંવાર હલ્લો લાવતા ત્યારે પ્રજામાં અશાંતિ ફેલાતી, પરંતુ ચંદ્રસિંહ પોતાના શૌર્યથી એ હલ્લાને હઠાવતો અને વિપદ-વાદળ વિખરાઇ જતું.

પોતાનું નામ રાખવા માટે તેણે હળવદથી ત્રીસેક માઇલ દૂર આવેલા પોતાના તાબાના સીતાપુર મહાલમાં ચંદ્રાસર નામનું તળાવ બંધાવ્યું હતું, જે અદ્યાપી તેના નામનું સ્મરણ કરાવી રહ્યું છે.

પ્રજાપાલન એજ પોતાનું પરમ કર્તવ્ય ગણી, 'પ્રજાથી રાજા અને રાજાથી પ્રજા' એ સુત્રાનુસાર પ્રજાના સુખમાંજ પોતાનું સુખ માની તે પ્રજાહિતના કાર્યોમાંજ મચ્યો રહેતો. પ્રજા સુખી થાય, સમૃદ્ધ થાય, રાજ્યમાં વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિ થાય, અને એકંદર પ્રજાની આબાદી અને સુખસંપત્તિ વધે એવા પ્રયાસો તે સતત્ આદરતો. પ્રજા પણ આવા ધર્મિષ્ટ રાજાને દેવ સમાન પૂજતી અને તેઓની સ્વામીનિષ્ઠા અને રાજભક્તિથી ચંદ્રસિંહજી પોતાને બડભાગી માનતો અને મહાસુખ અનુભવતો.

પરંતુ એક દુ:ખ તેને સદાને માટે સાલતું હતું. પોતાના પાટવીકુમાર પૃથીસિંહને ઉચ્છંખલ અને સ્વચ્છંદી જોઇ તેનું હૃદય વ્યથિત થતું હતું. તેને સમજાવવાના, સ્વચ્છંદતાનો ત્યાગ કરાવવાના તેણે અનેક ઉપાયો યોજ્યા, પણ વ્યર્થ.

પ્રજાહિતમાંજ પોતાનું કલ્યાણ માનનારા રાજાઓ રૈયતના સુખદુ:ખની વાતો સાંભળવા–જાણવા ઉત્સુક રહેતા, એટલુંજ નહિ, પરંતુ પોતે પણ ગુપ્તપણે તપાસ કરવાનું ચૂકતા નહિ. ચંદ્રસિંહ આજે એકલોજ ગુપ્તવેશમાં નગરચર્ચા જોવા નીકળી પડયો હતો.

રાત્રીના પાછલા પહોરમાં નિશાચરોને સહાય કરવા માટે ઘોર અંધકાર વ્યાપી રહ્યા હતો. નગરચર્ચા જોતો ચંદ્રસિંહ ગઢના દરવાજા પાસે આવી લાગ્યો.

દ્વારપાળ દરવાજાને તાળાં લગાવી, ભોગળ ભરાવી, નિશ્ચિંતતાથી ખાટલામાં પડયો પડયો નસ્કોરાં બોલાવી રહ્યા હતો !

ચંદ્રસિંહે નિશ્વાસ મુકયો, "આવા ઉંઘણુસી દ્વારપાળો દ્વારની ચોકી આવી રીતે કરે!"

સહેજ પણ અવાજ કર્યા વિના તે તેના ખાટલા પાસે ગયો અને પાયા પાસે પડેલી બંદુક ઉપાડી લઇને આગળ ચાલ્યો.

ગઢની રાંગે ચાલતાં ચાલતાં એક સ્થળે ગઢમાં છીંડું પડેલું જણાયું. છીંડા આગળ જઈ બહાર વગડામાં નજર નાખતાં તારાના આછા-મંદ પ્રકાશમાં બે સાંઢણીઓ પૂર વેગે નગર તરફ આવતી જણાઇ. આ મુસાફરો કોણ છે તેની ખાત્રી કરવા માટે તે ગઢની ભીંત પાછળ એક વૃક્ષની ઓથે લપાઇ રહ્યો.

સાંઢણીઓને છીંડા પાસે ઝુકાવીને ચાર યુવાનો નીચે ઉતર્યા, આગળ પાછળ નજર કરી, અને પોતાને કોઇ જોનાર નથી એમ ધારીને પોતાના એક સાથીને એ બંને સાંઢણીઓને જેમ બને તેમ સત્વર પાછી લઇ જવાનો સંકેત કર્યો. બાકીના ત્રણ યુવાનોએ ગઢમાંથી ખરી પડેલા પથરાઓના ટેકરા ઉપર ચડી છીંડાના આશ્રયથી ગઢમાં–નગરમાં પ્રવેશ કર્યો.

"ખબરદાર! ત્યાંજ ઉભા રહેજો, એક ડગલું પણ હઠયા તો જીવથી જશો." આ શબ્દોના ઉચ્ચાર સાથે ચંદ્રસિંહ વૃક્ષ પાછળથી નીકળીને છીંડા વચ્ચે ઉભો રહ્યો.

યુવાનો ચમકયા. નગર બહાર નાસી જવાનો માર્ગ ચંદ્રસિંહે રોકી લીધો હતો. પોતાની કમરેથી કટારો કાઢી તેઓ પોતાને ધમકી આપનાર વ્યક્તિ તરફ ધસ્યા.

પરંતુ ચંદ્રસિંહે વસ્ત્રમાં છુપાવેલી બંદુક કાઢી, તેઓ તરફ તાકી અને બોલ્યો, "બસ, બહુ થયું, કટારો મ્યાન કરો, નહિં તો આ બંદુકનો ભોગ થઇ પડશો. હળવદના રાજસાહેબ સમક્ષ આવી ઉદ્ધતાઈ કરનારા યુવાનો!" આમ કહીને તે આગળ વધ્યો અને એક

યુવાનની બોકાની ખેંચી કાઢી. બોકાની નીકળી જતાં તેનું મોં સ્પષ્ટ જણાયું.

" અહો ! કોણ સબળ ? રાત્રીના અંધકારમાં આમ ચોરની માફક ભરાતો છુપાતો ફરે છે ? "

સબળની નેત્રપલ્લવીથી યુવાનોના કટાર મ્યાન થયા. રાજાના હાથમાં સપડાયલા જોઇ સબળે વાત ઉડાવવાનો યત્ન કર્યો, " ક્ષમા અન્નદાતા ! અમે ધાર્યું કે કોઈ નિશાચર અમારો જીવ લેવાનો યત્ન કરે છે, તેથી અમારે કટારનો આશ્રય લેવો પડયો. આ મારા સગાઓ મારે ત્યાં અતિથિ તરીકે થોડા દિવસો માટે આવેલા છે, તેમને પણ ક્ષમા કરવા વિનતિ છે. "

અંધકારમાંથી પ્રાપ્ત થતા યત્કિંચિત પ્રકાશમાં પણ ચંદ્રસિંહ સબળની મુખચર્યાનો પરીક્ષક બન્યો. "સબળ, અસત્ય બોલી પાપમાં વધારો ન કર. હું સઘળું જાણું છું. જે સત્ય હકીકત હોય તે સ્પષ્ટ જણાવ, નહિ તો તારે તથા તારા આ સાગ્રીતોને કારાગૃહમાં સડી સડીને કમોતે મરવું પડશે. "

સબળને શંકા થઈ. રખે રાજાએ બધી હકીકત જાણી લીધી હોય તો ? સત્ય વાત જણાવ્યા વગર જીવનની આશા ન હતી, જીવ કોને પ્યારો નથી હોતો ? ખરી વાત જણાવીને હાલ છટકી જવામાંજ માલ છે એવો સંકલ્પ કરી તે બોલ્યો, " મહારાજાધિરાજ ! શું કહું ? બાપુની આજ્ઞાનુસાર તેમના આ બે મિત્રોને હું અહીં લઇ આવ્યો છું. શિયાણીના અદાજીએ બાપુનું અપમાન કર્યું હોવાથી તેનો બદલો લેવા માટે આપણા ગામનાં પાદરમાંથી તેમનો ઉચાળો લૂંટવા માટે બાપુએ પણ લીધું છે, અને તે કામમાં મદદ કરવા માટે આ મિત્રોને બોલાવવા મને મોકલ્યો છે. "

આ વચનોથી ચંદ્રસિંહને વજ્રના આઘાત સમી વેદના થઈ. "સબળ, હું બહુ દિલગીર છું કે તારા જેવા રજપૂતો આવા નીચ કામમાં પૃથીરાજને સહાય આપી તેને ધર્મથી વિમુખ બનાવે છે. આશ્રિતનું રક્ષણ કરવું એ રજપુતોનો પરમ ધર્મ છે. અદાજીએ આપણા ભરોસા ઉપર અહીં આવીને પોતાના ઉચાળા આપણા ગામના પાદરમાં છોડયા છે. તે આપણે આશરે આવીને પડયો છે. તેની સંભાળ રાખવાને બદલે તેના ઉચાળા લૂટી તેને વધારે દુઃખી બનાવવો એ નરાધમતા, કાયરતા, નિષ્ઠુરતા છે. શૂરવીરોને એ ન છાજે. સબળ, જા, અત્યારે તો તને અભયવચન આપું છું, પરંતુ પૃથીરાજને તેના પિતાની આજ્ઞા કહી સંભળાવજે અને અદાજીતરફનો દ્વેષભાવ ભુલી જવા તેને સમજાવજે, તેને કહેજે કે શરણે આવેલાને સંતાપવાથી, વિશ્વાસનો ભંગ કરવાથી ક્ષાત્રધર્મને કલંક લાગે છે.

* * * *

દ્વારપાળ જાગ્યો ત્યારે તેને જણાયું કે પોતાની ગફલતનો લાભ લઈ પોતાનું હથિયારજ કોઈ ઉપાડી ગયું છે !

પ્રાતઃકાળે તેણે બનેલી હકીકત ચંદ્રસિંહને જાહેર કરી અને પોતાનો અપરાધ કબુલ કર્યો.

ચંદ્રસિંહ મનનો ઉદાર હતો. તેણે દ્વારપાળને શિક્ષા કરવાને બદલે સત્ય હકીકત તેને જણાવી, ભવિષ્યમાં તેવું ન થાય તે માટે સાવચેત રહેવાની તાકીદ આપી અને તેનો અપરાધ ક્ષમા કર્યો. યુક્તિ પૂર્વક કામ લેવાની કુશળતા તે આનું નામ! જ્યાં આવી ઉદાર નીતિ હોય ત્યાં સેવકો પણ સ્વામિભક્ત બને તેમાં શું આશ્ચર્ય !

## ૪ રીસાયો.

પૃથીરાજને એક એક દિવસ યુગ સમાન જતો હતો. ક્યારે અદાજીના ઉચાળા લૂટું, ક્યારે તેની પાસે માફી મગાવું, એજ રટના હતી. તે આતુરતાથી સબળની રાહ જોઈ રહ્યો હતો.

સબળ આવ્યો, પરંતુ સાથે પુત્ર માટે પિતાની આજ્ઞારૂપી સંદેશો પણ લાવ્યો. પૃથીરાજ મનમાં કચવાયો, પોતાની ધારણા પિતાની જાણમાં આવી ગઇ એ જાણી તે નારાજ થયો, નિરાશ તો નજ બન્યો.

સાક્ષાત બ્રહ્મા આવીને ઉપદેશ આપે તો પણ તે પોતાનો સંકલ્પ છોડે તેવો ન હતો. પિતાના ઉપદેશનો કડવો ઘુંટડો તે ગળી ગયો. સબળને ઠપકો આપવા જેવો અત્યારે સમય ન હતો. હાલતો સબળને અને તેની સાથે આવેલા પોતાના મિત્રોને પડખે રાખીને પોતાનું કાર્ય સાધવાની જરૂર હતી. ચંદ્રસિંહને ખબર ન પડે તેવી સાવચેતી રાખીને કાર્યસાધના માટે તે તૈયારી કરવા લાગ્યો.

* * * *

હુળવદના પાદરમાં નગરથી એકાદ માઇલને છેટે એક વાવ અને મહાદેવની નાની શી દેરી હતી. વાવનું જળ મીઠું હોવાથી અદાજીએ અહીંજ પડાવ નાખ્યો હતો.

વાવથી થોડે દૂર નાની રાવટીઓ ઉભી કરવામાં આવી હતી, જેમાં ભોજનાદિ તૈયારી કરતા સેવકો કોલાહલ મચાવી રહ્યા હતા. વૃક્ષોના થડ સાથે બાંધેલા અશ્વો હણહણીને પોતાની જળપિપાસા જણાવી રહ્યા હતા. અદાજી મહાદેવના ઓટલા ઉપર બેઠાબેઠા ઘડીમાં ભોળા શંકર તરફ તો ઘડીમાં અવ્યવસ્થિત પડેલા પોતાના ઉચાળા તરફ નજર કરતો પોતાની કફોડી સ્થિતિનો વિચાર કરી રહ્યો હતો.

તેવામાં દૂરથી ધૂળના ગોટેગોટ ઉડતા તેની નજરે પડયા. સાંજ પડવા આવી હતી, એટલે કદાચ ગામ તરફ જતા ગાયોના ધણની પગરજ ઉડતી હશે એમ ધારીને તેણે મન મનાવ્યું.

પરંતુ ધૂળના ગોટા ગામ તરફ વળવાને બદલે પોતાના તરફ જ આગળ ને આગળ આવતા જતા હોય એમ તેને જણાયું. તે સામી દિશામાં લક્ષપૂર્વક જોઇ રહ્યો.

તેણે જોયું કે કેટલાક ઘોડેસ્વારો પોતાની તરફ ધસ્યા આવે છે !

રખે કંઇ દગો થાય એ શંકાથી તે સાવધ બન્યો, અનેપોતાના તમામ સેવકોને શસ્ત્ર સજી પોતાની પડખે ઉભા રહેવાની આજ્ઞા કરી.

ઘોડેસ્વારોની સંખ્યા આશરે ૨૦૦ જેટલી હતી અને તેઓ તમામ હથિયારબંધ હતા. આવી મોટી સંખ્યા સામે ટકી શકવું મુશ્કેલ હતું, છતાં રજપૂત બચ્ચો ગભરાઇ ગયો નહિ. હિંમત ધરીને તે ટક્કર ઝીલવા તત્પર બન્યો.

પરંતુ પોતાના શૌર્યનું પ્રદર્શન કરવાનો તેને સમય મળ્યો નહિ. એક શસ્ત્રરહિત સ્વાર દૂરથીજ ટુકડીમાંથી જુદો પડીને અદાજી પાસે આવ્યો અને તેના કાનમાં કંઇક કહ્યું. અદાજીની આજ્ઞાથી તેના માણુસોએ હથિયાર હેઠા નમાવ્યાં.

અદાજી તે ટુકડી તરફ ગયો અને ટુકડીના નાયકને નમન કરીને બોલ્યો, "મહારાણા રાજસાહેબ ચંદ્રસિંહજીનો જય! આ પામર રજપૂત માટે આટલો બધો શ્રમ ?"

"અદાજી, એક રાજકર્તા તરીકે એ મારૂં કર્તવ્ય છે. મારા પ્રદેશમાં અન્યાય થાય એ મારાથી કેમ સહેવાય? પૃથીરાજ દૂરાગ્રહી છે, તમે તેને કહેલા વચનોનું વેર વાળવા તે અત્યારે તમારો ઉચાળો લૂટવા આવનાર છે એવા મને ગુપ્ત જાસુસદ્વારા ખબર મળ્યા તેથી એ અત્યાચાર અટકાવવા માટે આ માણુસો સાથે હું તમારી મદદે આવ્યો છું. મારા વિશ્વાસે મારા પાદરમાં ઉતરેલા અદાજીને મારો પુત્ર રંજાડે તો મને નાનમ લાગે."

અદાજીના નેત્રોમાં આભારની લાગણી ઉભરાઇ જવા લાગી. તેના અનુચરોએ 'મહારાજા રાજસાહેબ ચંદ્રસિંહજીનો જય' નો ધ્વનિ કર્યો અને વાતાવરણ ગજાવી મુક્યું.

એજ ક્ષણે પૂરવેગમાં સામી દિશામાંથી બીજી ઘોડેસ્વારની ટુકડી પૂરપાટ આવતી જણાઇ. માત્ર બે ત્રણ ખેતરવા દૂર એ ટુકડી રહી હશે તેવામાં 'ચંદ્રસિંહજીનો જય' નો ધ્વનિ સાંભળતાં તે

ટુકડીની ગતિ મંદ પડી અને તે ત્યાંજ સ્થંભી ગઈ. એક સ્વાર ટોળીને ભેદીને નાયક પાસે આવીને બોલ્યો, "બાપુ, આ સાંભળ્યું? મને તો લાગે છે કે આપના બાપુએ એનો પક્ષ લીધો છે. સાથે માણુસો પણ ખૂબ જણાય છે. બાપુ સામે બાથ ભીડવાથી આપણું કામ થનાર નથી, અત્યારે અદાજી ઉપર હલ્લો કરવામાં સાર નથી."

"સબળ, આતો બાજી બગડી. સર્વ મહેનત વ્યર્થ ગઇ. હશે. હાલતો હલ્લાનો વિચાર માંડી વાળો. પરંતુ અદાજીનું વેર વાળ્યા વિના તો હવે હુળવદમાં હું આવનાર નથી, આવી રીતે વૈરાગ્નિથી બળતા હૃદય સાથે હુળવદમાં હું સુખે રહી શકનાર નથી. ચાલો, આપણા સહાયકોને અહીંથીજ પાછા ફરવાનું કહી દો, અને જેઓ છેવટ સુધી મારા પડખે રહેવા માગતા હોય તેઓને હું જ્યાં જઉં ત્યાં સાથે આવવા દો."

પૃથીરાજની આજ્ઞાનો અમલ થયો.

ચંદ્રસિંહે પાછા ફરતા સ્વારોને જોયા, પરંતુ તેઓની પુંઠ પકડવાનો વિચાર કર્યો નહિ. પોતાના પુત્રની કીર્તિને ઝાંખપ લગાડવાની તેની ઇચ્છા ન હતી. તેને તો માત્ર એટલુંજ જોઇતું હતું કે અદાજી ઉપર ચડી આવતું વિપદ્‌વાદળ વિખરાઇ જાય. તે ઇચ્છા ફળીભૂત થતાં તેને સંતોષ થયો.

## ૫ બાદશાહી ખજાનો.

સતી રાણકદેવીના અમર ચરિત્રની સાથે પોતાનું નામ અમર કરનાર ભોગાવામાં જળનો મંદ પ્રવાહ ચાલી રહ્યો હતો. વઢવાણુથી થોડા અંતર ઉપર ભોગાવાની ભેખડોમાં સામે તીરે બહારવટિયાનું એક ટોળું કસુંબો કાઢી અમલ પાણી કરવામાં મશગુલ બન્યું હતું. પરંતુ સામાન્ય ડાયરા વખતે જે સ્વસ્થતા, જે આનંદ, જે ધાંધલ જણાય તેનો અહીં સર્વથા અભાવ હતો. કોઇ મહત્વનું કાર્ય સાધવાની ચિંતા અધીરાઇ અને ઉત્સુકતા તેઓની મુખમુદ્રા ઉપર વ્યક્ત થતાં હતાં.

એક બીજાને સોગન આપી આગ્રહપૂર્વક કસુંબો પાવાનો પ્રકાર ચાલી રહ્યો હતો તેવામાં એક બહારવટિયાએ આવીને તે ટોળીના નાયકને ગુપ્ત સંદેશો કહ્યો. નાયકની આજ્ઞા થતાં સર્વ બહારવટિયા સંકેતસ્થળે આવી પહોંચ્યા.

અલ્પ સમયમાં કંઇ ભારે વજનથી લાદેલા ઉંટો મંદ ગતિથી ચાલતા બે ટેકરીઓની વચ્ચે ખીણુ જેવા સાંકડા સ્થળમાં આવી લાગ્યા. દરેક ઉંટ ઉપર ઉંટવાળાની પાછળ એક હથિયારબંધ મુસલમાન સિપાઇ બેઠો હતો, જે ઉપરથી ઉંટ ઉપર કંઇ પણ મૂલ્યવાન વસ્તુ હોવી જોઇએ એવું સહજ અનુમાન થતું હતું.

જોતજોતામાં બહારવટિયાઓએ તેઓની સન્મુખ આવીને માર્ગ રોકી લીધો. ઉંટવાળા પોતાના માર્ગમાં આમ અણધાર્યો અવરોધ થતાં આભા બની ગયા. તેઓએ ઉંટને પાછળ ફેરવીને નાસી જવાનો વિચાર કર્યો, પરંતુ પાછળ ફરતાં તે દિશા તરફ પણ બહારવટિયા નજરે પડયા. નાસવાનો એકે માર્ગ ન રહ્યો. આગળ તેમજ પાછળ બહારવટિયા અને બંને બાજુએ કિલ્લા સમાન ઉંચી ટેકરીઓથી તેઓ ચોમેર ઘેરાઇ ગયા.

મુક્તિનો એક પણ માર્ગ ન જણાતાં એક પઠાણુ સ્વારે ભરેલી બંદુકને જામગરી લગાડી. બંદૂક ફુટી, પરંતુ બહારવટિયાને કંઇ ઇજા થાય તે પહેલાં તો ટેકરી ઉપરથી બીજી બંદુકનો ધડાકો થયો અને પઠાણુનો દેહ વિંધાયો.

ચોમેરથી પોતાને ઘેરાયલા જોઇ નિરાશ બનેલા સિપાઇઓમાંનો એક આગેવાન ક્રોધ કરીને બોલ્યો, “ અરે નાદાન લૂટારાઓ ! ગુજરાતના સત્તાધીશ સુબાનો તમે દ્રોહ કરો છો તેનું તમને ભાન છે ? અમે બાદશાહી ખજાનો જુનાગઢથી અમદાવાદ લઇ જઇએ છીએ. અમારો વાળ પણ વાંકો કરનારને—આ ખજાનાને આંગળી અડાડનારને બાદશાહ સલામત ઘાણીએ ઘાલીને તેલ કાઢશે તે તમે જાણુતા નથી ? ”

આ વચનો સાંભળીને ટોળીના નાયકે અટ્ટહાસ્ય કર્યું અને થર-

થરાવી નાંખે તેવા સ્વરે તે બોલ્યો, " જાણીએ છીએ, બહુજ સારી રીતે અમે તે જાણીએ છીએ. જાણવા છતાં પણ અમે તેનો ખજાનો આજ લૂટવા માગીએ છીએ. આ ખજાનો બાદશાહનો હોય કે તેના બાપનો, તો પણ અમને તેની જરાય પરવા નથી. સિપાઇઓ! ફોગટ ફાંફાં મારી મોત માગવામાં સાર નથી. **મૂંગે મોઢે ખજાનો અમને સોંપી** દો અને તમે બધા અહીંથી સહીસલામત ચાલ્યા



'મૂંગે મોઢે ખજાનો અમને સોંપી દો!'

જાઓ. તમારા સુબાને કહેજો કે ઝાલાકુમાર પૃથીરાજ બહારવટે નીકળ્યો છે અને તેણેજ બાદશાહી ખજાનો લૂટવાની હિમ્મત કરી છે.”

રાજવંશી ઠાઠમાઠથી રહી શકાય તે માટે હળવદના પાટવી-કુંવરને વઢવાણ કુંવરપદમાં આપવાનો રિવાજ હતો, તે મુજબ વઢવાણની કુલ સત્તા પૃથીરાજને સોંપવામાં આવી હતી, અને ત્યાં તેનીજ હકુમત ચાલતી હતી. આ કારણને લીધેજ પૃથીરાજ પોતાના પિતાથી રીસાઇને હળવદથી નીકળી વઢવાણ આવ્યો અને ત્યાંજ પોતાનો નિવાસ રાખીને આસપાસના પ્રદેશમાં લૂટફાટ ચલાવી પોતાની ધીરહાક વગાડવાનો યત્ન કરવા લાગ્યો.

કેટલાક તેના પરાક્રમથી આકર્ષાઇને અને કેટલાક તે ઝાલા વંશની ગાદીનો ભાવિ વારસ હોવાથી ભવિષ્યમાં લાભ મેળવવાની લાલસાથી લલચાઇને તેના પક્ષમાં ભળ્યા. પૃથીરાજ પાસે બે હજાર શિરબંધી લોકોનો જમાવ થયો હતો, અને તેઓના એકત્ર બળથી તે વઢવાણની આસપાસના પ્રદેશમાં પોતાની સત્તા જમાવતો હતો. એટલામાં તેને જુનાગઢથી બાદશાહી ખજાનો અમદાવાદ જવાનો છે એવા ખબર મળ્યા. પોતાના માણસોના નિભાવ અર્થે આ અનાયાસે મળી આવેલી ઉત્તમ તકનો તેણે લાભ લીધો.

બાદશાહી ખજાનાને એમને એમ બહારવટિયાના હાથમાં છોડી જવાનું પઠાણ સિપાઇઓને ગમ્યું નહિ. તેઓએ ટક્કર ઝીલી, પરંતુ તે માત્ર મરવાને માટે. બહાદુર બહારવટિયાઓએ તેઓનો સંહાર કરવા માંડયો. રક્ષકો ટપોટપ જમીનદોસ્ત થવા લાગ્યા. ઉંટ વાળાઓ પોતાના ઉંટને છોડી દઇને નાસભાગ કરવા લાગ્યા. ખજાનાની લૂટની ખબર આપવા માટે ગણ્યાગાંઠયા માણસો ધાંધલનો લાભ લઇને નજર ચૂકવીને જીવ લઇને નાસી છૂટયા.

પૃથીરાજે પોતાના અનુયાયીઓને તે લૂટ વહેંચી આપી અને તે દિવસ ઉત્સવ તરીકે આનંદમાં ગાળ્યો.

૬ ઢંઢેરો.

ગુજરાતના સુલતાનોની સત્તાનો અસ્ત થયો હતો. ઈ. સ. ૧૫૬૧ લગભગમાં છેવટના મહમૂદના કૃત્રિમ શાહજાદાને ત્રીજા મુઝફ્ફરશાહના નામથી અમદાવાદની ગાદીએ બેસાડવામાં આવ્યો હતો, પરંતુ ખરી સત્તા તો અમીરોના હાથમાં હતી. ડગમગતો રાજમુકુટ દસેક વર્ષ જેમ તેમ નભ્યો, પરંતુ અમીરોની સત્તા અને દોર વધી પડયા, અને મહાન મુગલ સમ્રાટ અકબરે એ તકનો લાભ લઇને ઈ. સ. ૧૫૭૩ માં ગુજરાત જીતી લઇને ત્યાં પોતાની સત્તા જમાવી દીધી અને ગુજરાતમાં પોતાનો સુબો મુકયો.

અમદાવાદથી નાસી આવેલો ત્રીજો મુઝફ્ફર રાજપીપળાના ડુંગરમાં સંતાઇ રહ્યો હતો, તે ત્યાંથી નીકળીને ઈ. સ. ૧૫૯૧ માં જામ સતાજીને આશરે આવી રહ્યો. અકબરનો દૂધભાઇ ખાન અઝીઝ કોકા એ વખતે ગુજરાતનો સુબો હતો. તે લશ્કર લઇને નવાનગર ઉપર ચઢી આવ્યો.

જામ સતાજી અને મુઝફ્ફરશાહ જુનાગઢમાં ભરાયા, અઝીઝ કોકાએ સરદાર નવરંગખાનને મોકલ્યો, પરંતુ તેનાથી કિલ્લો લેવાયો નહિ એટલે તે પોતે આવ્યો. પરંતુ ખોરાકી ખૂટવાથી તે પાછો ફર્યો. કહેવાય છે કે આ વખતે હળવદના રાજા ચંદ્રસિંહજી તેને વીરમગામ આગળ મળ્યા હતા.

અઝીઝ કોકા આઠ મહીના પછી ફરીથી જુનાગઢ ઉપર ચઢી આવ્યો, અને ત્યાંના સરદાર અમીનખાનના પુત્ર દોલતખાનને હરાવીને જુનાગઢ જીતી લીધું, અને ત્યાં પોતાની વતી કારભાર ચલાવવા માટે નવરંગખાનને નીમ્યો. જામ સતાજીએ તેની સાથે સંધિ કરવાથી તેને તેનું રાજ્ય પાછું મળ્યું. મુઝફ્ફર ઓખામંડળમાં ગયો છે એવા ખબર મળતાં અઝીઝ કોકાએ નવરંગખાનને મોકલ્યો

જેણે ઓખામંડળ જીતી લીધો. ત્યાંથી મુઝફ્ફર કચ્છમાં નાસી ગયા ના ખબર મળતાં કોકાએ પોતાના શાહજાદા અબ્દુલખાનને કચ્છમાં મોકલ્યો. કચ્છના રાવ ભારમલજીએ મુઝફ્ફરને આશરો આપ્યો હતો પરંતુ પાછળથી રાવે તેને અબ્દુલખાન આગળ રજુ કર્યો. તેને પકડીને અમદાવાદ લઇ જતાં રસ્તામાં તે અસ્ત્રાથી આપઘાત કરીને મરણ પામ્યો. ગુજરાતના છેલ્લા સુલતાનનો આવી રીતે અંત આવ્યો. ગરીબ બિચારો મુઝફ્ફર ! તેના ભાગ્યમાં રાજ્યસુખ ભોગવવાનુંજ નહિ લખ્યું હોય !

* * *

જુનાગઢ ઉપર બાદશાહી હકુમત હોવાથી ત્યાં એકત્ર થયેલું મહેસુલ–જોરતલબી વિગેરે દ્રવ્ય અમદાવાદની તીજોરીમાં મંગાવી લેવામાં આવતું હતું. દ્રવ્ય સુરક્ષિત રહે તે માટે આવશ્યક બંદોબસ્ત રાખવામાં આવતો હતો, છતાં પણ મુગલ સમ્રાટના ચક્રવર્તીપણામાં –અઝીઝ કોકાની સુબાગીરીમાં બાદશાહી ખજાના સામે નજર સુદ્ધાં કરનારની પણ આંખ ખેંચી લેવામાં આવે એવી ધાક હતી, એટલે માત્ર નામનાજ હથિયારબંધ માણસો ખજાના સાથે રાખવા છતાં તેના ઉપર હાથ નાખવાની કોઇની મગદૂર નથી એવી અઝીઝ કોકાની દૃઢ માન્યતા હતી.

પરંતુ એ માન્યતા ખોટી પડી. પૃથીરાજના પંજામાંથી જીવ લઇને નાસી છૂટેલા માણસોએ બાદશાહી ખજાનો લૂંટાયાના અને રક્ષક પઠાણો માર્યા ગયાના ખબર અઝીઝ કોકાને પહોંચાડયા.

પ્રથમ તો નવરંગખાનની ગફલતને લીધે આ પરિણામ આવ્યું હોવું જોઇએ એમ ધારીને તેને શિક્ષા કરવાનો કોકાએ નિશ્ચય કર્યો, પરંતુ જ્યારે નાસી આવેલા માણસોએ બહારવટિયાના પરાક્રમનું અને વઢવાણની આસપાસ તેઓએ જમાવેલી સત્તાનું સવિસ્તર વર્ણન કર્યું ત્યારે વિપદ્‌વાદળ નવરંગખાન ઉપરથી ઉતરીને પૃથ્વીરાજ ઉપર ચઢી આવ્યું.

પૃથ્વીરાજે કહેવરાવેલા શબ્દો સાંભળીને સુબાના કોપનો પાર રહ્યો નહિ. બાદશાહી સત્તા સામે માથું ઉંચકનાર એ કોણ? તેના રોમેરોમ ક્રોધ વ્યાપ્યો, આંખમાંથી અંગારા વરસવા લાગ્યા, ક્રોધાગ્નિથી તેનું અંગ બળવા લાગ્યું. તે વિકાળ મૂર્તિ બની રહ્યો.

આવી ઉદ્ધતાઈ કરનાર માથાના ફરેલા માનવીની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવવાનો તેણે નિશ્ચય કર્યો, અને એક વિશ્વાસુ જમાદારને બોલાવ્યો.

તેની ક્રોધાકાંત મૂર્તિ જોઇને જમાદારના પેટમાં ફાળ પડી. રખે પોતાનો કંઇ દોષ થયો હોય! અગ્નિના તણખા ઝરતા હોય તેમ અઝીઝ કોકાના મુખમાંથી શબ્દો નીકળવા લાગ્યા, "જમાદાર! તમે સત્વર જાઓ, એ ઉદ્ધત રજપૂતને પકડી લાવીને અહીં મારી પાસે હાજર કરો. તેની બુરી દશા કરીશ ત્યારેજ મારા બળતા હૃદયને શાંતિ થશે."

"બ સરો ચશ્મ, જહાંપનાહ! મગર કહો તો ખરા કે આપની ખફગી વહોરી લેનાર એવો કોણ બે માથાનો માનવી છે?"

"પોતાના બાહુબળ ઉપર ગર્વીષ્ટ બનેલો ઝાલા પાઠવી કુમાર પૃથીરાજ. પોતાના શૌર્યના મદમાં મસ્ત બની તેણે બાદશાહી તીજોરી લૂટી લેવાનું સાહસ કર્યું છે. તમે જાઓ, સાથે બે હજાર સ્વારો લેતા જાઓ, અને ગમે તેમ કરીને તેને જીવતો પકડીને અગર તો તેનું માથું કાપી લાવીને મારી પાસે હાજર કરો."

ચિઠ્ઠીનો ચાકર--જમાદાર બે હજાર સ્વારો લઇને પૃથીરાજની શોધમાં નીકળી પડ્યો.

આટલેથીજ અઝીઝ કોકાને કળ વળી નહિ. તેણે ગામેગામ જાહેરનામા ચોડાવ્યાં અને ઢંઢેરો પીટાવ્યો કે 'બાદશાહી ખજાનાને લૂટી લેવાની ઉદ્ધતાઇ કરનાર ઝાલા કુંવર પૃથીરાજને જીવતો

પકડી લાવનારને અગર તેને મારીને તેનું મસ્તક લાવી આપનારને અમદાવાદના સુબા અઝીઝ કોકા તરફથી હજાર સોનામહોરના ઈનામ સાથે માનમર્તબાની બક્ષીશ કરવામાં આવશે."

## ૭ સોગન.

જમાદાર ૨૦૦૦ સ્વારો સાથે અમદાવાદથી નીકળીને વિરમગામ સુધી આવી પહોંચ્યો એટલામાંજ તેને પૃથીરાજની સત્તાનું ભાન થવા લાગ્યું. તેની સાથે મળેલા બહારવટિયા જમાદારના માણસોને સતાવી, મારી, લૂટી લઇને દૈવી શક્તિની માફક અદ્રશ્ય થઈ જતા હોય એવા અનેક પ્રસંગો જમાદારના કાને પડવા લાગ્યા. પૃથીરાજ પાસે સંખ્યાબંધ ઘોડેસ્વારો, હથિયારબંધ પાળાઓ અને બહાદૂર બહારવટિયાઓ છે અને તેનાથી તે જ્યાં ત્યાં વીરહાક ગજાવે છે એવી બાતમી મળતાં તેની ખાત્રી થઇ કે પૃથીરાજને પકડવાનું કામ પોતે ધારતો હતો તેટલું સહેલું ન હતું.

જાહેર દુશ્મનાવટથી કાર્ય સાધવું અશક્ય જણાયું. બળથી ફાવી શકાય એમ ન હોવાથી તેણે કળથી કામ લેવાનો નિશ્ચય કર્યો અને કપટકળાનો આશ્રય લીધો.

એક દિવસ પ્રાતઃકાળે પૃથીરાજ મૃગયા કરી પાછો ફરતો હતો તેવામાં એક યવન સૈનિકે આવીને તેના હાથમાં એક સીલબંધ લખોટો મુકયો.

પૃથીરાજે તે વાંચ્યો, અને હાસ્ય કરી તે બોલ્યો, "યવન સૈનિક, જા, તારા જમાદારને કહેજે કે દેશની ખંડણી ઉઘરાવવાના કામમાં તે મારી મદદ માગે છે તો તેવી સહાય આપવામાં મને વાંધો નથી, પરંતુ ખંડણી ઉઘરાવવાનું બહાનું કરીને તે કપટ રમતો હોય તો કેમ ના કહેવાય? બહાદૂર રજપૂતો ભયથી, યુદ્ધથી, મોતથી ડરતા નથી, પરંતુ કપટથી સર્વદા દૂર રહે છે. તે કપટ નથી રમતો એવી પ્રથમ મારી ખાત્રી થવી જોઇએ."

"એ ખાત્રી કેવી રીતે થાય, નામવર?" યવને ખુલાસો માગ્યો.

"જમાદાર કુરાન ઉપાડીને સોગન ખાય તો."

"તો તેમ થશે, કુમાર સાહેબ! કાલે આજ સમયે આજ સ્થળે જમાદાર આપની મુલાકાતે આવશે."

બીજે દિવસે જમાદાર પૃથીરાજને મળ્યો. પૃથીરાજ નીડર હતો. તેણે જમાદારને કહ્યું, "જમાદાર, તમારી ઇચ્છા પ્રમાણે ખંડણીની વસુલાતમાં મારી સહાય મેળવવી હોય તો તમારે બે શરતો પાળવી જોઇશે. એક એ કે શિયાણીના એક રજપૂત સાથે મારે અદાવત હોવાથી શિયાણી ગામ ભાંગવામાં મને તમારે સહાય કરવી, અને બીજી એ કે તમે મારા તરફ દગો નહિ કરો તેની ખાત્રી માટે કુરાન ઉપાડી સોગન ખાવા. ધર્મગ્રંથના સોગનને અમે વજ્રલેપ માનીએ છીએ, અને જીવ જતાં પણ એ સોગનથી ચલિત થતા નથી."

જમાદારે શિયાણી ભાંગવામાં મદદ કરવાનું વચન આપ્યું અને કુરાન ઉપાડી સોગન ખાતાં તે બોલ્યો કે, "પૃથીરાજ, હું અમારા પાક કુરાનના કસમ લઇને કહુછું કે જ્યાં સુધી તમે મારી સાથે પ્રથમ દગો નહિ કરો ત્યાં સુધી હું કદી પણ આપની સાથે દગો નહિજ કરૂં."

"ઠીક છે, ત્યારે પ્રથમ તમારૂં પહેલું વચન પરીપૂર્ણ કરો એટલે પછી નિશ્ચિંતતાથી ખંડણી વસુલ કરવા માટે નીકળી શકાય."

"આવતી કાલેજ. અહીંથી બે ગાઉ ઉપર આવેલા અરણ્યમાં મારા સ્વારો સાથે હું તમારી રાહ જોઇશ. તમે આવશો કે તરત આપણે શિયાણી તરફ કુચ કરીશું."

પૃથીરાજનું અંતર આનંદથી ઉછળ્યું.

## ૮ વેરની વસુલાત.

"રાજબા ! કેમ આજે આટલી બધી શોકાતુર દેખાય છે ? તારા આનંદી સ્વભાવમાં અત્યારે અજબ પરિવર્તન થયેલું જણાય છે."

"શું કહું નાથ ! મારા ઉપર ઘોર વિપદ્‌વાદળ ઘેરાઈ આવવાનું હોય એવી અમંગળ શંકાઓ આજ થયા કરે છે, વારંવાર મારૂં જમણું અંગ ફરકયા કરે છે."



'શું કહું નાથ !...અમંગળ શંકાઓ થયા કરે છે...'

"એ તો ખાલી વહેમ ! રાજબા, આ અદાજીના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તારો વાળ વાંકો કરનાર કોણ છે ?"

એક સમયે હળવદના પાદરમાં પડાવ નાંખીને પડેલા અદાજીએ પુનઃ પોતાના ગામમાં આવી વસવાટ કર્યો હતો.

"પ્રભુ ! શું કહું ? આજ એક ભયંકર સ્વપ્ન મેં જોયું. જાણે આપનો કોઇ શત્રુ કાળમુર્તિ બનીને મારા સૌભાગ્યને હરી જવા આવ્યો, આપના પ્રાણ બચાવવા હું તેના પગે પડી, પરંતુ તે એકનો બે નજ થયો. તેણે મને તરછોડી કાઢી, એટલામાં તો

આંખ ઉઘડી ગઇ !" રાજબા અત્યારે પણ એ સ્વપ્ન જોતી હોય તેમ ચોમેર ભયભિત દૃષ્ટિ ફેરવવા લાગી.

" સ્વપ્ન કદી સાચું હોયજ નહિ. રાજબા, વૃથા સંતાપ ન કર. એવો મારો શત્રુ કોણ હોય ?" અદાજી વિચારમાં પડયો.

અચાનક એક વાતનું તેને સ્મરણ થયું. "હા, એક છે ખરો. હળવદનો પાટવીકુમાર પૃથીરાજ કદાચ જૂનું વેર યાદ રાખી રહ્યો હોય તો ના ન કહેવાય. પણ તેથી શું? હું કયાં ચુડી પહેરીને બેઠો છું ? પ્રભુએ મને કયાં તાકાત નથી આપી ? રાજબા, વૃથા ચિંતા ન કર. હું પણ રજપૂત બચ્ચો છું હોં !"

પતિના શૌર્યોત્તેજક શબ્દોથી રાજબા સ્વસ્થ બની.

* * *

પરંતુ એ સ્વસ્થતા ક્ષણીક હતી. સ્વપ્ન સત્ય નિવડતું હોય, રાજબાની શંકાઓ સિદ્ધ થતી હોય, તેમ આખા ગામમાં ખૂમાટો ઉડયો કે બહારવટિયા ધાડ પાડવા ધસ્યા આવે છે. ગામમાં દોડધામ થઇ રહી. ધનાઢય વેપારીઓ-ડાહી માના દીકરાઓ દુકાનને તાળાં મારી રોકડ નાણું ઘર ભેગું કરવા અને તેને છુપા ભંડારોમાં ભરવા મંડી પડયા. સ્ત્રીઓ પોતાની પુંજી ચુલાની આગરણમાં કે ઘંટી નીચે અગર પાણીયારા તળે કે તુલસીકયારામાં ખાડા ખોદી તેમાં-પૃથ્વી માતાના ખોળામાં થાપણ તરીકે મુકવા લાગી. બહાદૂર રજપૂતો બહારવટિયાઓની સાથે બાથ ભીડવા-ધાડાને ગામની ભાગોળથીજ ભગાડવા અને શિયાણી ગામને સુરક્ષિત રાખવા માટે શસ્ત્રાસ્ત્ર સજવામાં રોકાઇ ગયા. ગામમાં હાહાકાર થઈ રહ્યો.

આ સમયમાં ધાડ, લૂટફાટ અને ધિંગાણાની નવાઇ ન હતી. લડાયક જાતમાં નિશ્ચિંતતાનો અભાવજ હતો. કયે વખતે આફત

આવી પડે-કયારે શસ્ત્રાસ્ત્રની જરૂર પડે એ કહેવાય તેમ ન હતું. તેથીજ રજપૂતોના આયુધો અહોનિશ પોતાના સ્વામીની સેવા કરવા સદાય સતેજ-તત્પર રહેતા.

ગામની ભાગોળે શિયાણીના શૂરા રજપૂતો શસ્ત્ર સજી ધાડ-પાડુઓનો ભેટો કરવા એકત્ર થયા. શત્રુઓને મારી નસાડવાની તેઓને પૂરી હામ હતી, પરંતુ સામેથી આવતા અગણીત મનુષ્યોને જોઇને-તેમાં પણ હિંદુ અને મુસલમાન બંને જાતના સ્વારોને જોઇને તેઓ દિગ્મૂઢ બન્યા.

શત્રુઓએ ભાગોળને શૂરવીર રજપૂતોથી રક્ષાયલી જોઇને તેઓના ટોળામાં ભંગાણ પાડવાનો યત્ન કર્યો, પરંતુ પ્રાણ જતાં સુધી શિયા-ણીના રજપૂતો તેઓને ફાવવા દે તેમ ન હતું.

બંને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. શિયાણીના રજપૂતો 'મારૂં કે મરૂં' એવો નિશ્ચય કરીને લડવા લાગ્યા, અને પોતાની રક્તપીપાસુ તરવારોને તૃપ્ત કરી હર્ષઘેલા બન્યા. ધાડપાડુઓ પોતાની મોટી સંખ્યા ઉપર મસ્ત હતા, તેઓએ પણ ઘાસ કાપતા હોય તેમ કત્લ ચલાવી. જોત જોતામાં શોણિતધારાઓ રેલાવા લાગી અને "જયશક્તિ ! અલ્લાહો અકબર" ના વિજયધ્વનિથી ગામમાં રહેલાં સ્ત્રીપુરૂષો નિરાશારૂપી શોકસાગરમાં ડુબવા લાગ્યા.

અનેક આશાભર્યા યુવાનોના લોહીથી શિયાણીની ભાગોળ ગોઝારી બની. હૃદયમાં કંપારી છૂટે એવો કમકમાટી ભર્યો દેખાવ ત્યાં થઇ રહ્યો. એવામાં અદાજી પોતાની તરવાર ચોમેર ફેરવતો, શત્રુઓને ભાગોળ બહાર હાંકી કાઢવાનો યત્ન કરતો મોખરે આવી પહોંચ્યો.

પૃથીરાજે તેને જોયો. તેનો વૈરાગ્નિ પ્રજળી ઉઠયો. પોતાના પક્ષના ટોળાને ભેદીને તે પણ મોખરે આવ્યો ને બોલ્યો, "જોઇ

લે, અદાજી, તે દિવસ યાદ છે કે જ્યારે હળવદના તળાવની પાળે તેં આ ઝાલાકુમાર પૃથીરાજનું હડહડતું અપમાન કર્યું હતું ?' એ અપમાનનું વેર વાળવાનો સુભાગી દિવસ આજે મને પ્રાપ્ત થયો છે. અદાજી, પ્રભુનું સ્મરણ કરી લે. એક ક્ષણ પછી તો તું આ પૃથીરાજની તરવારનો ભોગ થઇ પડશે."

અદાજીની આંખોમાંથી હમણાં લોહી ટપકશે એમ લાગ્યું. ક્રોધથી તેની કાયા કંપવા લાગી. તેણે પાણીદાર તરવાર હવામાં વિંઝી અને બોલ્યો, " પૃથીરાજ ! અપમાન મેં નહોતું કર્યું—તારી ગર્વાંધતાએ કરાવ્યું હતું ! વીરનર વીરતાથી વેર વાળે છે, દબાવીને નહિ. બહાદૂરો બોલીને બતાવતા નથી, પરંતુ કાર્યથી સિદ્ધ કરી આપે છે. હાથમાં હથિયાર હોવા છતાં મિથ્યાવાદથી શો લાભ? આપણો ન્યાય યુદ્ધદેવી કરશે."

બંને બહાદૂરો તરવારને ચોમેર ફેરવતા ઘુમવા લાગ્યા. દ્વંદ્વ યુદ્ધમાં એક બીજાની શ્રેષ્ટતા સિદ્ધ કરવાનો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત થયો હોય તેમ પૂર આવેશમાં આવીને તેઓ સામસામા તરવારના ઝાટકા મારી એક બીજાના અંગ છેદવા લાગ્યા.

અદાજીના પરાક્રમથી શિયાણીના બહાદૂરો ઉત્તેજીત બન્યા, ધાડપાડુઓ ઉપર તૂટી પડયા અને તેઓને પાછા હઠવાની ફરજ પાડી.

પૃથીરાજની આંખ ફાટી. અદાજીનો વિજય તે સાંખી શક્યો નહિ. પોતાનું સઘળું બળ એકત્ર કરીને તે અદાજી ઉપર તૂટી પડયો. પુષ્પીત થયેલા ખાખરાની માફક આખા અંગે ઠેકઠેકાણે લોહીથી ખરડાયલા બંને વીરો શોભવા લાગ્યા.

અદાજીનું શરીર ચારણીની માફક વીંધાયું હતું. છતાં શત્રુના સંહારની આશાએ પ્રાણ ટકી રહ્યા હતા. તેણે છેવટનો યત્ન કર્યો. અવશેષ રહેલું તમામ બળ એકત્ર કરી તેણે પૃથીરાજ તરફ છેવટનો

જીવલેણ ઘા કર્યો, પરંતુ ચપળ પૃથીરાજે કળથી તે ઘા ચુકવ્યો અને પોતાના પ્રચંડ બાહુથી તરવારનો પ્રહાર કરીને અદ્દાજીનું મસ્તક ધડથી જુદું કર્યું.

પૃથીરાજે પોતાની પ્રતિજ્ઞા પરીપૂર્ણ કરી. તેની ઉમેદ પાર પડી. અદ્દાજીના સંહારથી વેરની વસુલાત થઈ.

## ૯ સતીનો શ્રાપ.

પૃથીરાજ અને જમાદારના માણસોએ વિજયનાદ સાથે ગામમાં પ્રવેશ કર્યો અને લૂંટફાટ શરૂ કરી. પૃથીરાજનું ચિત્ત અન્ય કાર્યમાં લાગેલું હોવાથી સૈનિકો સ્વેચ્છાનુસાર લૂંટફાટ કરવામાં ફાવ્યા. શિયાણીમાં કાળો કેર વર્તાયો.

અદ્દાજીના મસ્તકને સાચવીને પૃથીરાજે પોતાના કબજામાં રાખી લીધું. ગામની બહાર વૃક્ષોની ઘટાવાળા એક સ્થાનમાં તેણે પડાવ નાખ્યો. પોતાના પરાક્રમનું પ્રદર્શન ભરતો હોય તેમ તેણે તે ચેતનહીન મસ્તકને પોતાની નજર વારંવાર તેના ઉપર પડે એવી રીતે એક વૃક્ષની ડાળી સાથે લટકાવ્યું.

ત્યાંથી પસાર થનાર ગામડિયાઓ દૂરથી આ જોતા અને ત્રાસ પામતા.

પોતાની સામે માથું ઉંચકનારની બુરી વલે કરી, પોતાને થયેલા અપમાનનો બદલો વાળી, શત્રુના વિનાશથી વૈરાગ્નિને શાંત કરી પ્રસન્ન થયેલો પૃથીરાજ વૃક્ષ સાથે લટકતા અદ્દાજીના મસ્તકને જોઇને મનમાં મલકાતો હતો, તેવામાં એક વૃદ્ધ પુરૂષ ડાંગના ટેકાથી મંદગતિથી ચાલતો ત્યાં આવી લાગ્યો અને બંને હાથ જોડીને પ્રણામ કરતાં બોલ્યો, "કુમાર શ્રી પૃથીરાજજીનો જય! આ વૃદ્ધની એક વિનતિ ઉરે ધરવા કૃપા કરશો?"

"શું છે ?" સત્તાસૂચક સ્વરે પૃથીરાજે પ્રશ્ન કર્યો.

"માત્ર એક વિનતિ. અદાજીની સ્ત્રીને સત ચડયું છે. પોતાના પતિ સાથે અગ્નિપ્રવેશ કરીને સતી થવાનો તેણે નિશ્ચય કર્યો છે. અદાજીના મસ્તકની તે યાચના કરે છે."

"અદાજીનું મસ્તક ! જેને અદાજીના મસ્તકની દરકાર હોય તેણે તે મસ્તકનું મૂલ્ય આપવાને પણ તત્પર થવું જોઇએ."

વૃદ્ધ ચમક્યો. પૃથીરાજની નીતિ ચલિત તો ન થઇ હોય? શંકાશીલ બની તેણે પૂછ્યું, "આપ શું મૂલ્ય લેવા માગો છો? રાજન્!"

મૂલ્ય બીજું કંઇ નહિ. માત્ર એટલુંજ કે જેને આ મસ્તકની દરકાર છે તે પોતે અહીં આવી ને તે લઇ જાય."

વૃધ્ધે નિશ્વાસ મુકયો. ગર્વાંધ વિજેતાને સમજાવવાનો યત્ન કરવો. એ સર્પને પંપાળવા જેવું હતું. ભગ્ન હૃદયે તે પાછો ફર્યો.

× × × ×

રાજબા પોતાના સ્વામીને સુરક્ષિત રાખવા પ્રભુની પ્રાર્થના કરી રહી હતી. એવામાં એકાએક તેનું જમણું અંગ જોરથી ફરકવા લાગ્યું, ઘરના છાપરા ઉપર ઘુવડનો અવાજ સંભળાયો, ફળીયામાં કૂતરાઓ રૂદન કરતા હોય તેવી રીતે ભસવા લાગ્યા. આવા આવા અમંગળ ચિન્હોને લીધે પોતાનો સૌભાગ્ય સૂર્ય અસ્ત પામતો હોય એવી તેને ભ્રાંતિ થઇ. જે ક્ષણે પૃથીરાજે અદાજીના પ્રાણ લીધા તેજ ક્ષણે આ પતિપરાયણ પત્નીને પોતાના સ્વામી સ્વર્ગે સંચરતા હોય તેવું દિવ્ય દર્શન થયું. તેને સત ચડયું, સતીત્વ તેના રોમેરોમ વ્યાપ્યું અને તેણે પોતાના પતિના મૃતદેહનું આલિંગન કરી, સ્વામીના મસ્તકને ખોળામાં લઇ, અગ્નિપ્રવેશ કરી, પતિ સાથે સહગમન કરવાનો નિશ્ચય કર્યો.

તપાસ કરાવતાં તેને જણાયું કે અદાજીનું મસ્તક તો પૃથ્વીરાજના કબજામાં છે. તેણે પોતાના એક વૃદ્ધ સેવકને એ મસ્તક માગી લાવવા માટે પૃથ્વીરાજ પાસે મોકલ્યો.

*　　*　　*　　*

સેવક નિરાશામય ઉત્તર લાવ્યો. સતીના હૃદયને આઘાત થયો. પૃથ્વીરાજની અધમતા જોઇને તેનું અંતર કકળી ઉઠયું.

પરંતુ સત્તા આગળ શાણપણ ચાલે તેમ ન હતું. પતિનું મસ્તક મેળવવા તે અધીરી બની હતી. મર્યાદાનો વિચાર ત્યાગી તે પૃથ્વીરાજ પાસે આવી પહોંચી.

ત્યાં આવતાંજ પૃથ્વીરાજ પાસે તેણે પોતાના પતિના મસ્તકની માગણી કરી. પૃથ્વીરાજે કટાક્ષ કર્યો, " સતી ! તમારા સ્વામીના મસ્તકને તમે પોતેજ ઉતારી લ્યો. બીજા કોઈની મગદૂર નથી કે તેનો સ્પર્શ કરી શકે ! "

આ માર્મિક વચનો સતીને તીક્ષ્ણ બાણ સમાન સાલ્યાં.

સ્વામીના તાનમાં તલ્લિન બનેલી રાજબાને વિચાર કરવાનો વખત ન હતો. તેણે પોતાના વસ્ત્રનો કાછડો વાળ્યો અને વૃક્ષ ઉપર ચડવા લાગી.

ત્યાં પડાવ નાખીને પડેલા હિંદુ મુસલમાન સૈનિકો આ દેખાવ જોઇને દિગ્મૂઢ બન્યા. રજપુતાણીની નિડરતા અને સતીની સ્વામિભક્તિ જોઇ તેઓ મુગ્ધ થયા.

રાજબાને-પોતાના શત્રુની સ્ત્રીને આમ વૃક્ષ ઉપર ચડતી જોઇને પૃથ્વીરાજ પરમ સંતોષ પામ્યો. એ વૃક્ષ સાથે લટકતા મસ્તક તરફ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકીને સૌ કોઇ સાંભળી શકે તેમ ગર્વદર્શક સ્વરે તે બોલ્યો, " મૂર્ખ ! તે દહાડે તેંજ મારી સામે બરછી

ઉમાંમી હતી, ખરૂં કે ? જો, જો, આ ઉદ્ધત અદાજી ! જોઈ લે કે મેં આજે તારી બાયડીને કેવી ઝાડે ચડતી કરી છે! "×

આ મર્મવેધી વાક્બાણોથી સતીનું અંતર વિંધાયું. મૃત પતિનું આમ જાહેર અપમાન થતું જોઇને તેના પવિત્ર આત્માને દારૂણ દુઃખ થવા લાગ્યું. તે વધારે ધૈર્ય ધરી શકી નહિં. દેવી સમાન દીપતી આ દેવાંગનાએ કાળમૂર્તિ કાલિકાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હોય તેમ તેની આંખોમાંથી તેજના તણખા ઝરવા લાગ્યા, મુખ વિકાળ બન્યું અને કાયા ભયાનક જણાવા લાગી.

પ્રચંડ સ્વરે તે બોલી, "પાપાત્મા પૃથારાજ ! આમ છેક અભિમાનમાં ફૂલાઇ ગર્વાંધ ન થા! મારા જેવી નિરાધાર સ્રીને સંતાપવાથી તારૂં કદી પણ શ્રેય થનાર નથી. તેં તો મને ઝાડે ચડતી કરી છે, પરંતુ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે કે તારી સ્રીઓને તો તારૂં સ્નાન પણ થશે નહિ ! આ સતીનો શ્રાપ છે અને પ્રભુ તે કદી પણ મિથ્યા કરશે નહિ !"

આકાશમાંથી દૈવી વાણી થતી હોય–સ્વર્ગની દેવી શ્રાપ વરસાવી રહી હોય તેવો આભાસ ત્યાં હાજર રહેલા મનુષ્યોને થયો. મંત્રમુગ્ધ મનુષ્યોની માફક તેઓ શોક સંતાપ અને ભયની વૃત્તિથી આ વચનો સાંભળી રહ્યા. વિજયની ધૂનમાં મસ્ત બનેલા પૃથ્વીરાજની કાયા પણ કોઇ અદૃશ્ય પ્રેરણાથી કંપી ઉઠી.

પતિનું મસ્તક લઇને રાજબા વૃક્ષ ઉપરથી નીચે ઉતરી. ચંદનકાષ્ઠની ચિતા ખડકાવીને, અદાજીના મસ્તકને પોતાના ખોળામાં રાખીને સ્વામીની સોડમાં તેણે પોતાની કાયા અગ્નિદેવને અર્પણ કરી. રાજબા સતી થઇ. તેનો દેહ જોતજોતામાં નાશ પામ્યો,

× જુઓ ચિત્ર.



"તેં તો મને ઝાડે ચડતી કરી છે, પરંતુ..." [પૃ. ૧૩૨

બળીને ભસ્મ થયો, માટીમાં મળી ગયો, બધું ગયું. રહ્યું માત્ર તેનું અમર નામ અને સતીએ આપેલો શ્રાપ!

## ૧૦ વનવગડામાં.

ક્ષત્રિય પુત્રો સ્ત્રીઓનું સંરક્ષણ કરવામાં શૂરવીરતા માને છે, અબળાઓને રંજાડવામાં કાયરતા–બાયલાપણું ગણે છે. પૃથીરાજના હિતચિંતકોએ એક નિરાધાર સ્ત્રી તરફ આવું નિષ્ઠુર વર્તન ચલાવવા માટે તેને ઠપકો આપ્યો.

ધીરે ધીરે પૃથીરાજને પણ પોતાના આ અવિચારી કૃત્ય માટે પશ્ચાતાપ થવા લાગ્યો. સતીનો શ્રાપ વિકાળ મૂર્તિ ધારણ કરીને–પોતાના તરફ કોપાનળ વરસાવતો હોય તેવી તેને વારંવાર ભ્રાંતિ થતી, પરંતુ નિડર હ્રદયમાં એ ભય સ્થાયી નિવાસ કરી શકતો નહિ, અને કાર્યપ્રવૃત્તિમાં એ વાત વિસરાઈ જતી.

જમાદાર જ્યાં જ્યાં ખંડણી ઉઘરાવવા જાય ત્યાં ત્યાં તેની સાથે જવા પૃથીરાજ વચને બંધાયો હતો. આ વચનને પાળવા માટે પોતાના કેટલાક માણસોને સાથે લઇને તે જમાદાર સાથે ખંડણી ઉઘરાવવા નીકળી પડયો.

પૃથીરાજના માણસો એ પ્રદેશથી પૂર્ણ પરિચિત હોવાથી માર્ગમાં કયાં મુકામ કરવાથી વધારે અનુકૂળતા મળશે તેનો વિચાર કરીને સગવડ પ્રમાણે પડાવ નાંખવાની સૂચના કરતા અને ઘણુંખરૂં તે સૂચનાનો અમલ થતો. જમાદાર અને તેના મુસલમાન સ્વારો આ પ્રદેશથી અજાણ્યા હોવાથી પૃથીરાજ અને તેના માણસોની સલાહ ઉપર આધાર રાખતા, અર્થાત તેઓની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરી શકાતી.

એક સમયે લાંબો પંથ કાપવાનો હોવાથી વચમાં વગડામાં મેલાણ કરવાનું તેઓએ અગાઉથી નક્કી કરી રાખ્યું. સારૂં

સ્થળ પસંદ કરવાના ઈરાદાથી પૃથ્વીરાજના માણસો આગળ જઇ પહોંચ્યા, અને ઇચ્છાનુસાર પોતાના તંબુઓ તાણ્યા. જમાદાર પોતાના મુસલમાન સ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો અને રજપૂતોના મુકામથી થોડા અંતર ઉપર પોતાનો પડાવ નાખ્યો.

**૧૧ સોગન છૂટયા.**

વનવગડામાં વનચર પશુઓની ભયાનક ચીસો સિવાય બીજો સ્વર સંભળાતો ન હતો. દૂર દૂર ચોકીદારોની પેઠે પહેરો ભરતા હોય તેમ અક્કડ ઉભા રહેલા છૂટાં છવાયાં વનવૃક્ષો સિવાય બીજું કંઇ નજરે પડતું ન હતું. ઉજ્જડ–નિર્જન પ્રદેશ ખાવા ધાય તેવો જણાતો હતો.

જેને જેમ ફાવ્યું તેમ સૌ સગે વગે થઈ ગયા. વનવગડામાં નાનું સરખું ગામડું વસ્યું હોય તેવો દેખાવ થઇ રહ્યો. જંગલમાં મંગળ બન્યું.

મુકામ નાખવાની ધાંધલમાં, ખાનપાનની ગોઠવણમાં, સાથે રાખેલા અશ્વાદિ જનાવરોની સંભાળ લેવામાં કેટલોક સમય તો શાંતિમાં વિત્યો, પરંતુ જમાદારના માણસોમાં અચાનક ગભરાટ ફેલાયો. પાણીની બૂમ ઉઠી. સાથે રાખેલું સઘળું પાણી ખલાસ થઈ ગયું હતું. તેઓએ જળાશય માટે ચોમેર તપાસ કરી, પરંતુ નજદીકમાં ક્યાંઇ પણ પાણીનું સાધન જણાયું નહી. પૃથ્વીરાજના માણસોએ જણાવ્યું કે આટલામાં તો એકે કુવો નથી, પરંતુ અહીંથી છ માઇલ ઉપર એક કુવો છે. છેવટે છ માઇલ દૂરથી ચામડાની મસકો ભરીને પોઠીયા ઉપર લાદીને લાવવામાં આવી ત્યારે પાણી મળી શક્યું.

આટલો શ્રમ લેવા છતાં પણ પાણી છૂટથી વાપરી શકાતું નથી, જ્યારે રજપૂતોના ગણ્યા ગાંઠ્યા માણસો જુજબાજ પાણીની

હેલો ભરી લાવે છે છતાં તેમનામાં તો પાણીની બૂમ બિલકુલ પડતી નથી એ જોઇને જમાદારના માણસોને આશ્ચર્ય થયું. તેઓને શંકા થઈ કે અવશ્ય આમાં કંઇ ભેદ હોવો જોઇએ.

એ ભેદનો પડદો ઉપડતાં વાર લાગી નહિ. કહેવત છે કે 'ઘર ફુટે ઘર જાય' પૃથીરાજના નાના ભાઇઓ આશકરણજી અને અમરસિંહજીના પક્ષના માણસો પૃથીરાજના માણસો સાથે ભળી ગયા હતા. પૃથીરાજ સુબાના હાથમાં પકડાઇ જાય તો પોતાને રાજગાદીનો લાભ મળે એ ઉમેદથી પોતાના માણસોને તેવા યત્ન કરતા રહેવાની એ બંને ભાઇઓએ પોતાના માણસોને ખાનગી સૂચના આપી હતી. પોતાના માલિકને રીઝવવાની તક હાથમાં આવેલી જોઇ તેઓ કોઇ ન જાણે તેવી રીતે જમાદારના તંબુમાં ગયા અને નમન કરીને કહ્યું, " જમાદાર સાહેબ, આપના લાભની એક વાત જણાવવા અમે આપની પાસે આવ્યા છીએ. પૃથીરાજે આપની સાથે દગો કર્યો છે. પેલા શ્વેત રંગના મોટા તંબુની અંદર એક કુવો છે તેમાંથી તેઓ છૂટથી પાણી વાપર્યા કરે છે, જ્યારે તમારા માણસોને છ માઇલ દૂરથી પાણી લાવવું પડે છે. આપને શંકા ન પડે એટલા માટે થોડીઘણી પાણીની હેલો તેઓ પેલા દૂરના કુવામાંથી મંગાવે છે."

ભરમ ફૂટયો. જમાદારને તો ' ભાવતું હતું અને વૈદે બતાવ્યું' તેવું થયું. સુબા તરફથી પૃથીરાજને પકડી લાવવા માટે રોજ તકાદો થતો હતો, પરંતુ પવિત્ર કુરાનના સોગનથી બંધાયલો હોવાથી તે આવો લાગ શોધ્યા કરતો હતો. અનાયાસે તેવો લાગ મળતાં તે ખુશ થયો અને બાતમીદારોને ધન્યવાદ આપતાં બોલ્યો, " ઠીક છે, હું તપાસ કરાવું છું. જો એ તંબુ નીચે કુવો હશે તો પછી પૃથીરાજ મારો ગુન્હેગાર ઠરશે."

આ પ્રદેશમાં પાણીની તંગી હોવાથી પૃથીરાજના માણસોએ ત્યાં એક કુવો જોઇને તેના ઉપર તંબુ તાણી લીધો હતો, જેથી તે કોઇની નજરે પડે નહિ. જમાદારે તપાસ કરાવી ખાત્રી કરી લીધી અને મનથી માની લીધું કે હવે મારા સોગન છૂટયા.

## ૧૨ શ્રાપ ફળ્યો.

સૂર્યનારાયણ પોતાના કર્તવ્યપાલન માટે ક્ષિતિજમાંથી બહાર નીકળી પોતાના તેજરશ્મિથી સૃષ્ટિના માનવ પ્રાણીને તપાવી રહ્યા હતા. બે ઘોડેસ્વારો પૂરવેગથી પોતાના અશ્વોને દોડાવી વનમાં વિહાર કરતા મૃગના ટોળા પાછળ પડયા હતા. તેઓના પોશાક ઉપરથી તેમાંનો એક હિંદુ અને બીજો મુસલમાન જણાતો હતો. તેઓ મૃગના ટોળાની નજદિક આવી પહોંચે–હરણો તેમના ભોગ થઇ પડે તે પહેલાં હિંદુ સ્વાર પોતે જ દગાનો ભોગ થઇ પડયો. સંખ્યાબંધ મુસલમાન સ્વારોએ તેને ઘેરી લીધો.

તેની સાથે મૃગયા રમવા આવનાર મુસલમાન ઘોડેસ્વાર હાસ્ય કરીને બોલ્યો. "પૃથીરાજ, મેં કુરાનના કસમ લીધા હતા કે પ્રથમ તમે દગો નહિ કરો તો હું કદી તમારી સાથે દગો નહિ કરૂં. પરંતુ આજે મારા તે સોગન ફોક થયા છે. તમે પ્રથમ દગો કર્યો છે."

"દગો ? અને તે પણ મેં કર્યો ? જમાદાર, તમે તદ્દન ખોટું આળ ચડાવો છો."

"તમારો એ બચાવ વ્યર્થ છે. પૃથીરાજ! તમારૂં પાપ પ્રકાશમાં આવ્યું છે. તમારા દગાની મેં પોતે ખાત્રી કરી લીધી છે. કુવા ઉપર તંબુ તાણી લઇને અમને તરસે મારવાનો ઠીક દાવ-પેચ માંડયો હતો! હું હવે સોગનથી મુક્ત બન્યો છું. પૃથીરાજ!"

પૃથીરાજ આશ્ચર્યચકિત બનીને વિચારમાં પડી ગયો હતો. તે

સાવધ બને તે પહેલાં તો મુસલમાન સ્વારોએ તેને ઘેરી લીધો અને તેને પકડીને બંધનમાં નાખ્યો.

પૃથીરાજને તેના સહાયકોની સમક્ષ પકડવામાં પોતે ફાવી શકે એમ ન હોવાથી જમાદારે કપટકળાથી પૃથીરાજને મૃગયા કરવા પોતાની સાથે લઇ જઇ અગાઉથીજ મોકલાવી રાખેલા પોતાના માણુસોની મદદથી એકાંતમાં તેને પકડી લેવાની ગોઠવણ કરી રાખી હતી. પૃથીરાજ જમાદારના દગાનો ભોગ થઇ પડયો. સત્ય સમજાવવાનો યત્ન કરવાથી કંઇ વળે એમ ન હતું.

પૃથીરાજે મુક્ત થવા માટે ખૂબ ફાંફાં માર્યાં, પરંતુ હાથમાં કડીઓ પડવાથી બાહુબળ કે હથિયારનો ઉપયોગ કરી શકાય એમ ન હતું, એટલે પાંજરામાં પુરાયલા સિંહની માફક પછાડા મારી તે નિરાશ બન્યો.

આંખે અંધારા આવતા હોય, અંધારામાં કોઇ દૈવી પ્રકાશ નજરે પડતો હોય તેવી તેને ભ્રાંતિ થઇ. ઘડીમાં વૃક્ષ ઉપર ચડતી રાજબા, ઘડીકમાં લોહીમાં તરફડતું અદાજીનું મસ્તક અને ઘડીમાં ચિતા ઉપર પતિનું મસ્તક લઇને બેઠેલી સતી તેની નજરે પડવા લાગી. ચિતામાંથી ભડ ભડ નીકળતો અગ્નિ પોતાને બાળી રહ્યો હોય, સતીનો શ્રાપ પોતાને સંતાપી રહ્યો હોય એવો તેને આભાસ થવા લાગ્યો. પશ્ચાતાપ રૂપી કીડો તેના અંતરને કોરી નાખવા લાગ્યો. તેના અંતરાત્માને પ્રતીતિ થઇ કે સતીને સંતાપવાનું આ દૈવી શાસન પોતાને મળે છે-સતીનો શ્રાપ ફળ્યો છે!

## ૧૩ ઉપસંહાર.

જમાદાર પૃથીરાજને પકડીને અમદાવાદ લઇ આવ્યો. સુબાના આનંદનો પાર રહ્યો નહિ. જમાદારને તેણે ભારે ઇનામ આપ્યું અને તેની પદવી વધારી.

પૃથીરાજનું શું થયું તેની કોઇને ખબર પડી નહિ. ' તારી સ્ત્રીઓને તો તારૂં સ્નાન પણ નહિં થાય ' એ સતીના વચનો સત્ય નિવડયા. તેનો કયારે, કયાં, અને કેવી રીતે અંત આવ્યો એ કોઇ જાણવા પામ્યું નહિ.

કદાચ એમ બની શકે કે પોતાના આત્મસંતોષ માટે પૃથી-રાજને કારાગ્રહમાં કેદ કરવાની આજ્ઞા અમદાવાદના સુબાએ ફર-માવી હોય.

ઇતિહાસમાં એ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. માત્ર ' ચંદ્ર-સિંહના મૃત્યુ વખતે તે સુબા પાસે કેદખાનામાં હતો ' એવી તથા ' પૃથીરાજને પકડાવીને અમદાવાદ લઈ ગયા ત્યાં તે મરી ગયા ' એવી મતલબ કોઇ કોઇ ગ્રંથમાં મળી આવે છે.

સૌ કોઇ માનવા લાગ્યા કે ' સતીનો શ્રાપ ' બરાબર ફળ્યો છે !



# જશા લીંબડ

કિંવા

# ગાંડો દાતાર ! *

---

જાણ્યું તેં હાણું જશા, કરમી ગ્રહ કેવા
પારકી પથારીયે, લીંબડ જઇ ×લેવા.

## ૧ કર્મી પુરૂષ !

“ અત્યારે આ થાળી કોણ વગાડે છે, ધર્મસૂરી !” અપાસરામાં

---

* [ આ ઐતિહાસિક પ્રસંગ અને તેની સાથેનાં કવિતો વળાના રાજકવિ ગઢવી ઠારણ મધુભાઇ પાસેથી અમને પ્રાપ્ત થયાં છે, જે માટે તેમના આભારી છીએ. ]

× જસ-ચસ.

પગ મુકતાં વેંત પોતાના એક શિષ્યને ગોરજીએ પ્રશ્ન કર્યો અને જીજ્ઞાસાપૂર્વક ઉત્તરની રાહ જોઇ રહ્યા.

"આપ નથી જાણુતા, ગુરૂજી ? પાડોશના પેલા પડુ પડુ થઇ રહેલા ઘરમાં કારડીઓ રજપૂત રહે છે........"

"હા, તેને ત્યાં શું છે?"

"પુત્રજન્મની વધાઈ!" ધર્મસૂરી–ગોરજીના એ શિષ્યે પ્રસન્ન વદને ઉત્તર આપ્યો.

"ત્યારે તો આજથી એ રજપૂતનું ભાગ્ય ફર્યું."

"કેમ?" ધર્મસૂરીની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

"એ પુત્ર દુનિયામાં નામ કાઢશે!"

"આપે એ કેવી રીતે જાણ્યું?"

"જ્યોતિષશાસ્ત્રના આધારે. આ બાળક એવા ઉત્તમ નક્ષત્રમાં જન્મ્યો છે કે એ પોતે તરે અને બીજાને તારે!" ગોરજીએ ગાર-માટીથી લીંપેલી ભોંય ઉપર જ લીટા કાઢીને એ બાળકની કુંડલી બનાવી.

"જો! એના ગ્રહો એટલા બધા બળવાન છે કે એ સમર્થ પુરૂષ નીવડે."

એકાએક કાંઇ વિચાર આવ્યો હોય તેમ ગોરજી ઉઠયા, બેઠા થયા અને ગોખલામાં રાખેલા પોતાના ગ્રંથભંડારમાંથી એક ટીપણું કાઢયું. પોતાની અટકળ સત્ય છે કે નહિં તેની ખાત્રી કરવા માટે તેઓ પોતાનું ટીપણું ધારી ધારીને જોવા લાગ્યા.

"બરાબર છે. આ તિથિ, આ વાર, આ નક્ષત્ર, અને આ શુભ ચોઘડીયું: એ બધાનો એવો સરસ મેળ મળ્યો છે કે આ માણુસ 'કાં દાતા, કાં શૂર' થશે." ગોરજીએ નિર્ણય કરી લીધો.

"ત્યારે તો એની માતા અતિ બડભાગી—જેની કૂખે એવું પુત્રરત્ન પાકે!" શિષ્યે અંતરના ઉદ્‌ગારો કાઢયા.

"સત્ય છે. તેથી જ કહેવાય છે કે:—

'જનની જણ્ તો ભક્ત જણ, કાં દાતા, કાં શૂર'

અત્યારે એવો સુંદર યોગ છે કે આ બાળક જ્યાં જાય ત્યાં નામના મેળવે અને તેની વાહવાહ બોલાય.

ગોરજી વિશેષ ખુલાસો કરતા ગયા તેમ તેમ શિષ્યનું કુતૂહલ વધ્યું. આવા ભીખારી હાલતમાં રહેનાર એક સામાન્ય સ્થિતિના કારડીયા રજપૂતનો પુત્ર આવી નામના કહાડે, એ વાત કેમ માની શકાય? ગુરૂનાં વચનોમાં તેને અતિશયોક્તિ જણાવા લાગી.

ગોરજી માત્ર સીતાપુર ગામમાં મહા વિદ્વાન વ્યક્તિ ગણાતા હતા એટલું જ નહિં, પરંતુ અન્ય સ્થળે પણ તેમની કીર્તિ વિદ્વાન તરિકે સારી જામી હતી. પોતાના ધર્મગ્રંથોના વિશાળ વાંચન સાથે જ્યોતિષશાસ્ત્રનો પણ તેમણે અચ્છો અભ્યાસ કર્યો હતો. તેના સેવકો ગોરજીના આ જ્ઞાનનો સદુપયોગ કરવાનું કદિ ચૂકે? ગોરજીએ ભાખેલી ભવિષ્યવાણી ઘણું ખરૂં સાચી જ નીવડતી. એનું ભવિષ્યકથન કદિ ખોટું ન પડે એવી માન્યતા લોકોમાં જામતી, અને 'આ ગોરજીએ તો સિદ્ધિ પ્રાપ્ત કરી છે' એમ કહેવાનું લોકોને કારણ મળતું.

ગોરજીએ પોતાના શિષ્યની શંકાશીલ મનોવૃત્તિ જોઈ. એમને પોતાના જ્ઞાનમાં શ્રદ્ધા હતી. પોતાની ગણત્રિમાં એને અશ્રદ્ધા ઉત્પન્ન થતી જોઇ ગોરજી ખિન્ન થયા, અને પોતાના શબ્દોનું સમર્થન કરતા દૃઢ સ્વરે બોલ્યા, "ધર્મસૂરી! તું હમણાં એ વાત કદાચ નહિ માને, પરંતુ થોડાં વર્ષ સુધી જો આપણે જગતમાં જીવતા હઇશું તો તને બતાવીશ કે 'જો! જ્યોતિષશાસ્ત્ર સત્ય છે કે નહિ?' મારો અંતરાત્મા તો આ બધા અનુકૂળ અને ઉત્તમ પ્રકારના ગ્રહો જોતાં સાક્ષી પૂરે છે કે આ બાળક રાજપૂત જાતિમાં પંકાશે, રાજા મહારાજાઓનો માનીતો થશે, પાંચ પુરૂષોમાં એ પૂજાશે, સત્તાધા-

રીઓ એને પૂછતા આવશે, એનું વચન સૌ કોઇ માન્ય રાખશે, જે રાજાની એ સેવા કરશે તેનો સદાય વિજય થશે, એ ભોજ સમો કાવ્યપરીક્ષક અને વિક્રમ સમો પરદુઃખભંજન થશે, એ કર્ણ સમો દાતાર અને અર્જુન સમો શૂરવીર થશે અને શૂરવીર કરતાંયે એ દાનવીર તરીકે વધુ નામના મેળવશે!"

શિષ્ય ગોરજી તરફ કુતૂહલભરી દૃષ્ટિથી જોઇ રહ્યો.

૨ જશાજી.

કહેવાય છે કે ઘરમાં કોઇનાં પનોતાં પગલાં થાય એટલે ઘરના રંગઢંગ બધા બદલાઈ જાય છે. સારાં પગલાંની—સદ્‌ભાગી સ્ત્રી ઘરમાં પગ મુકે એટલે ઘરની રિદ્ધિસિદ્ધિ વધવા માંડે છે, સારાં પગલાંનું બાળક અવતરે કે તરત તે પોતાનાં માતાપિતા માટે સુખસંપત્તિ સાથે લેતું આવે છે. સીતાપુરના કારડીયા રજપુતને ત્યાં પણ તેમ જ થયું.

નિર્ધનતાની હાય નાંખતા એ રજપૂતનો દિનમાન ફર્યો. એની જમીનમાં કસ આવ્યો હોય તેમ ફળદ્રુપ પાક લેવા તે ભાગ્યશાળી થયો, એના પ્રતાપે વાણિયાઓના કરજમાંથી તે મુક્ત બન્યો, ઘરનાં ઠામઠીકરાં વેચીને અને ગામનું દળણું દળીને પેટ ભરનારી એ રજપૂતાણીને પોતાના ઘરને પુનઃ યોગ્ય રાચરચીલાથી શણગારવાનો શુભ અવસર સાંપડયો.

એ બાળકની ફોઇએ એનું નામ પાડયું હતું જશાજી. પરંતુ ગરીબનો બાળક! એને માનભર્યા નામથી કોણ બોલાવે? નિર્ધન મનુષ્યને બીજું તો કંઈ નહિ, પરંતુ સન્માનપૂર્વક બોલાવવા જેટલી ઉદારતા પણ જગત કયાં બતાવે છે? આખા સીતાપુરમાં એને સૌ જશો અને કોઇ કોઇ જશલો કહીને બોલાવતા, અને ગરીબાઇમાં સબડતાં એનાં માબાપને એ સામે વાંધો લેવાનો અધિકાર નહોતો!

પરંતુ જશાજીમાં દૈવે અજબ દૈવત મુકયું હતું. દિવસે દિવસે તે મોટો થતો ગયો તેમ તેમ તેની કાન્તિ શુકલ પક્ષના ચંદ્ર પેઠે વધતી ગઇ, અને આખા સીતાપુરની નજર એના ઉપર ઠરી.

શેરીઓમાં રમતાં બાળકો એને જોતાં એની પાસે દોડી આવતાં, એનું કહેલું કરતાં, એની આજ્ઞા પ્રમાણે વર્તતાં અને એ પોતાનો સરદાર હોય તેમ રમતગમતમાં કે કજીયામાં એના નિર્ણયને આખરી ચૂકાદા તરિકે માન્ય રાખતાં.

આમ એક તરફ જશાજીનું વ્યક્તિત્વ ખીલતું ગયું અને બીજી તરફ એના માબાપની દશા બદલાતી ગઈ. ગામમાં વાત ચાલી કે 'આ છોકરો પનોતાં પગલાંનો લાગે છે!'

× × × ×

બાલ્યાવસ્થા લાગીને હવે જશાજીએ યુવાવસ્થાના ઉંબરમાં પગ મુકવાની તૈયારી કરી હતી; મોઇદાંડીયા, ગેડીદડા, અટાપટાની રમતમાં એકકો ગણાતો આ રજપૂત હવે ખાંડાના ખેલ ખેલવા અધીરો બન્યો હતો. તરવાર સમણવાની કળામાં નિપુણતા મેળવવાનો એને તનમનાટ થયો.

અને એ કળાનો તો એને વારસો મળ્યો હતો, એના કુટુંબનો એ વ્હાલો વિષય હતો, એના બાપદાદાઓએ બહારવટીયા સામે બાથ ભીડવામાં, ધીંગાણાંને અટકાવવામાં, ગરીબની વ્હારે ધાવામાં અનેક વાર પોતાની તીખી તલ્વારોનું પાણી બતાવી આપ્યું હતું. જશાજીના બાપે-એ કારડીયા રજપૂતે પોતાના પુત્રનું પાણી પારખી લીધું અને શસ્ત્રકળામાં કુશળતા મેળવવા માટે પોતાનાં તમામ સાધનો એણે પુત્રને ચરણે ધર્યાં.

ચંદ્રાસર તળાવને આરે સાંજે રજપૂત નવજુવાનો એકઠા થતા. એ વખતે તેમની પ્રવીણતાનું પારખું થતું. ઘટાદાર વડના એકાદ

ટેટાને નિશાન ઠરાવીને તેને તીરથી વીંધી નાંખવાની શર્ત થતી અને જશાજી એ શર્ત જીતી જતો. પોતાનું તીરકામઠું લઇ બરાબર નિશાન તાકીને તે તીર એવી રીતે છોડતો કે આબાદ એ નિશાન વીંધાઇ જાય. એ નિશાન તાકે ત્યારે જાણે અર્જુન ધનુષ્યબાણ ધરીને ઉભો હોય તેવી લોકોને ભ્રાંતિ થતી.

ઘોડેસ્વારીમાં પણ તે એકકો હતો. જુવાનિયાઓ જ્યારે પોતાનાં ઘોડાંને દોડાવતા ત્યારે ગમે તેટલી દોડધામ કરે તો પણ તેઓ જશાજીની પાછળજ રહી જતા.

તરવાર સમણવામાં તો આખા સીતાપુરમાં એના જેવો બીજો કોઇ નહોતો. એણે ધાર્યું હોય તો ગમે તેના તે એક ઘાએ બે ટુકડા કરી નાંખે!

આમ એનો પ્રભાવ ગામના સૌ કોઇ નગરજન ઉપર પડતો ગયો અને એ પ્રભાવે એને જશા કે જશલામાંથી જશાજી બનાવી દીધો. હવે એને તોછડા નામે બોલાવવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી!

## ૩ દશેરાના દરબારમાં.

આજે વિજયાદશમીનો મંગળ દિવસ–દશેરાનું પવિત્ર પર્વ–શૂરવીરોના શૌર્યપ્રદર્શનનો આજે વિજયોત્સવ.

હળવદના દરબારમાં આજે ધામધુમ થઇ રહી છે. આજે દશેરાનો દરબાર ભરાવાનો છે. રાજકચેરીમાં આજે શૂરા સરદારોના કાર્યની કદર થનારી છે.

હળવદ એટલે ધ્રાંગધ્રા રાજ્યનું પાટનગર. હાલમાં રાજ્યધાની ધ્રાંગધ્રામાં છે, પરંતુ આ વાર્તાના સમયે સોળમા સૈકામાં હળવદ રાજ્યધાનીનું શહેર હતું અને રાજગાદી પણ ત્યાંજ હતી. એ ગાદીને આ વખતે બાબરા ભૂતને વશ કરનાર વીર હરપાળદેવ અને શક્તિના

વંશજ અને દિલ્લીના દરબારમાં પોતાનો હાથ બતાવનાર ઝાલાકુળ-દીપક રાજ રાયસિંહજીના પુત્ર રાજ ચંદ્રસિંહજી શોભાવતા હતા. ઇ. સ. ૧૫૮૪ માં રાજ રાયસિંહજી કેદા ગરાસીયા સાથે લડતા ધાંટીલા પાસે મરાયા. તેમના મોટા કુંવર સતરસાલજી તો માળિ-આની લડાઇમાં મરાયા હતા, તેથી બીજા કુંવર ચંદ્રસિંહજી ગાદીએ બેઠા.

હળવદમાં દશેરાનો ઉત્સવ ખૂબ ઠાઠમાઠથી ઉજવાતો, અને તે દિવસે એક જાહેર દરબાર પણ ભરાતો. રાજ્યના ભાયાતો, શૂરા સામંતો, અમલદારો, પ્રતિષ્ઠિત નગરજનો વિગેરેને આ દરબારમાં આવવાનાં આમંત્રણ થતાં, અને સામાન્ય સ્થિતિનાં માણસોને પણ એ દરબાર જોવાની છૂટ રહેતી.

દરબાર ભરાયો. બંદીજને "ઘણી ખમ્મા રાજ ચંદ્રસિંહજીને"ની નેકી પોકારી અને સર્વના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ. રાજસાહેબ આવ્યા, અને લોકોએ અંતરના ઉમળકાથી તેમને વધાવ્યા. આખા દરબારમાં ઉત્સાહ અને આનંદ પ્રસર્યો.

રાજગોરે શુભાશિર્વચનો ઉચ્ચાર્યાં, ચારણોએ ગુણગાન કર્યાં, એક પછી એક ગઢવી રાજા સામે આવીને પોતાનાં રચેલાં કવિતો શૌર્યભરી વાણીમાં લલકારવા લાગ્યા. દરબારમાં કાવ્યરસની રમ-ઝટ જામી.

સરસ્વતી દેવીની પ્રસન્નતાને વરેલા આ ચારણદેવોના આશી-ર્વાદથી રાજા પ્રસન્ન થયો. એ ચારણોને તેણે છૂટે હાથે દાન આ-પીને સંતોષ્યા અને આખા દરબારમાં તેની ઉદારતા માટે 'વાહ ! વાહ!' નો હર્ષધ્વનિ સંભળાવા લાગ્યો.

કવિઓએ પોતાની કાવ્યકૃતિઓનો ભંડાર ઠલવ્યો, સંગીત-શાસ્ત્રીઓએ પોતાની અનુપમ કારિગરીની વસ્તુઓ પોતાના રાજ્યના ચરણે ધરી, કદરદાન આ ઝાલાકુળદીપકે એ સર્વની યોગ્ય કદર કરી

અને તેઓને રાજ્યાશ્રયની જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે તે ખુશીથી આપવાની પોતાની તત્પરતા જાહેર કરી.

હવે વારો આવ્યો રાજસેવકો અને શૂરા સામંતોના કાર્યની કદર કરવાનો. તે સર્વના કાર્યો પ્રજાના લક્ષ ઉપર લાવીને તેમને યોગ્ય ઇનામ અને પોષાક બક્ષીશ કરવામાં આવ્યાં.

પ્રજાજનોને પણ શુભ પ્રસંગે રાજા ચંદ્રસિંહજી ન ભૂલ્યા. તેમના હિતનાં અનેક કાર્યો કરવાની પોતાના અંતરની ઇચ્છા તેમણે ભર દરબારમાં વ્યક્ત કરી.

આખા દરબારમાં 'ધન્ય રાજા ચંદ્રસિંહજીને!' 'ધન્ય ગૌબ્રાહ્મણ પ્રતિપાળને!' એવા ઉદ્દગારો નીકળવા લાગ્યા અને નેકીબાને 'ઘણી ખમ્મા' ની નેકી પોકારતાં સભા બરખાસ્ત થઇ.

સભા વિખેરાઈ, અને લોકો ચાલ્યા જાય તે પહેલાં તો ચંદ્રસિંહજીએ પોતાના એક અનુચરને ઇશારો કર્યો. વીજળીની ત્વરાથી એ માણસ ધસ્યો, સભામંડપને છેક છેડે ગયો અને ત્યાં, જવા માટે ઉભા થઇ ગયેલા એક યુવાનના કાનમાં કંઇ સૂચના આપી.

યુવાન સમજ્યો. સિંહાસન ઉપર ઉભા થઇ ગયેલા રાજસાહેબ તરફ તેણે જોયું. રાજસાહેબની નજર એના ઉપર ઠરી હતી!

માણસો વીખરાયા અને રાજસાહેબે એને બોલાવ્યો. જ્યારથી એ યુવાન પર એમની નજર પડી ત્યારથી એ કોણ હશે તે જાણવાની એમને જીજ્ઞાસા થઇ હતી. વારંવાર એ યુવાનના પ્રતાપી મુખ તરફ એ જોતા અને તેના તરફ વધારે ને વધારે આકર્ષાતા. કોણ જાણે શા કારણથી એની સાથે વાત કરવાનું એમને મન થયું.

એ યુવાન આવ્યો—ગૌરવભર્યા પગલાંથી, એણે રાજસાહેબને નમન કર્યું—માન અને વિનયથી, એ અદબ વાળીને ઉભો રહ્યો—શાંતિ અને નીડરતાથી.

"ક્યાં રહેવું યુવાન?"

"આપનાજ રાજ્યમાં-સીતાપુરમાં." જરા પણ મુંઝાયા વિના યુવાને ઉત્તર આપ્યો.

"કેવા છો?"

"કારડીયા રજપૂત."

"તમારૂં નામ?"

"જશાજી લીંબડ"

"એમ? બરાબર છે. મેં પણ તમારા શૌર્યની પ્રશંસા સાંભળી હતી. મારી પાસે રહેશો?"

"આપની ઇચ્છા હોય તો ખુશીથી."

"શું કરશો?"

"રાજ્યની સેવા."

"કેવી રીતે?"

"પ્રજાના જાનમાલનું રક્ષણ કરીને, રાજસાહેબના શરીરનું સંરક્ષણ કરીને, રાજ્યની અને રાજાની કીર્તિ વધે તેવાં કાર્યો કરીને."

"જશાજી! બોલવામાં તો તમને કોઈ પહોંચે તેમ નથી. પરંતુ કામ કરવામાં તમે કેવા છો......"

"એતો વખત આવ્યે જણાય, રાજ સાહેબ! પ્રસંગે પડયે આ માથું આપના માટે આપવું પડે તો પણ તે આપવામાં આ રજપૂત પાછી પાની નહિં કરે!"

"એતો તમારો પ્રતાપી ચ્હેરો જ કહી આપે છે. જશાજી! આજે સાંજે ગામને પાદર-ગૌલોકેશ્વર મહાદેવ પાસે વીર નરોની શૌર્યપરીક્ષા થવાની છે. એ વખતે ત્યાં આવજો. એ વખતે તમારી યોગ્ય કદર થશે."

રાજસાહેબને નમન કરીને એ યુવાન-જશાજી લીંબડ દરબારમાંથી ચાલ્યો ગયો.

## ૪ શૌર્યપરીક્ષા.

ઝાલા કુળના વીર વાઘોજી સુલ્તાન સામે લડવા જતાં તેમના વાવટાવાળાની મફલતીથી તમામ રાણીઓ કુવામાં પડીને મરણ પામી. એ 'કુવાનો કેર' જોઇને વાઘોજીએ પણ કેસરીયાં કર્યાં અને લડાઇમાં મરાયા, અને મુસલમાનોએ કંકાવટીમાં થાણું રાખ્યું. વાઘોજીના પુત્ર રાજોધરજી એક વખત શિકાર કરવા ગયા ત્યાં એક સસલો તેના ઘોડાની સામે થયો, તે ઉપરથી રાજોજીએ જાણ્યું કે આ જગ્યા દેવતાઇ છે, તેથી એ સ્થળે ઇ. સ. ૧૪૮૮ સંવત ૧૫૪૪ ના મહા વદી ૧૩ ને દિવસે ગામ વસાવીને તેનું નામ હળવદ રાખ્યું અને ત્યાં પોતાની રાજ્યધાની કરી. ત્યારથી તે છેક ઇ. સ. ૧૭૮૧ માં રાજ જસવંતસિંહજીએ ગાદી ધ્રાંગધ્રામાં સ્થાપી ત્યાં સુધી રાજ્યધાની હળવદમાં જ હતી. સીતાપુર એ રાજ્યના એક મહાલનું મુખ્ય સ્થળ છે અને તે વઢવાણ અને ધ્રાંગધ્રાની વચ્ચે બંને સ્થળથી લગભગ ૧૦ માઇલને અંતરે આવેલું છે.

હળવદના પાદરમાં ગૌલોકેશ્વર નામનું એક સુંદર શિવાલય છે. એ શિવાલયની પાછળના ભાગમાં વિશાળ ખુલ્લી જમીનમાં આજે રજપૂત વીરનરો પોતાના શૌર્યનું પ્રદર્શન કરવાના હતા. લોકના થોક એ જોવા ઉલટી પડયા હતા. મેદાનમાં જબરો લોકસમૂહ એકઠો થયો હતો.

થનગનાટ કરતા અશ્વો ઉપર આરૂઢ થઇને અનેક અલબેલા યુવાનો ત્યાં આવી પહોંચ્યા. શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલા શૂરવીરો પણ આવી લાગ્યા. પોતાના અતુલ બળનું પારખું કરાવવા અધીરા બનેલા બળવાન યોદ્ધાઓ પણ તત્પર બની ગયા.

રાજસાહેબ પધાર્યા અને લોકોની અધીરાઇનો અંત આવ્યો. લોકોના હર્ષનાદ વચ્ચે ઘોડેસ્વારો પોતાના અશ્વોની ગરદન પસવારતા,

અશ્વને પાનો ચડાવતા હારબંધ ગોઠવાઇ ગયા.

રણશિંગુ ફુંકાયું અને સ્વારોએ અશ્વને એડી મારી. પાણીદાર કાઠિયાવાડી ઘોડાં ઉપડયાં અને પૂરપાટ દોડવા લાગ્યાં. પાણીના રેલાની માફક સરી જતા એ અશ્વો પાછળ લોકો આતુર નજરે જોઈ રહ્યા.

ગામથી બે ગાઉ દૂર આવેલી એક ઉંચી ધાર ઉપર બનાવટી પૂતળાં રાખવામાં આવ્યાં હતાં. એ પૂતળાંને ભાલાની અણીથી ઉપાડી લઇને-પોતાના અશ્વ ઉપર નાંખીને મારતે ઘોડે પાછું મૂળ સ્થળે આવવાનું હતું. અશ્વવિદ્યા અને નિશાનબાજી એ બંને કળામાં કેવી કુશળતા છે તેનું અત્યારે પારખું થવાનું હતું.

હમણાં આવે-હમણાં આવે એવી જીજ્ઞાસાથી લોકો નજર લંબાવી રહ્યા હતા; એવામાં ઘોડાને પૂરપાટ દોડાવતો એક યુવાન સૌથી આગળ આવ્યો અને પોતાના ભાલાની અણી ઉપર પરોવાઈ રહેલું એ પૂતળું જમીન ઉપર પછાડીને પરસેવાથી રેબઝેબ થઈ ગયેલા પોતાના અશ્વની પીઠ થાબડીને રાજસાહેબને નમન કર્યું.

'ધન્ય છે! ધન્ય છે!' ના ઉદ્ગારોથી વાતાવરણ ગાજી ઉઠયું.

રાજસાહેબે જોયું કે આ તો આજના દરબારમાં પોતાનું લક્ષ ખેંચી રહેલો પેલો યુવાન જશા લીંબડ !

"શાબાશ! જશાજી! અશ્વવિદ્યામાં તો તમે પારંગત લાગો છો!" રાજસાહેબે સ્વમુખે પ્રશંસા કરી.

લોકો એક બીજાના કાનમાં કહેવા લાગ્યા, 'આ તો સીતાપુરનો કારડીયો રજપૂત! એ પણ જબરો પાકયો!'

હવે આવ્યો પટ્ટાબાજી ખેલવાનો વારો. માત્ર લાકડીથી કે પટ્ટાથી નહિં-પરંતુ સાચી પાણીદાર તરવારથી.

સંખ્યાબંધ સમશેરો સૂર્યપ્રકાશમાં ચમકવા લાગી અને શૂરવીરો

પોતાના એ વ્હાલા શસ્ત્રને ફેરવવા પોતે પ્રાપ્ત કરેલી પ્રવીણતાનું પારખું કરાવવા લાગ્યા. ઝેરી નાગણ જીભના લબકારા મારી રહી હોય તેવી જણાતી એ અનેક તરવારો હવામાં વીંઝાવા લાગી અને હમણાં કાપ્યા કે કાપી નાંખશે એવી ભીતિ ઉત્પન્ન કરાવતા—એ પાણીદાર તરવારોના ઘાને ઉડાવતા—પોતાનું રક્ષણ કરી લેતા સામાને પોતાના સપાટામાં લેવાનો યત્ન કરતા એ રજપૂતો જાણે સાચો જ રણરંગ ખેલી રહ્યા હોય તેવો દેખાવ થઈ રહ્યો.

ધીરે ધીરે એમાંથી એક પછી એક શૂરવીર ખસતો ગયો. છેવટ સુધી ટકનાર જોડામાં જશો લીંબડ હતો. એણે એના પ્રતિસ્પર્ધિને થકવી નાંખ્યો. એ પરીક્ષામાં પણ આ રજપૂત પાર ઉતર્યો.

છેલ્લી રમત અંગબળની હતી. સૌ એમ જ માનતા હતા કે મલ્લને પણ ભૂલાવે તેવા પહેલવાનો સામે આ યુવાન નહિં ટકે! આ યુવાનનો વિજય જોઇને મમતે ચઢેલા પહેલવાનો પોતાનું સર્વ બળ એકઠું કરીને તેની સામે અંગબળના પ્રયોગો કરવા લાગ્યા; પરંતુ આ યુવાન તો એમને પણ ટપી જાય એવો નીકળ્યો! એના અદ્ભુત અંગબળથી આબાલવૃદ્ધ સૌ કોઇ આશ્ચર્યચકિત થઇ ગયા.

રાજસાહેબના હર્ષનો પાર નહોતો. જે યુવાન પોતાની નજરમાં સમાયો હતો તે આમ દરેક રીતે પ્રવીણ નીકળ્યો એ જોઇને તેમને પરમ સંતોષ પ્રાપ્ત થયો.

'વાહ! જશા લીંબડ વાહ! તેં તો આજે રંગ રાખ્યો' એવા ધન્યવાદ વર્ષાવતા માણસો ત્યાંથી વીખરાયા. આખા ગામમાં આજે જશા લીંબડની વીરતાનીજ વાતો થવા લાગી.

## ૫ વજીરપદે!

"મેં તો નિશ્ચય કર્યો છે કે એને સરદાર બનાવવો."

જશા લીંબડનાં પરાક્રમથી પ્રસન્ન થયેલા રાજસાહેબે બીજે દિવસે દરબારમાં બેઠેલા સરદારો અને સામંતો આગળ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

" આપ ધણી છો. આપની મરજીમાં આવે તો આખું રાજ્ય પણ આપી શકો છો, પણ......"

" પણ શું ?"

" એનું કુળ જુઓ, એની ખાનદાની જુઓ, ગમે તેમ તો પણ એ કારડીઓ રજપુત !" એક સરદારે વાતમાં પથરો મુકવાનો યત્ન કર્યો.

" તેથી શું થયું ? ખાનદાનીને અને પરાક્રમને એ સાથે શું લાગેવળગે ? હું એને સરદાર બનાવું છું તે એની ખાનદાનીને ખાતર નહિં, પરંતુ એનાં અદ્દભુત પરાક્રમને લીધે."

" પરંતુ આપ જરા વિચાર તો કરો. નથી એ ઉંચા કુળનો, નથી ખાનદાન કુટુંબનો. અરે એ ગ્રાસિયો પણ નથી–સામાન્ય કારડીઓ રજપૂત છે. એને સરદારી આપવાથી આપણું શું દળદર ફીટવાનું છે ?" પેલા સરદારે પોતાનો કક્કો ખરો કરવા માંડયો.

" તમારી એ માન્યતા ભૂલભરેલી છે. જશો વજીર પણ સામાન્ય કુળનો હતો, છતાં તેણે રાવળ જામ અને તેની ચાર પેઢી વજીરાત કરી હતી. સંધજી કાવેઠીયો એક સાધારણ રજપુત હતો; પરંતુ મહાન પરાક્રમો કરી આખા આર્યાવર્તમાં તેણે નામ કાઢયું; તો પછી આ જશા લીંબડની આટલી શૌર્યપરીક્ષા કર્યા પછી પણ ખોટી શંકા લાવવી એ મને તો કોઇ રીતે વ્યાજબી લાગતું નથી."

"બરાબર છે ! બરાબર છે ! મહારાજાધિરાજ ! આપનાં વચનો યથાર્થ છે. આપે બરાબર પારખું કરી લીધું છે. એનું ભવ્ય લલાટ એના ઉજ્જ્વલ ભાવિની સાક્ષી પૂરે છે. આપણા જ રાજ્યમાં ઉત્પન્ન

થયેલા આવા નરરત્નની આપના હાથે કદર ન થાય તો પછી બીજે ક્યાં થાય?" બાકીના બીજા બધા સરદારો સંમત થયા અને જશા લીંબડ માટે પોતાનો ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યો.

એજ દિવસે જશાજીને સરદારની પદવી પ્રાપ્ત થઇ.

માણસનો ભાગ્યોદય થવાનો હોય ત્યારે ચોમેરથી તેને અનુકૂલ પ્રસંગો સાંપડે છે. જશાજી સરદાર બન્યા અને દૈવયોગે તેની શૌર્યપરીક્ષાના અનેક પ્રસંગો ઉપસ્થિત થયા. રાજસાહેબની વિશાળ સત્તાથી મનમાં બળી રહેલા કેટલાક તોફાની લોકોએ રાજસાહેબની પ્રજાને રંજાડવા માંડી તેઓને જશાજીએ એકજ સપાટે દાબી દીધા. આસપાસના નાના નાના રાજાઓએ રાજસાહેબની સીમ દબાવવાનો પ્રયત્ન કર્યો તેના ઉપર ચડાઇ કરીને જશાજીએ ઉલટી તેમની જમીન દબાવી દીધી. રાજસાહેબની સત્તાથી બળી મરતી મોગલ સત્તાના પ્રતિનિધિએ જ્યારે રાજ્ય ઉપર આક્રમણ કર્યું ત્યારે પોતાના સૈન્યને સુવ્યવસ્થિત રાખીને, પોતે સૈન્યને મોખરે રહીને પ્રાણની પણ પરવા કર્યા વિના એ વિશાળ સૈન્ય સામે તે લડયો અને તેને લુતે મોંઢે પાછા ચાલ્યા જવાની ફરજ પાડી. ઉપરાઉપરી મળતા વિજયે તેના ભાગ્યનો ઉદય સાધી લીધો.

જશાજી માત્ર શૂરવીર જ નહિં પરંતુ રાજ્યનીતિમાં નિપુણ હતો. રાજાપ્રજાનું હિત સચવાય એવો માર્ગ કાઢવામાં–રાજકાજને લગતા મહત્વના પ્રશ્નો ઉપસ્થિત થાય ત્યારે તેનો તોડ કાઢવામાં જશોજી એવો કુશળ નીવડયો કે રાજસાહેબ તેના ઉપર અતિશય પ્રસન્ન થયા અને રાજ્યની અગત્યની પદવીને તે પૂરેપૂરી રીતે લાયક છે એવી ખાત્રી થતાં તેને પોતાનો વજીર બનાવ્યો.

ગરીબ રજપૂતને ત્યાં જન્મેલા જશાજીએ સામાન્ય સરદાર મટીને પોતાના ભાગ્યબળે વજીરપદ પ્રાપ્ત કર્યું!

## ૬. ગાંડો દાતાર !

"બાપુ ! આ ગરીબ બ્રાહ્મણની દયા ખાનારૂં આ દુનિયામાં કોઇ નહિ નીકળે ?" લાકડીને ટેકે ચાલતો, કેડથી વાંકો વળી ગયેલો એક વૃદ્ધ બ્રાહ્મણ જશા લીંબડની ડેલીએ આવ્યો અને ટેલ નાંખી.

"જા, જા, એ ડોસા ! તારા જેવા તો કેટલા ધુતારા ટીલાંટપકાં તાણીને ભમ્યાં કરે છે. અહિં કંઇ સદાવ્રત નથી બાંધ્યું કે તારા જેવાને ધરાવ્યાં કરીએ."

"ભાઇ ! મારે સદાવ્રત નથી જોઇતું. મારે તો કન્યાદાન માટે નાણાં......"

"તે અહીં શું નાણાંનાં ઝાડ ઉગે છે કે ખંખેરી દઇયે ? જા, જા, ચાલ્યો જા, નહિં તો..."

ડેલી ઉપર બેઠેલા પેહેરેગીરે પોતાની કડીયાળી ડાંગ ઉપાડી, એ વૃદ્ધ કંપી ઉઠયો. તેના મુખમાંથી નિ:શ્વાસ નીકળી પડયો. "અરે ! ભલા ભગવાન ! પૃથ્વીમાંથી દાન ધર્મનો લોપ થઈ ગયો, બધા દાનવીરો નષ્ટ થઇ ગયા, ગુજરાતના વજીરની ડેલીયે ધા નાંખી તો ત્યાંથી પણ જાકારો મળ્યો. હવે તો અફીણ ઘોળીને મરવા વિના બીજો એકે ઉપાય નથી."

"તે કાલે મરતો હોય તો આજે મર ! એમાં અમને શું છે ?" પેલો પેહેરેગીર તાડુકયો.

"શું છે, ભીમા ? આ રકઝક શાની ?" ડોઢી ઉપરથી પ્રશ્ન પૂછાયો. એ સત્તાવાચક સ્વર સાંભળી ભીમો ચમકયો: 'શું જશાજી બધું સાંભળી ગયા ?'

પોતાના પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં તો પ્રશ્ન કરનાર ડેલી આગળ આવ્યો. બ્રાહ્મણે એને જોયો, એની ડાંગ હાથમાંથી સરી પડી, એ તેના પગે પડયો—નહિં તેના પગ આગળ ઢગલો થઇને જ પડયો.

કામપ્રસંગે ડોઢીમાં આવેલા જશાજીએ બ્રાહ્મણુની યાચના સાંભળી હતી, પહેરેગીરનો ઉદ્ધત જવાબ પણ સાંભળ્યો હતો. મૂંગે મોઢે તે સઘળો તાલ જોઇ રહ્યો હતો. ભૂદેવનું હડહડતું અપમાન તેનાથી સહન ન થઇ શક્યું. તે તરત જ ડેલીએ આવ્યો.

બ્રાહ્મણુનો માત્ર હાડચામનો માળો હોય તેવો જર્જરિત થઇ ગયેલો દેહ જોઇને જશાજીને તેની દયા આવી. પોતાને હાથે એને ઉઠાડીને તેણે તેને પ્રણામ કર્યા અને કહ્યું: " ભૂદેવ ! ક્ષમા કરજો આપની તરફ અવિવેક થયો છે તે માટે. કહો આપની શી આજ્ઞા છે ?"

"આજ્ઞા નહિ, પણ યાચના. ગરીબ બ્રાહ્મણ છું, આપની રંક રૈયત છું, મૃત્યુના મુખમાં જવાની તૈયારીમાં છું, મરતાં પહેલાં એક તૃષ્ણા છે, તે તૃપ્ત થાય તો મારો જીવ સદ્ગતિને પામે."

"એવી તે એ શી તૃષ્ણા છે ? મારાથી આપની કંઇ સેવા થઇ શકે એમ હોય તો કહો, હું તે જરૂર કરીશ."

"અન્નદાતા ! આપનાથી બને એવું છે એટલે તો આપને બારણે ટેલ નાંખતો આવ્યો છું. મારે એકની એક દીકરી છે, લગ્ન કરવા જેવડી થઇ છે, કન્યાકાળ ચાલ્યો જાય છે, પાસે પૈસાનું સાધન નથી, દુનિયામાં કોઇ દયા લાવે એવું નથી, કન્યાદાનનું પુણ્ય હાંસલ કરવાનો એકે માર્ગ જડતો નથી." બ્રાહ્મણુની આંખમાં ઝળઝળીયાં આવ્યાં, તેનો સાદ ગળગળો થઇ ગયો, તેનું અંતર ભરાઇ આવ્યું, એક શબ્દ પણ તે વધારે બોલી શક્યો નહિ.

"મહારાજ ! આપ ચિંતા ન કરો. વાત તો એ જ છેને ? કન્યાદાન આપવા જેવા સત્કાર્યમાં હું આપના જેવા પવિત્ર ભૂદેવને સહાય કરી શકું એવાં મારાં સદ્ભાગ્ય ક્યાંથી ? પધારો ! આ ડેલીમાં બેસો, હું હમણાંજ ગોઠવણ કરૂં છું."

· બ્રાહ્મણનું કાળજું ઠર્યું. તેના અંતરમાંથી આશીર્વાદના ઉદ્ગારો નીકળવા લાગ્યા.

જશાજી પોતાની હવેલીમાં ગયો, પોતાને હાથે પટારો ઉઘાડ્યો અને તેમાંથી સોનામહોરોથી ભરેલી એક ભારે–વજનદાર કોથળી ઉપાડી.

"શું કરો છો ?" રજપૂતાણીએ પ્રશ્ન કર્યો.

"પરભવનું ભાથું બાંધું છું."

રજપૂતાણી સમજી ગઇ. 'હમણાં જ આવેલા એ પગારની આખી રકમ કોઇ ભાગ્યશાળીના હાથમાં ચાલી જશે !' તેણે જશાજીને વાળવાનો યત્ન કર્યો.

"હજી આજેજ પગાર આવ્યો છે, અને આખીયે કોથળી આમ આપી દેશો તો પછી..."

"પછી શું ખાઈશું એની ચિંતા થાય છે ? ઇશ્વરે દાંત આપ્યા તેને કદિ ચાવણું આપ્યા વગર રહે છે ?"

"હા, પણ જરા વિચાર કરીને વાપરીએ તો ઠીક. નોકરી આજે છે ને કાલે નથી."

"પરંતુ આ બાવડાંમાં જ્યાં સુધી બળ છે ત્યાં સુધી એવી ચિંતા શા માટે જોઈએ ?" જશાજીને નોકરીની પરવા નહોતી. ઇશ્વરે એને શૌર્ય આપ્યું હતું–શક્તિની સાથે બુદ્ધિ આપી હતી. પછી બીજું શું જોઇએ ? એ બે વસ્તુ હોય તો માણસ ગમે ત્યાં પોતાનો માર્ગ કરી લે !

"પણ માણસના બધાય દહાડા સરખા નથી જતા !" રજપૂતાણીએ છેલ્લી સોગઠી મારી જોઇ.

"તો જેવા પડશે તેવા દેવાશે. ભવિષ્યની ચિંતા કરવા બેસીએ તો જીવનમાં એકે સત્કાર્ય ન થાય."

જશાજીએ પોતાનો દૃઢ નિશ્ચય જણાવી દીધો, અને ત્યાંથી ચાલ્યો ગયો.

રજપૂતાણી પોતાના સ્વામીની આ ઉદારવૃત્તિ માટે મનમાં જ ધન્યવાદ આપતી તેની પાછળ પ્રસન્ન ચિત્તે જોઇ રહી.

જશાજી ડેલીએ આવ્યો, એ કોથળી બ્રાહ્મણના ચરણે ધરીને તેને નમન કર્યું.

બ્રાહ્મણ તો હર્ષઘેલો બનીને ઘડીમાં એ કોથળી તરફ અને ઘડીમાં જશાજીના મુખ તરફ ધારીધારીને જોવા લાગ્યો !

"મહારાજ ! એમાં સોનામહોરો છે. હવે એ તમારી જ છે. આપ સુખેથી કન્યાદાન આપો. આપની પુત્રી એ મારે મન બ્હેન છે. તેને કહેજો કે કોઇ કોઇ વખતે આ ભાઇ પાસેથી સંભારીને કાપડું માંગતી રહે."

"ધન્ય છે! પ્રધાનજી ! ધન્ય છે તમને અને તમારાં માતપિતાને. આવો ઉદાર નર તો કોઈ મહા ભાગ્યશાળીને ત્યાં જ પાકે. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે અને તમારૂં નામ દાનવીર તરીકે દુનિયામાં અમર થશે."

બ્રાહ્મણ ઉઠયો, કોથળી ઉપાડવાનો યત્ન કર્યો, પરંતુ ખખળી ગયેલું–ખોખા જેવું એ શરીર એટલો ભાર કેમ ઉપાડી શકે?

જશા લીંબડે આ જોયું. તેણે ભીમાને આજ્ઞા કરી: "ભીમા ! જા, આ કોથળી આ મહારાજને ત્યાં મૂકી આવ. ખબરદાર ! જો જરા પણ ચેં પેં કરી છે તો !"

બ્રાહ્મણ અનેક આશિર્વચનો ઉચ્ચારતો ત્યાંથી ચાલ્યો ગયો. જશાજીને અનહદ આત્મસંતોષ થયો.

*　　*　　*　　*

"લોકો કહે છે કે આજે આપને રાજસાહેબે કિંમતી જરીયાન શાલ ભેટ કરી?" રજપૂતાણીએ પોતાના પતિને પ્રશ્ન કર્યો.

"હા. રાજસાહેબ તો હંમેશાં મારા કાર્યની કદર કરવા તત્પર હોય છે." જશાજીએ રાજસાહેબની પ્રશંસા કરી.

"પણ એ શાલ કયાં? અહીં કોઇ તે લઇ આવ્યું નથી?" રજપૂતાણી મુદ્દાની વાત ઉપર આવી.

"જેના ભાગ્યની એ હતી તેની પાસે તે ગઇ."

"હેં?" ફાળ પડી હોય તેમ રજપૂતાણી ચમકી ઉઠી.

"હા. એક સાધુ ટાઢે મરતો હતો, તેને એ શાલની જરૂર હતી......"

"અરે એવી જરિયાન શાલ એ સાધુને અપાય? તમે પણ આંખ વીંચીને હવે ઘર લૂટાવવા માંડયું છે."

"હરકત નહિં. આપણે જન્મ્યા ત્યારે શું સાથે લાવ્યા હતા? એ તો જેના ભાગ્યનું હોય તે ભોગવે."

રજપૂતાણી પોતાના સ્વામીની ઉદારતા જોઇ મનમાં મલકાયા કરતી, પરંતુ બહારથી તે સદાય પોતાનો વિરોધ બતાવતી. એ રજપૂતને કસોટીએ ચડાવી જોવાની તેની ઇચ્છા હતી. જેમ જેમ એને એ વધારે કસતી તેમ તેમ એનું ઔદાર્ય વધારે ને વધારે ઓપી નીકળતું અને પોતાના એ કાર્યમાં તે વધારે ને વધારે દૃઢ થતો જતો.

× × × ×

એક વખત જશા લીંબડ શત્રુનો પરાજય કરીને વિજય પ્રાપ્ત કરીને હળવદ આવ્યા. એની ખુશાલીમાં રાજસાહેબે જાહેર દરબાર ભરીને મુક્ત કંઠે તેનાં પરાક્રમની પ્રશંસા કરી અને તેના એ કાર્યની કદર કરવા માટે તેને એક ગામ ઇનામ આપ્યું.

એ જ વખતે સભામાં એક ચારણ ઉભો થયો, એણે જશાજીનાં

ગુણગાન ગાવા માંડયાં. એની બોલવાની છટાથી, એનાં ઉત્તમ કાવ્ય-રસ ઝરતાં કવિતોથી, એની અસરકારક વાણીથી આખી કચેરી થંભી ગઇ. જશાજી તેના ઉપર પ્રસન્ન થયા અને ભર સભામાં બોલ્યાઃ " માગો, ચારણદેવ ! જે જોઇએ તે માગી લ્યો. આપ જે માગો તે આપું."

" એમ જ હોય તો આજે તમને રાજસાહેબે જે આપ્યું તે તમે મને આપો." ચારણે માગણી કરી.

આખી કચેરીમાં ખળભળાટ શરૂ થયો. " આ ચારણ જબરો નફ્ટ ! આવી માગણી હોય ! માગતા શરમે નથી આવતી ! "

" આપ્યું ! ચારણદેવ ! ખુશીથી આપ્યું. મારા માલિક ગુજરાનાથની સમક્ષ, આ સર્વ સભાજનો સમક્ષ, સૂર્યદેવની સાક્ષીએ મને આજે મળેલું ગામ હું આપને અર્પણ કરૂં છું."

ચારણની પ્રસન્નતાનો પાર નહોતો. પુનઃ તેના મુખમાંથી પ્રશંસાના કવિતો નીકળવા લાગ્યાં.

આખી કચેરી છક્ક થઇ. આ તે કેવી ઉદારતા !

જોતજોતામાં આખા ગામમાં આ વાત ફેલાઇ ગઇ. લોકો એને દાનવીર કર્ણદેવનો બીજો અવતાર માનવા લાગ્યા. કેટલાક તો એને ઉદારતાને બદલે ગાંડપણની ધુન સમજવા લાગ્યા. લોકોએ એને 'ગાંડા દાતાર'ની ઉપમા આપી.

રજપૂતાણીના કાને આ વાત ગયા વિના કેમ રહે? એ પતિ-ઘેલી પ્રમદાએ પોતાના સ્વામીની આવી ઉદારતા માટે મનમાં જ તેને અનેક ધન્યવાદો આપ્યા અને આવા પતિની-લોકો ભલે એને 'ગાંડા દાતાર'ની ઉપમા આપે તો પણ દાનવીર અને શૂરવીરશિરોમણિ સ્વામીની પત્ની થવાના પોતાના સદ્દભાગ્ય માટે તેણે પ્રભુનો પાડ માન્યો.

## ૭. આશા બારોટ.

"પધારો! પધારો! આશા બારોટ! આજ તો આપનાં પવિત્ર ચરણોથી આ ભૂમિને પાવન કરી?"

"ગુજરાનાથ! આ તો વીરભૂમિ છે. વીરભૂમિનાં દર્શનથી તો અમો બારોટ લોકો કૃતકૃત્ય થઇએ છીએ. આપના જેવા વીર નરને હાથે આવો સત્કાર પામીએ એ તો અમારા જીવનની ધન્યલ્હાણ ગણાય!"

આજે મહાન ભક્તકવિ ઇસરદાસજીના કાકા આશા બારોટ હળવદ આવ્યા હતા. *આશા બારોટ પણ સમર્થ–શીઘ્ર કવિ હતા. હળવદના રાજસાહેબ ગુજરાત, કાઠીયાવાડના રાજાધિરાજ ગણાતા હતા અને 'ગુજરાનાથ'નું માનભર્યું પદ તેમને પ્રજાવર્ગ તરફથી મળ્યું હતું. રાજ રાયસિંહજીએ દિલ્લીના દરબારમાં બતાવેલાં અદ્દભુત પરાક્રમના પ્રસંગ પછી તો આખા રાજસ્થાનમાં આ રાજસાહેબો તરફ માનવૃત્તિ પેદા થઇ અને ઉદયપુર, જોધપુર, મારવાડ અને મેવાડમાં તેમની કીર્તિ જામવા સાથે આ અટંકી વીર ઝાલાકુળ સાથે સંબંધ બાંધવાની પણ તેઓની વૃત્તિ થવા લાગી. આશા બારોટે રાજસ્થાનના તમામ રાજાઓનું પારખું કરી લીધું હતું. એને આ 'ગુજરાનાથ'ના ગૌરવનું નિરીક્ષણ કરવાની ઇચ્છા થઈ. એ ઇચ્છાની તૃપ્તિ અર્થે તે કાઠિયાવાડમાં આવ્યા.

રાજસાહેબને તેમના આગમનના ખબર મળ્યા. આવા મહાન કવિ પોતાને ત્યાં પધારે; ત્યારે એમનો યોગ્ય સત્કાર પણ કરવો પડે

* આશા બારોટ જોધપુર તાબાના ભાદરેશણ ગામના ચારણ હતા, શાખે રોહડીયા હતા. તેમના વંશના હાલ મારવાડ જંકશન પાસે ખેનાવડી ગામમાં વસે છે. તેમના ભત્રિજા ઇશ્વરદાસજી જામ રાવળ પાસે હતા. તે પણ વિદ્વાન કવિ હતા અને હરીરસ વિગેરે ગ્રંથો તેમણે રચ્યા છે.

ને! પોતાના રસાલા સાથે તેઓ આશા બારોટની સામે તેમનું સન્માન કરવા આવ્યા હતા.

"આપના કરતાં વિશેષ લાભ તો અમને થયો. રાજસ્થાનમાં પરમપૂજ્ય ગણાતા બારોટ અમારે આંગણે પધારે એ અમારાં અહોભાગ્ય!" ચંદ્રસિંહજીએ વિવેક કર્યો.

"એ બધી વાત તો પછી, પરંતુ તમારા પેલા 'ગાંડા દાતાર' ક્યાં છે?" આશા બારોટે મ્હોં મલકાવ્યું.

"તેને મળીને શું કરશો?" રાજસાહેબે પણ હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"જરા જોઇએ તો ખરા! આખા હિંદમાં જેની કીર્તિ પ્રસરી છે એ દાનેશ્વરી કેવાક છે?" આશા બારોટે આડકતરી રીતે તેની પ્રશંસા કરી.

"આ રહ્યા તે કળિયુગના કર્ણ રાજા!" રાજસાહેબે મર્મમાં કહ્યું અને પોતાની પડખે જ ઉભેલા પોતાના વજીર–જશા લીંબડ તરફ નજર કરી.

જશાજીએ બારોટને પ્રણામ કર્યા.

"ઓહો આ તો જેવા દાનવીર તેવા શૂરવીર પણ જણાય છે. કેવું ભવ્ય લલાટ? કેવું કદાવર કાઠું! ગુજરાનાથ, તમે ખરા બડભાગી છો." આશા બારોટે ઉદ્‌ગાર કાઢયા.

"કેમ?"

"આવો શૂરવીર અને દાનવીર નર જેનો પ્રધાન હોય તે રાજાનાં અહોભાગ્ય ગણાય છે!"

"આપનું કથન સત્ય છે, બારોટજી! જશાજી તો મારા દરબારની શોભા છે–મારા રાજ્યનું એક અણમોલું રત્ન છે. આપ

અહીં રહેવાનાજ છો, એટલે એ રત્નની પરીક્ષા કરવાના અનેક પ્રસંગો આપને સાંપડશે."

આશા બારોટ જશા લીંબડ તરફ ફરી ફરીને જોવા લાગ્યા. જશાજી માટે તેમના મનમાં ભારે માન ઉપજ્યું.

ગાજતે વાજતે આશા બારોટની હળવદમાં પધરામણી થઇ. રાજા અને રાજસેવકો ઉપરાંત પ્રજાજનો તરફથી મળતો અંતરનો સત્કાર જોઇ આશા બારોટની પ્રસન્નતાનો પાર ન રહ્યો. પોતાના આગમનનું સાર્થક થયેલું તેમને જણાયું.

## ૮ સતીના પાળિયા!

આશા બારોટની કાવ્યશાસ્ત્રની નિપુણતાથી, તેમની છટાદાર વાણીથી, તેમના વિવેકભર્યા વર્તનથી અને જે સાચું હોય તે તડ ને ફડ કહી દેવાના તેમના સ્વભાવથી રાજસાહેબ ખુશ થઈ ગયા, અને તેમને આખો દિવસ પોતાની પાસે જ રાખવા લાગ્યા.

કચેરી ભરાય તેમાં પણ આશા બારોટ તો ખરા જ. રાજકાજમાંથી પરવાર્યા પછી આશા બારોટ મારવાડમેવાડના પરાક્રમી પુરૂષોની એકાદ એવી વાર્તા છેડે અને એમનો વાણીપ્રવાહ એવો ધોધબંધ વહેવા માંડે કે કચેરી દિંગ થઇ જાય.

સવારસાંજ ફરવા જાય ત્યારે પણ બારોટ રાજસાહેબની સાથે જ હોય. જમતી વખતે પણ બારોટનું ભાણું રાજસાહેબ સાથે જ મંડાય અને જમતાં જમતાં પણ અનેક પ્રકારનો વાર્તાવિનોદ થાય.

રાજસાહેબ પોતાનો આટલો બધો સત્કાર કરશે એવી આશા બારોટને નહોતી. તેમને લાગ્યું કે પોતાનું વધારા પડતું સન્માન થાય છે.

એક દિવસ સાંજને સમયે રાજસાહેબ આશા બારોટ સાથે ફરવા નીકળ્યા. સાથે જશાજી પણ હતો.

હળવદની ઉગમણી દિશાએ જતાં આશા બારોટે સંખ્યાબંધ સતીના પાળિયા જોયા અને તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. "ઓહો! આ તો જબરી વીરભૂમિ! આટલી બધી સતીઓ થઇ ત્યાં કેવા વીરપુરૂષો પાકયા હશે!" તેમણે રાજસાહેબ તરફ જોઇને પોતાનો અચંબો પ્રદર્શિત કર્યો.

રાજસાહેબ એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના મૌન ધરી ઉભા રહ્યા. તેમના મુખ ઉપર અભિમાન કે આનંદને બદલે ખેદની છાયા ફરી વળી. આશા બારોટ આશ્ચર્યચકિત થયા.

"કેમ રાજસાહેબ! આપ આમ ખિન્ન કેમ થઇ ગયા?" કચવાતે મને બારોટે પ્રશ્ન કર્યો.

"કવિરાજ! શું કહું? આપનું મન આ પાળિયા જોઇને પ્રફુલ્લ થાય છે. પરંતુ જો આપ સત્ય હકિકત જાણો તો..."

"તો શું? કેમ આ પાળિયા સતીઓના નથી? પાળિયામાં હાથની નિશાની* છે એ જ એની સાબિતિ છે."

"આ પાળિયા સતીયોના જ છે એ વાત તો તદ્દન સાચી, પરંતુ એ રજપૂતાણીઓના નથી."

"ત્યારે?"

"આ પાળિયા તો મોચણ સતિઓના છે."

"શું કહો છો? મોચણના? વાહ! આ પણ એક અદ્‌ભુત ચમત્કાર છે. જે ભૂમિમાં મોચી જેવી કોમની સ્ત્રીઓ સતી થાય એ ભૂમિ તો ખરેખર વીરભૂમિ જ ગણાય. પરંતુ તમારે ત્યાં એકે રજપૂતાણી સતી નથી થઇ?

"ના. અમારી રાજ્યધાની કંકાવટીમાં હતી ત્યારે મુસલમાનો

---

* સતી સ્ત્રીઓના પાળિયામાં હાથની નિશાની કોતરેલી હોય છે. પુરૂષોના પાળિયામાં ઘણું ખરૂં ઘોડેસ્વાર શૂરવીરની આકૃતિ હોય છે.

ે અમારા પૂર્વજ વીર વાઘોજી લડવા ગયા એ વખતે વાવટા-
ાએ ગફલતીથી વાવટા નીચે મૂકયો એ જોઇને સઘળી રાણીઓ
માં પડી મરી ગઇ હતી, પરંતુ ત્યાર પછી હળવદમાં ગાદી
ખ્યા પછી રાણીઓ સતી થયાના દાખલા બન્યા નથી."

આશા બારોટ ઉંડા વિચારમાં ઉતરી પડયા.

"કેમ કવિરાજ? શો વિચાર કરો છો?"

"અહિં ક્ષત્રિયાણી સતીઓ પેદા કરાવવાનો."

રાજસાહેબને કંઇ ન સમજાયું.

"પણ એ કેવી રીતે બને? એ તો દૈવાધીન વાત છે."

"છેક એમ તો નહિં જ. જુઓ, મહારાજ! સતીઓ ત્રણ
રની થાય છે."

"કયા કયા?" જશા લીંબડને જાણવાની જીજ્ઞાસા થઇ.

"ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ. પતિનું મૃત્યુ નીપજતાં અથવા
પોતાના શિયળની રક્ષા કરવા માટે જે સ્રીના સતીત્વના બળે
ના અંગુઠામાંથી આગ ઉત્પન્ન થાય અને એ અગ્નિમાં હર્ષપૂર્વક
ને પોતાના દેહને ભસ્મીભૂત કરી નાંખે તે ખરી-ઉત્તમ પ્રકારની
ત્તમ સતી કહેવાય. મધ્યમ સતી એ કે જેને સત ચડે, પરંતુ
ના પંડમાંથી આગ ઉત્પન્ન ન થાય. તે હર્ષપૂર્વક-હૃદયપૂર્વક
ાએ ચડે અને લોકો એ ચિતાને આગ મૂકે ત્યારે ભડભડ બળતી
ચિતામાં પોતે હસિત વદને બળી મરીને સ્વર્ગે સંચરે. ત્રીજી
ષ્ટ પ્રકારની સતી એ કે જે 'લોકો નિંદા કરશે' એવા વિચા-
-લોકલજ્જાના ભયથી ન છુટકે સતી થાય."

"શાબાશ! કવિરાજ! આપે સતીઓના ત્રણ પ્રકાર બરાબર
વ્યા. પરંતુ સર્વોત્તમ પ્રકારની સતી આ કળિકાળમાં કયાંઇ હશે?"

"કેમ નહિ? મારવાડમાં જોઇએ એટલી. મારવાડમાં તો આવી અનેક સતીઓ થઇ ગઈ છે અને હજુ થાય છે. જેસલમીરના ભટ્ટી રજવાડામાં આવી ઉત્તમ પ્રકારની સતીઓ સંખ્યાબંધ થઇ ગઇ છે. જેસલમીરના કરણસિંહ ભટ્ટીની દીકરી ઉમાદે ભટીયાણી કેવી રીતે સતી થયાં એ વાત તો તમે સાંભળી હશે."

"એ સતીનું નામ સાંભળ્યું છે ખરૂં, પરંતુ તે વિષે કંઈ હકીકત જાણવામાં આવી નથી. આપ તો બધુંય જાણો છો. વળી આપે એ પ્રસંગનાં ઉત્તમ કવિતો રચ્યાં છે એમ પણ સાંભળવામાં આવ્યું છે. આપ અહીં પધાર્યા છો તો અમને એ સંભળાવવાની કૃપા ન કરો?" રાજ ચંદ્રસિંહજીએ ઉત્સુકતા બતાવી.

"જરૂર, પરંતુ અત્યારે નહિં. રાત્રે જ્યારે બધા સરદારો એકઠા થયા હોય ત્યારે એમને પણ ભલે એ લાભ મળે!"

"જેવી ઇચ્છા, આજે રાતે જરૂર, ભૂલતા નહિં" રાજસાહેબે આગ્રહ કર્યો.

## ૯ એનું નામ તે ખરી સતી!

રાત્રે રાજમહેલમાં સઘળા સરદારો એકઠા થયા. નાનીશી કચેરી ભરાઇ હોય તેવો ઠાઠ જામ્યો. રાજસાહેબે કહ્યું, "કવિરાજ! ચલાવો હવે ઉમાદેની વાર્તા!"

આશા બારોટે ગળું ખંખાર્યું, પ્રારંભમાં ઇશ્વરસ્તુતિ કરી, સાક્ષાત સરસ્વતી દેવી એની જીભે બેઠાં અને એ બારોટના મુખમાંથી રસભરી વાણી નીકળવા લાગી:—

જેસલમીર રાજસ્થાનમાં છે તો નાનું રાજ્ય, પરંતુ એની નામના જબરી. જ્યાં સુધી એ રાજ્યમાં વિવાહ સંબંધ જોડાય ત્યાં સુધી જોધપુર, ઉદયપુર, જયપુર, કોટા, અલ્વર વિગેરે મોટાં રજવાડાં પણ બીજે નજર ન નાંખે. જોધપુરના મહારાજ રાવ માલદેવનું સગપણ

જેસલમીરના ભટ્ટી રાજા કરણસિંહજીની પુત્રી સાથે થયું. આ સંબંધ ભટ્ટી કુળની ખ્યાતિને લીધેજ થયો, કારણ કે—

(દુહો) જેસલમેરરા ભટીયા, ચાકો અચરજ એહ;
બેટો રણ ઝુઝી મરે, બેટી કાટ ચડેહ !

માલદેવ હાથેવાળે પરણવા આવ્યા. જાન જેસલમીર આવી. લગ્ન ખૂબ ધામધૂમથી થયાં. રાજસાહેબ ! એ વખતની શોભાનું શું વર્ણન કરૂં ? કહેવા બેસું તો આખી રાત ચાલી જાય. હું પોતે એ સમયે હાજર હતો. હું ઉમાદેને હાથગરણું કરવા ગયો ત્યારે એણે કહ્યું કે, 'કવિરાજજી ! હમણાં તો તે આપની પાસેજ રહેવા દો, મને જરૂર પડશે ત્યારે હું પોતે આપની પાસેથી માગી લઇશ.'

મેં બહુ આગ્રહ કર્યો, પણ એ તો એકજ વાતને વળગી રહી. 'જોઇયે ત્યારે લઇશ.' હું લાચાર બન્યો.

મારવાડમાં એવો રિવાજ છે કે લગ્ન થઇ ગયા પછી જમાઇને જૂદો મહેલ સોંપે. પરણનાર કન્યા પણ દસૈયાંના દસ દિવસ એ મહેલમાં રહે.

માલદેવજી પોતાને માટે નિશ્ચિત કરેલા મહેલમાં પધાર્યા. રાત પડી. અસંખ્ય દીપકોના પ્રકાશથી મહેલમાં ઝાકમઝોળ અજવાળાં થઇ ગયાં. મઘમઘતાં પુષ્પોથી સજેલી શય્યા જોતાં માલદેવજીને પોતાની પરણેતર સાંભળી, એ ક્યારે આવે એવી આતુરતા થઇ, તેમનુ ચિત્ત ઉમાદેમાં ચોંટયું.

જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ તેની અધીરાઇ વધતી ગઈ. ક્યારે ભટીયાણી આવે અને ક્યારે એના સૌન્દર્યનું પાન કરૂં, એવી રટના કરતાં માલદેવજી શયનખંડનાં દ્વાર તરફ વારેઘડીએ નજર કરવા લાગ્યા.

એટલામાં એક સ્ત્રી આવી. માલદેવજી સફાળા ઉઠયા, તેની સામે ધસ્યા. પરંતુ જુએ તો એ તો વડારણ—ઉમાદેની સેવા માટે મોકલવામાં આવેલી એક દાસી !

"કેમ ? ભટિયાણીજી હજી કેમ નથી આવ્યાં ?" માલદેવજીએ પ્રશ્ન કર્યો.

"હમણાં આવશે મહારાજ !" દાસીએ ઉત્તર આપ્યો અને દ્વારની બહાર ઉભી રહી.

માલદેવને એકેક ઘડી એક એક યુગ સરખી લાગતી હતી, વખત વીતાડવા માટે તેમણે મદ્યપાન કરવા માંડયું.

એ વિષયનો નીશો ધીરે ધીરે ચડવા લાગ્યો. ફરી તેમણે પૂછ્યું: "ભટિયાણીજી ક્યારે આવશે ?"

"હવે વધુ વખત નહિં લાગે, મહારાજ !"

માલદેવ એ દાસી તરફ તાકી રહ્યા. એના અંગે અંગમાંથી યૌવન ઝરતું હતું. વિધાતાએ એને ખવાસ જાતિમાં જન્મ આપ્યો હતો પરંતુ અનહદ રૂપરાશિનો ભંડાર એનામાં ભર્યો હતો. એ રૂપ જોઇને માલદેવ મોહ્યા. એકાંત, કામોત્તેજક રસસામગ્રી, પુષ્પપરાગથી મધમધતી શય્યા, યુવાવસ્થાનો મદ અને મદ્યપાનનો નીશો: આ બધાને લીધે માલદેવજી ભાન ભૂલ્યા. એમણે એ દાસીનો હાથ પકડયો.

"હું ! હું ! મહારાજ ! હું તો દાસી છું.× હું ભટિયાણીજી નહિં, પણ ભારમલ. હું તો આપની પુત્રી ગણાઉં. મારા જેવી હલકી વડારણ ઉપર હાથ નંખાય ?" ભારમલે પોતાનો હાથ છોડાવવાનો યત્ન કર્યો.

પરંતુ એ તો માલદેવનો હાથ. એ કેમ છૂટે ? મોહાંધ માલદેવે કહ્યું, "ભારમલ ! હમણાં તો તુંજ મારી ભટિયાણી !"

× જુઓ ચિત્ર.

જશા લીંબડ.



'હું! હું! મહારાજ! હું તો દાસી છું.' [પૃ ૧૬

વીરની વાતો (૧) જશા લીંબડ.



'લેજો મારા બાપ! જોજો કોઇ રહી ન જાય!' [પૃ. ૧૮૫.

Lakshmi Art, Bombay, 8.

એજ ઘડીએ મહેલની સીડી ઉપર ઝાંઝરનો ઝણકાર થયો. શણગાર સજીને આવેલી યુવાવસ્થાની ખીલતી કળી સમી સૌંદર્ય સંપન્ન રાજકુંવરી ઉમાદેનો મુખચંદ્ર માલદેવની નજરે ચડયો. માલદેવે ઝટ દેતાક ભારમલનો હાથ છોડી દીધો.

પરંતુ એ બહુ મોડું હતું! ભારમલનો હાથ પકડીને તેની તરફ દીન દૃષ્ટિએ જોઈ રહેલા માલદેવને એણે જોયો. પોતાના મનમંદિરના માલિકને હલકી જાતની સ્ત્રીનો–ખવાસણનો હાથ પકડતાં જોઇ એના હૃદયને આઘાત થયો. તેનો પગ પાછો પડયો. મોં ફેરવી લઇને તે સીડીનાં પગથિયાં ઉતરવા લાગી.

માલદેવે આ જોયું. આ ઉજ્જવળ મુખચંદ્ર પુનઃ છૂપાઇ કાં જાય? તે તેની પાછળ ધસ્યો અને તેનો હાથ પકડવાનો યત્ન કર્યો.

"ક્ષમા કરજો મહારાજ! કૃપા કરી મારા અંગને સ્પર્શ ન કરશો!" ભટિયાણીજી એકદમ નીચે ઉતરી જઇને દૂર ખસી ગયાં.

"કેમ શી હરકત છે?"

"જેનો હાથ ખવાસણ ઉપર પડયો તેનો હાથ શુદ્ધ રજપૂતાણી ઉપર નજ પડી શકે!"

"એ મારે જોવાનું છે, ભટિયાણીજી! તમે મારાં વિવાહિત પત્ની છો!"

"અને હું પણ આપને મારા પતિ–મારા પ્રભુ માનું છું."

"તો પછી આમ કેમ?"

"હું આપને લાયક રહી નથી એમ!"

"જેસલમીરની રજપૂતાણીઓ સતી ગણાય છે તે આવીજ કે? આવી રીતે પતિનું અપમાન કરે તે સતી કહેવાય?"

"આમાં અપમાનનો પ્રશ્નજ નથી, પ્રભુ! આપ મારા સ્વામી

છો, મુગટમણિ છો. હું નિશદિન આપના નામનું રટણ કર્યા કરીશ, પરંતુ મારા અંગનો સ્પર્શ તો હવે આપનાથી નહિંજ થઇ શકે."

"કદિ નહિં?"

"આ ભવે તો નહિંજ. આપની પાછળ સતી થઇને હું સ્વર્ગમાં આવું ત્યારે આપની ઇચ્છાને આધીન થઇશ."

માલદેવની નિરાશાનો પાર ન રહ્યો. તેણે ભટિયાણીજીને બહુ સમજાવી, પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ જાહેર કર્યો, પરંતુ ઉમાદે એકની બે ન થઇ.

માલદેવ જોધપુર પાછા આવ્યા અને બીજે સ્થળે લગ્ન કર્યા. દુનિયામાં પોતાના પતિનું ખોટું ન દેખાય તે માટે ઉમાદે તેની સાથેજ જોધપુર ગયાં અને રાણી તરીકેજ રહેવા લાગ્યાં. પરંતુ પોતાના પતિના અંગનો સ્પર્શ તેણે કદિ પણ ન કર્યો તે નજ કર્યો.

"એ તો સાક્ષાત્ જોગમાયા-દેવી સ્વરૂપ! ધર્મધ્યાનમાં અને પ્રભુ પાસે પોતાના પતિનું ક્ષેમકુશળ યાચવામાં વખત વીતાડે. મને પણ ઉમાદે આગ્રહ કરીને જોધપુર સાથે લઇ ગયાં હતાં. હું તેમની પાસે કથાવાર્તા કરતો, ધાર્મિક ગ્રંથો વાંચતો, અગાઉ થઈ ગયેલી સતીઓનાં ચરિત્રો સંભળાવતો અને એ એક ધ્યાનથી સાંભળી રહેતા.

આમ ઉમાદેનાં લગ્ન પછી બાર વરસ વીત્યાં અને એક દિવસ ખબર આવ્યા કે માલદેવજી યુદ્ધમાં મરાયા. માલદેવના માથાનો મોઢીયો તેમના સરદારો જોધપુર લઇ આવ્યા. ઉમાદેએ આ વાત જાણી. તેમણે પતિની સાથે સ્વર્ગે સંચરવાની તૈયારી કરી.

ગામમાં વાત ફેલાઇ કે ઉમાદે સતી થાય છે. સેંકડો લોકો એ સતીનાં દર્શન માટે ટોળે વળ્યાં.

એ વખતે સતીએ મારા સામું જોયું અને બંને હાથ જોડીને કહ્યું કે "કવિરાજ! અત્યારે હાથગરણું કરવાનો વખત આવ્યો છે.

આપે મને વચન આપ્યું છે તો હાથગરણાં તરીકે આપનાં થોડાં કવિતો સંભળાવો."

હું તો વચનથી બંધાયલો. નહિં તો પણ આવી સતી સમક્ષ મારી વાણીની સાર્થકતા થાય એવા ધનભાગ્ય કયાંથી? તે વખતે મેં આ છપ્પય કહ્યાઃ—

( છપ્પય )

જેણુ લાજ હમીર, મુવો ઝુઝે રણથંભર,
જેણુ લાજ પાતલ, મુવો પાવાગઢ ઉપર,
જેણુ લાજ ચંડરાવ[1] મુવો નાગોર તણો સર,
કાનડદે જાલોર, મુવો દુદો જેસલધર,[2]
વડધરા લાજ બાંધણુ વડલ, કરણુ[3] સધુ[4] ખત્રવટ કરે,
સો લાજ આણુ ઉમા સતી, મલરાવ કારણુ મરે.

* * *

મરણુ ભોય[5] વિક્રમે, ખત્રી વર વાયસ[6] ખંધો,
મરણુ ભોય રાવણે, જીવ રવિ કરણે બંધો,
મરણુ ભોય જળપેશ, માન દરજોધન ચુકયો,
મરણુ ભોય પંડવે, કોટ હસનાપર મુકયો,
વકરાળ ઝાળ હોહદ[7] વશી, વળે માળ વૈકુંઠ વરણુ,
શામરી ચાડ ઉમા સતી, માડેચી[8] દેશી મરણુ.

* * *

ગરૂડ ચડે ગોવિંદ, સાંઢ ચડ આયા શંકર,
ઈંદ્ર ચડે હાથીરો, પીઠ એરાવત સધર,

૧ જોધપુરનો રાઠોડ સરદાર. ૨ જેસલમીર. ૩ ઉમા ભટિયાણીનો બાપ. ૪ દીકરી. ૫ ભય. ૬ કાગડો. ૭ મેહદ. ૮ ભટિયાણીની ઉપમા.

હંસ ચડે સરજેઠ,[૯] ચડે અપસર વેમાહણ
અરક[૧૦] ચડે ઉવ્રાસ[૧૧] ચડે દેવી સિંહાસણ,
સાધવી શરમ મખ શામહી, ધ્રુમંડળ જેવે ધડે,[૧૨]
સતબળ એમ ઉમા સતી, ચડે આવ કાઠે ચડે.

× × × ×

મનોહર[૧૩] મેલીયો, રાણ એકીલો રાવણ,
કુંતા પંડુ નરંદ, રહી વોળાવ વચખણ,
કાન મરણ ગોપિયા, કરગ[૧૪] ખદ્દે[૧૫] નહ દીધો,
કૌશલ્યા દશરથ, કાઠ ભખ સાથ ન કીધો,
પાતરી વરીશે[૧૬] વડો પરખ, સર મોખજ ઝાલજ સહે,
પો[૧૭] મલરાવ પંડ ગાહતે[૧૮] કથન એમ ઉમા કહે.

* * *

હોમ હંસ ગત ચલણ[૧૯]હોમ સારંગ[૨૦]પ્રવોરણ[૨૧]
મીયંક[૨૨]હોમ મુખમલ્લ, હોમ શ્રવણ[૨૩]મહાવ્રણ.
કંઠ હોમ કલીયંત, ગાત્ર[૨૪] અદ હોમે ગેમર,[૨૫]
બ્રોહા હોમીયે ભમર, ચીર હોમે પાટંબર.
બત્રીસ લખણ ગણ રૂપઓહ[૨૬]ત્રીરા[૨૭]અંતર આપતણ,[૨૮]
હોમીયા હુતાશણ હેકઠા, સીલ લાજ ભેળા સગણ.

* * *

ગરહર[૨૯] અંબર ધોર ચહુદશ રૂપક ચાઢી[૩૦]
મેદપાટ[૩૧] ચિત્રોડ ભલા જોધાણ ભવાડી[૩૨]

---

૯ બ્રહ્મા. ૧૦ સૂર્ય. ૧૧ સપ્તમુખી ઘોડો. ૧૨ દ્રઢતા. ૧૩ મનોહરી ૧૪ કાષ્ટમાં બળવું. ૧૫ કાંધે. ૧૬ જાતમાં. ૧૭ રાજા. ૧૮ જતાં. ૧૯ ચાલ. ૨૦ સારા રંગવાળા હોઠ. ૨૧ પરવાળા જેવા. ૨૨ ચંદ્રમા. ૨૩ કાન. ૨૪ ચાલ. ૨૫ હાથી. ૨૬ બહુ. ૨૭ સ્રીના. ૨૮ તમારા પોતાના. ૨૯ રાજા. ૩૦ ચડાવી. ૩૧ મારવાડ. ૩૨ વખાણ્યો.

નવશહ શું છત્ર પડે વડમ શાગર લીલાવર
આવ્યો કાળ અખ્ખરી મુઓ રાજા મંડોવર
સાંભળી વાત ઉમા સતી જાદવ આગમીયો જળણુ
મોડીયો ગ્રહે રાવમલ્લરો બંધ કંથ ઉઠી બળણુ

× × ×

રૂપ કાટ સુગંધ, અગર ચંદન મલીયાગર
પ્રેમલ ધુપ કપુર, ધૃત સિંચે વે સન્નર
મળે ક્રોડ તેત્રીસ, સુર ઉચ્ચાસ સસાહે
કરે વાત અખીયાત, મલ્લ રાજા પડ માહે
શશ[33] બબ્બ જેમ ઉમાસતી, કમળ વધે સોળહ કળા
ગંગેવરાવ[34] રાઉલ[35] કરણુ, આજ કરે તેં ઉજળાં

× × ×

સજી સોળ શણગાર શત્ત શું અંગ સનાહે
અરક બાર મખ ઉગ નીર બંગાજળ નાહે
ચીર પહેર અશ્વ ચઢી મગતવેણી દંડ મેલે
દીયતી પરદખણા હંસગત રાણી હલ્લે
સનમખ બેશ ક્ષેહવા સરગ, શામ તણો મન રંજીયો,
રૂશણો માલદેરાવ શું, ભટિયાણી એમ ભંજીયો.

× × ×

શાન સનાન સનીલ[36], દાન સોવણુ[37] વીપ્રાંદે[38]
ધડે મતે નજ ધરે, પખ્ખ ઉજળા કરે તે
મેલ્ય મોહ મૃત લોક, કાઠ મખ્ખણુમેં પેસે
ધોમ ઝાળ વકરાળ, માહે શાખાશણુ પેસે

33 ચંદ્ર. 34 વડીલ. 35 રાવળ. 36 પાણી. 37 સોનું. 38 બ્રાહ્મણ.

કળીકાળ દીશ નકળંક કમળ તણુ દીહ જમવારા તણો
સરભોયણુ[૩૯] પધારે માલશું રાણી ભંગ્યો રૂશણો.

× × ×

હંસ ગમન રા રમણુ નૃમળ સારંગા નયણી
અમૃતવાણુ સ્રવ જાણુ વદન પુનમ શશ[૪૦] વેણી
પ્રતિવંતા પદમણી શીલ સુંદર સતવંતી
લાછે સીત[૪૧] લખ્ખમી જેસી ગંગા પારવતી
વડ સતી માલ ચાડે વડમ, જીવ અંગ કરતી જુવા
ઝળતી ઝાળ હાઠી[૪૨] જખે હાર મન હુવહ હુવા

× × ×

ભમર લંક પર જળે જાળ જંગા જાળંધર
કનક પયોધર જાળ, રાખ કીધા ચડ જમહર
ચંપકદળ નમ્મળો, ભખે ઝાળા દાવાનળ
વહાં નાળ મ્રણાલ કંઠ હોમે શાણુહળ
દહ વદન સકોમળ વ્રણુ દહણુ, દેહે વેણુ જે સહસ ફ્રણુ
બાળીયા સતી ઉમા બને અહરબંબ દાડમ દશણુ

× × ×

માણુ[૪૩] વજોધર[૪૪] ગમણુ[૪૫] માણુ છંડે જડ[૪૬] તોડણુ
માણુ નેહ ભંજણો માણુ વરનાર વછોહણુ
માણુ કંત[૪૭] વૈરાગ માણુ અબધુતા લખ્ખણુ
માણુ પ્રેમ અવશાન માણુ સજણુ હોઇ દુર્જણુ
સોઇ માણુ ગ્રહે ઉમા સતિ શીલ લાજ ભેળો સુત્રણુ
મુકયો ન માણુ રાયમલ્લ શું, જળી માણુ જળતી[૪૮] જલણુ

× × ×

---

૩૯ પૃથ્વિ. ૪૦ ચંદ્ર ૪૧ સીતા. ૪૨ હઠી. ૪૩ માન. ૪૪ વિજોગ કરવાવાળું. ૪૫ ગમન. ૪૬ એકતા—ગાંઠ. ૪૭ કરવાવાળું. ૪૮ અગ્નિ.

નમે નેહ નહ કીયો, નમે ચાંદ્દા[49] નહ કીધો
નમે વનો[50] નહ કીધ નમે આદર નહ દીધો
નમે ન લાગી પાય નમે સંતોષ ન પાયો
નમે સૌભાગ્ય ન લીધ માણુ એકોજ ઉપાયો
મુકાય ન શકીયો માલદેવ જગશહ જીતે પરખ[51] જણુ
અંગ સખરમાણુ ઉમા તણો રહીયો જેમ ફ્ણુંદ[52] મણુ[53]

આ તેર છપ્પય મેં કહ્યા. સતીના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ ગઇ. ત્યાં એકઠી મળેલી મેદનીને તેમણે પોતાના હાથ ઉંચા કરીને આશીર્વાદ આપ્યા અને માત્ર એટલુંજ બોલ્યાં કે, 'હે સુર્યનારાયણુ! જો મન, વચન અને કર્મથી મેં પવિત્રતા સાચવી હોય, જો જીવનભર મારા પતિનાજ ધ્યાનમાં મારો સમય વ્યતીત થયો હોય અને જો મેં શુદ્ધ અંતઃકરણુથી મારા પતિને પ્રભુતુલ્ય માન્યા હોય તો હે દીનબંધુ! મારા ઉપર પ્રસન્ન થજો અને મારા અંગમાંથી અગ્નિદેવ પ્રગટજો."

લોકોના આશ્ચર્ય વચ્ચે ઉમાદેના અંગુઠામાંથી આગ ઉત્પન્ન થઇ. સતીએ અગ્નિદેવને પ્રણામ કર્યાં. પતિનો મોડીયો છાતી સરસો ચાંપીને એ મહાસતી બળીને ભસ્મ થયાં–પોતાના સ્વામીની સાથે સ્વર્ગે સંચર્યાં."

"ધન્ય છે એ મહાસતીને! એનું નામ તે ખરી સતી!" કચેરીમાં બેઠેલા બધા સરદારોના મુખમાંથી ધન્યવાદના ઉદ્ગારો નીકળી પડયા.

"તમારી ઇચ્છા હોય તો તમારે ત્યાં પણુ એવી સતી ઉત્પન્ન કરાવી દઉં." આશા બારોટે બરાબર વખત જોઇને સોગઠી મારી.

"એ કેવી રીતે?" બધા સરદારો વિચારમાં પડયા.

---

૪૯ ખુશામત. ૫૦ કામ. ૫૧ પુરૂષ. ૫૨ નાગ. ૫૩ મણિ.

" રાજસાહેબનાં લગ્ન મારવાડમાં કરીને. મારવાડની ભૂમિમાં એવી અનેક સતીઓ થઇ ગઈ છે અને થાય છે. આપને ત્યાં મારવાડની રાજકન્યા આવે તો એ જરૂર એવી સતી થાય, અને 'તમારે ત્યાં મોચણ કોમમાં સતીઓ થઈ, પરંતુ કોઈ રજપૂતાણી સતી નથી થઇ,' એવું મ્હેણું સદાને માટે ટળી જાય."

રાજસાહેબ તો આભાજ બની ગયા, " આશા બારોટ ! આ તમે શું બોલો છો ? મારાં લગ્ન ? મારી ચાળીસ વર્ષની અવસ્થા થઇ. મારી ત્રણ રાણીઓ તો હયાત છે. વળી આશકરણજી જેવો કુંવર છે. હવે લગ્ન શા માટે કરૂં ?"

આશા બારોટે સરદારો સામે જોયું. બારોટની વાત સાંભળીને તેઓ આ રાજ્યનો મારવાડ સાથે સંબંધ બંધાય એવું જોવાને આતુર બન્યા હતા. તેમણે રાજસાહેબને આગ્રહ કર્યો, " મહારાજ ! હજી તમારી અવસ્થા એવી તે કેવડી મોટી થઇ ગઇ છે કે લગ્ન ન કરી શકાય ? આપ કવિરાજનું કહેવું જરૂર માનો અને મારવાડની રાજકન્યા જરૂર લાવો. તેથી આપની નામના વધશે અને મોટા રાજ્ય સાથે સંબંધ બંધાવાથી જગતમાં આપની કીર્તિ વધશે. અમારી બધાની ઇચ્છા અને આગ્રહ છે કે આપ કૃપા કરીને આટલું જરૂર કરો ! "

રાજસાહેબ બધાના આગ્રહને વશ થયા. પોતાના મોભાને છાજે તેવી રાજકન્યા શોધીને તેની સાથે વિવાહ સંબંધ કરવા માટે તેમણે કવિરાજને પરવાનગી આપી. કવિરાજ મારવાડ તરફ વિદાય થયા.

## ૧૦ જશાજી ન જોઇયે !

આશા બારોટ જોધપુર ગયા, ત્યાંના રાઠોડ રાજા સુરસિંહજીને વાત કરી, ગુજરાનાથનાં પરાક્રમ અને પ્રતિષ્ઠાનાં ખૂબ વખાણ કર્યાં

અને તેની કુંવરી સત્યભામાનો તેની સાથે વિવાહ કરવા આગ્રહ કર્યો.

રાજસ્થાનમાં આશા બારોટની આબરૂ હતી, એમના વચનમાં રાજાઓને શ્રદ્ધા હતી, આશા બારોટ બોલે તેમાં જરા પણ ફેર ન હોય એમ સૌ કોઇ છાતી ઠોકીને કહી શકતું. વળી રાજ ચંદ્રસિંહજીના પિતા રાજ રાયસિંહજીએ દિલ્લીના દરબારમાં પોતાનું પરાક્રમ બતાવીને સમગ્ર ભારતવર્ષના તમામ રાજાઓની સમક્ષ પોતાની અદ્‌ભૂત શક્તિનો પરિચય આપ્યો હતો, એટલે સુરસિંહજીએ એ વાત સ્વીકારી.

એ જ વખતે ચુંદડી ઓઢાડીને વિવાહનું નક્કી કરીને આશા બારોટ પાછા હળવદ આવ્યા અને રાજસાહેબને હકીકત જણાવી.

"ધન્ય! કવિરાજ! ધન્ય! નવકોટી મારવાડના માલિક જોધપુરનરેશને ત્યાં સંબંધ બાંધ્યો એ બહુ સારૂં કર્યું." સરદારોએ તેમને શાબાશી આપી.

"અન્નદાતા!" રાજસાહેબ તરફ જોઇને બારોટ બોલ્યા, "લગ્નની તિથિ પણ નક્કી જ કરતો આવ્યો છું, કારણ કે શુભસ્ય શીઘ્રમ્. આપે હાથેવાળે પરણવા આવવું પડશે. આપણી જાન જે દિવસે જોધપુર જશે તેજ દિવસે દિલ્લીશ્વર બાદશાહ જહાંગીર પણ મોટી જાન લઇને આવશે. એક જ ઘરે–એક જ માંડવે બે જાન હોય ત્યાં જરા ચડસાચડસી પણ થાય. એક પડખે દિલ્લીનો બાદશાહ છે અને એક પડખે ગુજરાનાથ છે. માટે આપના મોભાને છાજે તેવા પૂરતા ઠાઠમાઠ સાથે જાન લઇને આવજો. વળી જાનમાં માણસો એકએકથી ચઢીયાતા લાવજો. આપના સંબંધી તમામ રાજાઓ, ઝાલા વંશના તમામ ભાયાતો અને કાઠિયાવાડના સારા સારા કાઠી દરબારોને પણ ભેગા રાખજો. એથી જાન દીપી ઉઠશે અને જોધપુરના મંડપની શોભામાં અભિવૃદ્ધિ થશે. આજ સુધીમાં

જોધપુરને માંડવે જયપુર, ઉદયપુરની જાન આવી છે, ગુજરાત કે કચ્છ કાઠિયાવાડની નથી આવી, તેથી બીજાની સરખામણીમાં આપણી ન્યૂનતા ન દેખાય તેવી પૂરતી ગોઠવણુ કરશો." બારોટે સૂચના આપી.

"બરાબર છે! કવિરાજની વાત બરાબર છે! ગુજરાનાથના નામનો ડંકો વાગી જાય એવી જ જાન અમે લાવીશું." જશા લીંબડે ખાત્રી આપી.

"તમે હો ત્યાં વાંધો તો ન જ આવે!" કવિરાજે આ ગાંડા દાતાર તરફ જોઇને મર્મસૂચક સ્મિત કર્યું.

બારોટે હવે રજા માગી. રાજસાહેબે તેમને મનમાની શીખ આપી. જશા લીંબડે પોતાને ત્યાં તેમની પધરામણી કરી અને સોના રૂપાના સાજથી શણગારેલો એક પાણીદાર કાઠિયાવાડી ઘોડો એ કવિરાજને અર્પણ કર્યો.

જશાજી! તમારી જેવી કીર્તિ સાંભળી હતી તેવા જ તમે ઉદાર છો! લોકોએ ભલે તમને 'ગાંડા દાતાર' ની ઉપમા આપી! તમારી ઉદારવૃત્તિને લીધે માત્ર તમારી જ નહિ, પરંતુ તમારા માલિક-રાજસાહેબની કીર્તિ પણ તમે દશે દિશામાં પ્રસરાવી છે!" કવિરાજે તેની યોગ્ય પ્રશંસા કરી અને હળવદથી વિદાય થયા.

× × × ×

"મહારાજ! ગમે તેમ કરો, પણ એ જશાજી જાનમાં સાથે ન જોઇયે!"

"કેમ? તે તમને શું નડે છે?"

"બાપુ! એ તો 'દાતાર' છે. મરજીમાં આવે તેમ ઉડાવે છે. જયારે તેને દાન કરવાની ધુન ચડે છે ત્યારે જે હાથમાં આવ્યું તે આપી દે છે, અરે એ ચીજ પોતાની છે કે પારકી એટલું

જોવાનું પણ તેને ભાન રહેતું નથી! એને સાથે લઇને અમારે અમારી ફજેતી નથી કરાવવી."

"પ્રભુએ એનો સ્વભાવ જ ઉદાર ઘડયો, એમાં એનો શો દોષ? એના વિના તે જાન શોભે?"

"તો આપ ખુશીથી એને લઇ જાઓ. અમે નહિ આવીએ?"

"કેમ?"

"અમે રહ્યા સાધારણ સ્થિતિના. માંડ માંડ એક બે સારાં ઘોડાં અને થોડાં ઘણાં સારાં વસ્ત્રાભૂષણો કરાવ્યાં હોય. જશાજીને ધુન ચડે તો એ બધું દાનમાં આપી દે અને અમે તો જેવા હતા તેવાં હાથે હળવા થઇ જઇએ."

"તમારૂં કંઇ જશે તો હું આપીશ, પછી કંઇ?"

"અન્નદાતા! આપ એક બેને આપો, અરે પાંચ પચીસ જણને આપો, પણ એ તો આખી જાન લુંટાવી દે એવા છે."

"હશે, માર્યા પહેલાં તોબા કાં કરો? ગમે તેવો તોય એ મારા રાજ્યનો સ્થંભ છે. એણે રાજ્યહિતનાં એવાં કામો કર્યા છે કે એક વખત એ આખું રાજ્ય આપી દે તો પણ મારાથી એને અક્ષરે ન કહેવાય."

"તો ન કહેશો, પરંતુ કૃપા કરી અમને જાનમાં આવવા આગ્રહ ન કરશો."

રાજસાહેબ વિચારમાં પડયા: 'શું કરવું?'

"પણ મારાથી એને ના કેમ કહેવાય?"

"મહારાજ! ના કહેવાના અનેક માર્ગો છે. હળવદના કિલ્લાના રક્ષણ માટે તેને અહીં જ રહેવાની ફરજ પાડો, તો પછી બધી ચિંતા ટળી જાય."

"ઠીક છે, જોઇશું."

## ૧૧ આમ કેમ?

"જશાજી! મારી એક વાત માનશો?"

"એક નહિં પણ એકવીશ, અન્નદાતા! આપનું વચન મેં કદી ઉથાપ્યું છે?"

"તો એક કામ કરો, જ્યારથી જોધપુર જાન લઇ જવાની વાત નીકળી છે ત્યારથી મને એક વાતની ચિંતા થયા કરે છે કે કુંવરને કોની દેખરેખમાં મૂકી જવા?"

"એવા તો આપણે ત્યાં અનેક શૂરવીરો પડયા છે."

"અને આ હળવદના કિલ્લાનું રક્ષણ કરવા માટે પણ કોઇ જોઇએ. જ્યારથી મારા સ્વર્ગસ્થ પિતા રાજ શાર્પસિંહજીએ સાહેબજીને માળીયા પાસે માર્યા ત્યારથી ભુજના રાવ ખેંગારજી અને સાહેબજીના દિકરા આડેસર તથા રવાવાળા આપણા ઉપર ચડાઇ કરીને આપણને દબાવવાનો લાગ જોઇ રહ્યા છે. વળી મારા પિતાશ્રીએ ડંકાની વાતમાંથી કજીયો થતાં ધ્રોળના જસાજીને માર્યા ત્યારથી એ રાજ્ય પણ આપણી સાથે વેર બાંધી બેઠું છે. તેઓ જ્યારે જાણશે કે જાન જોધપુર ગઇ એટલે લાંબા વખત સુધી બધા સરદારો અને સૈનિકો પાછા નહિ ફરી શકે ત્યારે તેઓ એકદમ હળવદ ઉપર ચડી આવશે. એટલા માટે મારી ખાસ ઇચ્છા છે કે તમે પોતે જ અહીં રોકાઓ. તમારા જેટલી બીજા કોઇમાં મારી શ્રદ્ધા નથી."

"એવું કંઇ નથી, મહારાજ! આપણા માણસો એવા વફાદાર છે કે પ્રાણ જતાં પણ તેઓ આપણી આબરૂ નહિ જવા દે." જશાજીને જાનમાં જવાની ઉત્કંઠા હતી તેણે ફરીથી દલીલ કરી.

"જશાજી! આ વખતે દુરાગ્રહ ન કરશો. મારી એવી દ્દઢ

ઇચ્છા છે કે તમારે અહિં જ રોકાવું અને કુંવરનું તથા કિલ્લાનું રક્ષણ કરવું."

"જેવી આપની આજ્ઞા." જશાજી લાચાર બન્યો.

## ૧૨ આ અહીં કયાંથી?

જોધપુરમાં આજે જબરી ધામધુમ હતી. આખા નગરમાં ઘેર ઘેર આનંદ છવાયો હતો. આજે રાજકુમારીઓના લગ્નનો મંગલ દિવસ હતો એક તરફથી દિલ્લીશ્વરની અને બીજી તરફથી 'ગુજરાનાથ' ની જાન આજે આવનારી હતી. આજે લગ્નોત્સવનો ધન્ય દિવસ હતો.

જોધપુરના પાદરમાં ડંકા થયા, નોબતો ગડગડી, શરણાઇઓ વાગી, જાન પહોંચ્યાની વધામણી મળી.

જોધપુરનરેશે ધામધૂમથી સામૈયું કર્યું, રાજસાહેબ તોરણે પધાર્યાં, પૂર્ણ આનંદ ઉચ્છરંગથી લગ્નવિધિ કરવામાં આવી., ગુજરાનાથ જેવા જમાઇ મેળવવા માટે જોધપુરનરેશે પોતાનો સંતોષાનંદ પ્રદર્શિત કર્યો.

બાદશાહ જહાંગીર રાજસાહેબનો ઠાઠ જોઇને દિંગ થઇ ગયા. કનૈયા કુંવર જેવા યુવાન રજપૂતો સુંદર વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઇને જાનમાં આવ્યા હતા. એમને જોઇને બાદશાહ વિચારમાં પડયા કે 'આવા ઉત્સાહી નવયુવાનો જેની સેવામાં હોય તેના સ્વામીની સત્તામાં શી ન્યૂનતા આવે ?'

*  *  *  *

રાત્રે થયેલા ઉજાગરાને લીધે બીજે દિવસે સવારે જાનૈયા મોડા ઉઠયા. શૌચસ્નાનાદિથી પરવારી નાસ્તાપાણી કરવામાં તેઓ મશગુલ હતા, તેવામાં "જશાજી આવ્યા! જશાજી આવ્યા!"ની બુમ પડી, અને સૌ કોઇએ પોતાને ઉતારા તરીકે આપવામાં આવેલા મહેલના

પ્રદેશદ્વાર તરફ નજર કરી ત્યાં તો જશાજી લીંબડ પોતાના કિંમતી અશ્વ ઉપરથી નીચે ઉતરતો જણાયો.

બધાય વિચારમાં પડયા—'આ અહિં કયાંથી ?'

"ભલે આવ્યા. હવે હરકત જેવું નથી. લગ્ન તો ઉકલી ગયાં. હવે એ શું કરવાના છે ?" જાનૈયાઓએ અંતરની ભીતિ દૂર કરીને મનને મનાવી લીધું.

જશાજી રાજસાહેબ પાસે આવ્યા, તેમને પ્રણામ કર્યાં અને પૂછ્યું, "કેમ મહારાજ ! રંગેચંગે પરણી ઉતર્યા ?"

"હા, પણ તમે અહીં કયાંથી ?"

"મહારાજ ! આપ મને હળવદ રાખીને આવ્યા, પણ આઠ દશ દિવસ તો મને ઉંઘજ ન આવે. ઉંઘમાં પણ જાનના અને લગ્નોત્સવનાજ વિચારો આવે. મને લાગ્યું કે અહીં આવ્યા વિના મારા જીવને ચેન નહિં પડે તેથી કુમારશ્રીની રજા લઇને હું નીકળ્યો. આપ તો રોજ આઠ આઠ દશ દશ ગાઉએ મુકામ કરતા હશો, પરંતુ હું તો મારા માણકીયા ઘોડા સાથે ત્રીસ ત્રીસ ગાઉની ઝપટ મારતો હતો, એટલે હું આઠ દસ દિવસ મોડો નીકળ્યો તો પણ આજે અહીં પહોંચી ગયો."

"જશાજી ! તમે આવ્યા તો ભલે આવ્યા, પરંતુ તમે એ બહુ ખોટું કામ કર્યું."

"કેમ ?" જશાજી ચમક્યો.

"ત્યાં કુંવરની ખબર લેનાર કોણ ? કિલ્લાનું રક્ષણ કરનાર કોણ ?"

"આપ એ વાતની ચિંતા ન કરો. મેં પાકો બંદોબસ્ત કર્યો છે. આપણા સારામાં સારા સુભટોને કિલ્લાના સંરક્ષણનું કામ સોંપ્યું છે."

જશાજીએ રાજસાહેબને બહુ બહુ સમજાવ્યા, પૂરેપૂરી ખાત્રી આપી, પરંતુ એમને સંતોષ ન થયો. જશાજી કુંવર અને કિલ્લાને રેઢા મુકીને અહીં આવ્યા તે તેમને ન રૂચ્યું. પણ હવે શું થાય?

## ૧૩ ગુજરાનાથની જય!

"રાજસાહેબ! આજે રંગે રમવાનો દિવસ છે. અમારા મહારાજાએ આપને આમંત્રણ મોકલ્યું છે."

જોધપુરના સરદારો ચાંપાઓત, કુપાઓત, ઉદાઓત વિગેરે રાજસાહેબને આમંત્રણ કરવા આવ્યા.

"નામવર બાદશાહ પણ રાજમહેલના ચોકમાં રંગે રમવા પધારશે, આપ પણ સર્વ જાનૈયા સાથે રાજમહેલના ચોકમાં પધારશો." સરદારોએ ફરી વિવેક કર્યો, અને ત્યાંથી રજા લીધી.

જાનૈયા બગલાની પાંખ જેવાં સફેદ વસ્ત્રો પહેરીને તૈયાર થયા. રાજસાહેબે જશાજીને સાથે આવવા વિવેક કર્યો.

"ના, મહારાજ! મારા જેવા પાકી ઉંમરના માણસને એવા રંગરાગ ન શોભે. હું તો અહિંજ રોકાઇશ, આપણો ઉતારો સાચવીશ."

"એ ઠીક કહે છે. ઉતારો સાચવવા માટે એમના જેવા પીઢ માણસની જરૂર છે." બધા સરદારો બોલી ઉઠ્યા. જશા લીંબડની હાજરીમાં તેઓ મનમાની મજાહ ઉડાવી ન શકે તે માટે તેને દુર રાખવાની તેમની ઇચ્છા હતી.

જશા લીંબડને ઉતારો સાચવવા રાખીને રાજસાહેબ જાનૈયા સાથે જોધપુરના કિલ્લામાં રાજમહેલના ચોકમાં રંગે રમવા પધાર્યા. ચોકમાં રંગે રમનારાઓ અને પ્રેક્ષકોની જબરી ભીડ જામી. ત્યાં અજબ રંગ જામ્યો.

## "શું કરું કે મારા નાથની કીર્તિ અમર રહી જાય ?

જોધપુર જેવા મોટા રાજ્યના જમાઇ થયા, આવા મોટા સ્થળમાં આવ્યા, છતાં પોતાની નામના નીકળે એવું એમણે કંઇ ન કર્યું. ભલે એ ન કરે, પણ મારાથી મૂંગા કેમ બેસી રહેવાય ? થવાનું હોય તે થાય, પણ આજે તો જોધપુરમાં મારા રાજસાહેબનો જયજયકાર બોલાઇ જાય એવું કંઇક મારે કરવુંજ જોઇએ," ઉતારામાં ફરતાં ફરતાં જશા લીંબડને આવા વિચારો આવવા લાગ્યા. તેણે લાંબા વખત સુધી વિચાર કર્યો.

અંતે એક યુક્તિ તેને સુઝી આવી. તે ઉઠયો. ઉતારાના પ્રવેશદ્વાર આગળ આવ્યો અને બહાર નજર કરી.

પચાસેક માણસોનું એક ટોળું પૂર વેગે જોધપુરના કિલ્લા તરફ જતું હતું.



'શું કરું કે મારા નાથની કીર્તિ અમર રહી જાય ?'

લીંબડ માર્ગ ઉપર આવ્યો. એક માણસને તેણે પ્રશ્ન કર્યો "ભાઇ, સૌને મોખરે જાય છે તે પ્રતાપી પુરૂષ કોણ છે ?"

"એટલુંયે નથી જાણતા ? એ તો જોધપુરના રાજકવિ કરણીદાનજી !" પેલાએ ઉત્તર આપ્યો અને પોતાનો અમૂલ્ય વખત એળે જતો હોય તેમ મ્હોં મચકોડી આગળ ચાલ્યો.

જશાજીએ ડોટ મૂકી, ટોળાની મોખરે આવ્યો અને રાજકવિને પોતાને ઉતારે કસુંબો લેવા આવવાની વિનંતિ કરી.

"ગઇ કાલેજ તમારે ઉતારે અમે કસુંબો લીધો છે. અત્યારે તો રાજમહેલ તરફ જઇએ છીએ-ત્યાં આજે અજબ રંગ જામવાનો છે."

"કવિરાજ ! એટલી કૃપા કરો, માત્ર એકજ ઘડી પછી આપ ખુશીથી જઇ શકશો."

કવિરાજને જશાજીના આગ્રહને વશ થવું પડયું. જોતંજોતામાં કસુંબો તૈયાર થયો. જશાજીએ એ કસુંબો કવિરાજ અને તેમની સાથેના બીજા પચાસ બારોટોને અંતરના ખરા ઉમળકાથી આગ્રહ કરી કરીને પાયો.

જશાજી ઉઠયો. ઘોડારમાંથી પોતાના પાણીદાર માણકીયા ઘોડાને છોડયો, તેના ઉપર મૂલ્યવાન સામાન નાંખ્યો, તેની ડોકમાં સોનાનું ઝુમણું અને પગમાં સોનાનાં ઝાંઝર પહેરાવ્યાં, અને કોટીયું, આગળ દોરો, ડુમચી વિગેરે તમામ સોનેરી સામાનથી અશ્વને સજ્જ કર્યો, અને બીજા પચાસ સારાસારા ઘોડાને જોઇ ઘોડારમાંથી કાઢયા. એ બધાને લઇને તે કવિરાજ પાસે આવ્યો.

કવિરાજ તો દિંગ થઇ ગયા. આવા સુંદર અશ્વો ! જોધપુરની પાયગામાં પણ આવાં સુંદર ઘોડાં તેણે કદિ જોયાં નહોતાં. તરત

જ તેને યાદ આવ્યું, ' આ તો કાઠિયાવાડનાં ઘોડાં ! એની બરોબરી કોણ કરી શકે ? '

બંને હાથ જોડીને લીંબડે વિનંતી કરી, 'કૃપાળુ ! આટલી સેવા સ્વીકારો ! '

" શું આવા મૂલ્યવાન ઘોડા અમને આપી દેવા છે ? અરે આવા ઘોડા તો જોધાણનાથ જેવા સમરથ રાજવી પણ ન આપે ! "

" હા, પણ અમારા ગુજરાનાથ કયાં એનાથી જાય એવા છે ? એ તો એમના કરતાં પણ ચાર ચંદરવા ચડી જાય તેવા છે. લ્યો, અમારા રાજસાહેબ લગ્નની ખુશાલીમાં આ અશ્વો આપને બક્ષીશ આપે છે તેનો કૃપા કરીને સ્વીકાર કરો ! "

" ધન્ય હળવદના ઝાલાકુળદીપકને ! બીજો કોણ આવી ઉદારતા વાપરી શકે ? વાહ ! ગુજરાનાથ વાહ ! "

સઘળા બારોટો વાહવાહ કરવા લાગ્યા. જશાજીએ સ્વહસ્તે માણકિયો ઘોડો કરણીદાનજીને પોતાને અને બીજા પચાસ ઘોડા તેમની સાથેના બારોટોને બક્ષીશ કર્યા.

" અને બારોટજી, જતાં જતાં એક કૃપા કરતા જજો. "

" એક શા માટે, તમે કહો એટલી. " પ્રસન્ન થયેલા રાજકવિએ તત્પરતા બતાવી.

" માર્ગમાં અને બજારમાં જે કોઇ મળે તેને કહેતા જજો કે હળવદનો ધણી આજે ઘોડાનાં દાન કરે છે, જેને જોઇએ તે આવીને ખુશીથી લઇ જાય. "

એમાં કવિરાજના બાપનું શું જાય ? એ તો જે મળ્યું તેને સંદેશો કહેતા ગયા, એટલુંજ નહિં, પણ દરેકને આગ્રહ કરતા ગયા કે ' જરૂર જજો, આવો મોકો ફરી ફરીને નહિ મળે ! '

હળવદની જાનના ઉતારે કવિઓ, ચારણો, અને અન્ય યાચ-
ાના ટોળેટોળાં ઉભરાયાં.

જશા લીંબડ દરેકને એકેક ઘોડો આપતા ગયા, પણ અંતે
ાકયા. એમ એકેક માણસને એકેક ઘોડો આપતા જાય ત્યાં કેવી
ીતે પાર આવે! બહાર યાચકોની તો વધુ ને વધુ ભીડ જામતી
જતી હતી. પ્રતિષ્ઠિત બારોટો અને કવિઓને પોતાના હાથે ઘોડાં
બાપીને પછી તેણે છૂટ મુકી દીધી કે ઘોડારમાં જઇને જેને જે ગમે
તે ઘોડો લઈ જાય!

. ઘોડારમાં તૂટાતૂટ પડી. જેમ જેમ માણસોના સાંભળવામાં
આવ્યું તેમ તેમ વધુ ને વધુ માણસો ત્યાં આવતાં ગયાં. જશાજીને
બીજો વિચાર સુઝયો.

"લેજો મારા બાપ! જો જો કોઇ રહી ન જાય!* માત્ર
ઘોડા જ નહિં, પરંતુ ઊંટ, હાથી અને પોશાક પણ આજે ગુજરા-
નાથ દાનમાં આપે છે, જેને જોઈએ તે લઇ જાઓ. આજે લગ્નો-
ત્સવના આનંદમાં હળવદના ધણી પોતાનો ઉતારો લૂંટાવે છે!"

"ગુજરાનાથની જય! હળવદધણીની જય! રાજસાહેબની
જય!" યાચકોના જયનાદથી વાતાવરણ ગાજી ઉઠયું. તેના પડઘા
જોધપુરના કિલ્લામાં પડયા. બધા વિચારમાં પડયા કે 'ગુજરાનાથની
જય કોણ બોલાવે છે!'

## ૧૪ માલિકની કીર્તિ માટે!

રંગરાગ ઉડાવીને જાનૈયા પાછા ફર્યા ત્યાં તો માર્ગમાં યાચકો
પોતાને મળેલી વસ્તુઓથી ખુશ ખુશ થઈ જતા અને 'ગુજરાનાથની
જય' બોલાવતા તેમની નજરે પડયા. 'આ શું? આ ઘોડા, આ
પોશાક, આ તો બધું આપણું!' જેમ જેમ જાનૈયા પોતપોતાની

* જુઓ ચિત્ર.

વસ્તુ ઓળખતા ગયા તેમ તેમ તેમના પેટમાં ફાળ પડી. શું ઉતારો રેઢો મૂક્યો એટલે આ લોકો બધું ચોરી લાવ્યા ?"

તપાસ કરતાં જવાબ મળ્યો કે "આજે તો લગનની ખુશાલીમાં ગુજરાનાથે પોતાનો ઉતારો લૂંટાવી દીધો છે. અમે ચોરીછૂપીથી નથી લાવ્યા ! તેમણે પોતે અમને દાનમાં આ બધું આપી દીધું છે!"

ઘડી પહેલાં અંતરમાં ઉછળતા આનંદને બદલે તમામ જાનૈયાના મનમાં કલેશ અને શોકસંતાપ થયો. આ કામ જરૂર પેલા ગાંડા દાતાર–જશા લીંબડનું હોવું જોઇએ, એવી તેઓની ખાત્રી થઇ ગઇ.

તેમણે રાજસાહેબ પાસે પેટની બળતરા ઠલવી, "મહારાજ, અમે નહોતા કહેતા કે એ હોય ત્યાં બધું ફના જ થઇ જવાનું! લ્યો ! અમે કોઇની માગીનાગીને સારામાં સારી વસ્તુઓ લાવ્યા હતા તેમને શું મોઢું બતાવીશું ?" કેટલાક ગરીબ સ્થિતિના જાનૈયા ઓશિયાળા થઇ ગયા.

"તમે ચિંતા ન કરો. હું એ બધું ભરી આપીશ." રાજસાહેબે તેમના મનનું સમાધાન કર્યું, પરંતુ અંતરમાં અતિ ક્રોધ ઉપજ્યો.

ઉતારે આવીને તેમણે વક્રદષ્ટિથી જશાજી સામે જોયું. એ તો નીરાંતે પોતાના ધણીની કીર્તિ વધાર્યાથી સંતોષ પામતો સ્વસ્થ બેઠો હતો !

"આ તમને શું સુઝયું જશાજી ?"

"પ્રભુ ! મેં જે કર્યું છે તે મારા માલિકની કીર્તિને માટે ! જોધાણનાથનો માંડવો અને ગુજરાનાથની જાન હોય ત્યાં આટલું ન અપાય તો લોકો શું જાણે કે આવાં પણ લગ્ન થયાં હતાં ? આખું મારવાડ પણ જાણશે કે કાઠિયાવાડની જાન આવી હતી ! મેં તો મારા માલિકની આબરૂ વધારી છે, મારવાડમાં

આંપનો વિજયડંકો વાગી જાય એ મતલબથી મેં આ કાર્ય કર્યું છે. મારી બુદ્ધિ ચાલી તેમ મેં કર્યું; હવે આપને યોગ્ય લાગે તે આપ કરો. જોઇએ તો ગરદન મારો. મારા માલિકની કીર્તિ મારવાડમાં પ્રસરી એટલે હવે મને એકે વાતની અબરખા રહી નથી."

"શું કરવું?" રાજસાહેબ વિચારમાં પડયા. ખરેખર જશાજીના કાર્યથી જોધપુરમાં તો પોતાનો વિજયડંકો વાગી ગયો હતો. ઘેરઘેર ગુજરાનાથની ઉદારતાનીજ વાતો થતી હતી. જોધપુરનો રજવાડો પણ આ સાંભળીને દિંગ થઇ ગયો હતો! જશાજીનો એમાં સ્વાર્થ નહોતો. એણે તો હળવદના રાજસાહેબની કીર્તિ માટે આ બધું કર્યું હતું!

જેમ જેમ તે વિચાર કરતા ગયા તેમ તેમ તે મનમાં વધારે ને વધારે મુંઝાતા ગયા. હવે બની ગયું તે કંઇ મિથ્યા થનાર નથી એમ માનીને તેમણે મન વાળ્યું અને જશાજીને 'આ ઠીક ન કર્યું' એવો નમ્ર ઠપકો આપ્યો.

## ૧૫ બરતરફ!

"હવે શું કરશું? દેદાઓની તથા જાડેજાની ફોજ એટલી બધી મોટી છે કે આપણાં મુઠીભર માણસોથી તેની સામે ટક્કર ઝીલી શકાશે કે કેમ તે શંકા છે. વળી કુંવર નાના છે, તેમનો પણ આપણે વિચાર કરવો જોઇએ."

રાજસાહેબની જાન ગઈ એટલે હળવદના શત્રુઓની નજર હળવદ તરફ ફરી, પરંતુ જશાજી હળવદમાં છે એવું સાંભળતાં તેમનો નિશ્ચય ઢીલો થઇ ગયો. પાછળથી જણાયું કે જશાજી પણ ગયા, એટલે તેઓ આવી સુંદર તકનો લાભ લેવા માટે હળવદ ઉપર ઉલટી પડયા.

હળવદના કિલ્લામાં રજપૂતો એકઠા થયા અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

રાજકુમારને આ વાતની ખબર પડયા વિના ન રહી. તેમણે પોતે સૈન્યને મોખરે રહેવાનો નિશ્ચય જાહેર કર્યો. સામંતોએ તેમને બહુ બહુ સમજાવ્યા, પણ તે એકના બે થયા નહિ. રાજહઠને આધીન થયા વિના બીજો ઉપાય ન્હોતો.

ખુનખાર લડાઈ ચાલી, કુમાર પોતાના કુળને શોભે એવી વીરતાથી લડતાં લડતાં મરાયા, પરંતુ શત્રુઓ કિલ્લાનો કબજો કરી શક્યા નહિં! હળવદના શૂરવીરોએ છેવટ સુધી કિલ્લાનું સંરક્ષણ કર્યું. શત્રુઓ નિરાશ થઇ પાછા ફર્યા.

*　　　*　　　*　　　*

રાજસાહેબના રસાલા માટે વાહન આદિ સર્વ બંદોબસ્ત જોધપુરનરેશે કર્યો હતો. જોધપુરી રાજકન્યાને લઇને રાજસાહેબ જાન સાથે હળવદ આવ્યા. ગામમાં જુએ તો આનંદને બદલે શોક છવાયો હતો.

રાજકુમારના મૃત્યુના ખબરે રંગમાં ભંગ પાડયો. રાજસાહેબ પારાવાર શોક કરવા લાગ્યા.

એક બારોટ એ વખતે હાજર હતો. તેણે દિલાસો આપતાં કહ્યું, "મહારાજાધિરાજ, એમાં શોક કરવાનું કારણ નથી. કુમારશ્રી તો વીર નરને શોભે તેવું મૃત્યુ પામ્યા છે. એ તો અપ્સરાને વર્યા છે. જુઓ સાંભળોઃ—

(ગીત)

જમન હેક થ્યો જોધપુર, હેક હળવદ હુઓ
જે જીયા કાર હોકાર જાણો—ટેક.

અબળ નવતેરહી[1] પરણીયા આશકરણ+

રાયધુ પરણીયા ચંદ રાણો. ૧

સ્રવે નહ સારશંા[2] ભોમ અઢારશી, વેદ ઝણુ વાપરી ગ્રીધ વાણી,
પાટપટ× કુંવર હેકે લગન પરણીયા, રાયધુ ધડા રાઠોડ રાણી; ૨
સોળ શ્રંગાર સજાહમય[3] સુંદરી, પરદ[4] કરમાળ[5] વરમાઞ પાશે,
રૂપરસ કનૈયા વરી રાય સંધરે, ઉરવશ[6] કનૈયા વરી આશે[7]. ૩
હેક જખ જોગણી પ્રેત ભયા હેકઠા, ઉહવાસુહવા[8] અખત[9] આણે,
પટાધારે જલુ[10] વકારે[11] પોંખીયો ચંદ્ર મકરંદ પાણે[12]* ૪

પુત્રના મૃત્યુથી સંતપ્ત બનેલા હૃદય ઉપર બારોટના વચનોની કંઇજ અસર ન થઇ. રાજસેવકો તેમજ શાણા સામંતોએ આપેલા દિલાસાથી પણ તેમના મનનું સમાધાન ન થયું. તેના અંતરમાં ઠસી ગયું કે ' આ બધો દોષ જશાજીનોજ છે ! '

જશાજીના વિરોધીઓએ વારંવાર કાન ભંભેરીને રાજસાહેબની આ માન્યતા વધુને વધુ દૃઢ બનાવી.

દિવસે દિવસે તેમનું મન જશાજી ઉપરથી ઉતરતું ગયું. અંતે પોતાના રાજ્યમાંથી તેને રજા આપવાના નિશ્ચય ઉપર તે આવ્યા.

---

૧. નવતેરી=યુદ્ધની રમત, ૨. હાથીની ચીસ, × રાજા ૩. કવચવાળી સુંદરી, ૪. નાંખી ૫ તરવારનું નામ, ૬. ઉર્વશી, ૭. આશકરણજી, ૮. ઇડીયા પીંડીયા, ૯. હથીયાર, ૧૦. હથીયારથી, ૧૧. પડકારીને, ૧૨. કમળ જેવા હાથવાળી.

* આ કાવ્યમાં કવિએ એક તરફ જોધપુરમાં ચંદ્રસિંહજી રાઠોડ કુંવરીને પરણ્યા, અને હળવદમાં રાજકુમાર આશકરણજી અપ્સરાને પરણ્યા એવું વર્ણન કર્યું છે.

+ આશકરણજીને બદલે બીજા કુંવર હોવા જોઇએ, કારણકે ધ્રાંગધ્રાના ઇતિહાસમાં એમ જણાવ્યું છે કે ' જોધપુરના રાજા સુરસિંહજીએ પોતાની કન્યા સત્યભામાનો હાથ ચંદ્રસિંહજીને સોંપ્યો હતો, જેનાથી આશકરણજી અને અમરસિહજી નામના કુંવરો થયા હતા. ' જોધપુરની કન્યાને પરણવા

"જશાજી ! મેં બહુ બહુ વિચાર કર્યો, પરંતુ મારા મનનું સમાધાન થતું નથી. તમે બહુ જ ખોટું કર્યું."

"એમ પણ હશે, અન્નદાતા ! તે દોષની શિક્ષા ખમવા માટે આ સેવક તત્પર છે."

"બીજું તો તમને શું કરૂં ? આજથી તમને હું વજીરાત ઉપરથી બરતરફ કરૂં છું. તમારે જ્યાં જવું હોય ત્યાં જજો."

"જેવી મારા માલિકની આજ્ઞા." વધુ એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના જશાજી ત્યાંથી ચાલ્યા ગયા.

ઘણા ઘણા લોકોએ રાજસાહેબને સમજાવ્યા, પરંતુ પોતાના વ્હાલા પુત્રનું મૃત્યુ તેને અતિશય સાલવા લાગ્યું. તેમના મનમાં એવો દૃઢ નિશ્ચય થઇ ગયો કે 'જશાજી લીંબડ મારી આજ્ઞા વિરૂદ્ધ અહીંથી

રાજચંદ્રસિંહજી જાય છે ત્યારે પાછળથી હળવદમાં કુંવર આશકરણજી મરાય છે એવી મતલબ આ કવિતમાં છે એટલે એ કુંવર જોધપુરની કન્યાથી ઉત્પન્ન થયેલો નહિં, પરંતુ બીજો કોઇ કુંવર હોવો જોઇએ. વળી 'ઇ. સ. ૧૬૨૮ માં ચંદ્રસિંહજીના મૃત્યુ પછી આશકરણજી ગાદીએ બેસે છે અને તેને ૧૬૨૮ માં તેનો ભાઇ અમરસિંહજી મારી નાખે છે' એવો ઈતિહાસમાં ઉલ્લેખ છે એ ઉપરથી પણ ચંદ્રસિંહજી પરણવા જોધપુર ગયા ત્યારે હળવદમાં મરાનાર કુંવર આશકરણજી નહિં પણ બીજો કુંવર હોવો જોઈએ. ભાટ ચારણોના કવિતોમાં નામ ફેર થવાનો સંભવ છે. તેવીજ રીતે ભાટ ચારણોના કંઠસ્થ વર્ણન ઉપરથી અગર બીજા સાધનોથી પાછળથી લખાયલા ઇતિહાસમાં પણ નામફેર થવાનો સંભવ છે, ભાટ ચારણોના સંગ્રહમાંથી મળી આવતી જશાજી લીંબડની વાર્તામાં અને ઈતિહાસમાં મળી આવતી હકીકતમાં જણાતાં નામને લગતા ફેરફારને લીધે શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. હળવદમાં રહેનાર કુંવર સત્યભામાનો કુંવર નહિ, આશકરણજી નહિં, પરંતુ ચંદ્રસિંહજીની બીજી રાણીયોના પેટે જન્મેલા કુંવરમાંથી કોઈ હોવો જોઈએ.

આવતા રહ્યા તેથી આમ થયું. એ અહીં હોત તો આવો દુઃખદ પ્રસંગ ન આવત.' તેમણે પોતાનો નિશ્ચય નજ ફેરવ્યો.

એ જ દિવસે આખા હળવદમાં ચર્ચા ચાલી કે પોતાના મૂછના બાલ સમા–પોતાના જમણા હાથ સમા–જશા લીંબડ જેવા નરકેસરીને રાજસાહેબે જાકારો દીધો તે બહુ ખોટું કર્યું.

## ૧૬ વાહરે જશાજી !

"ભાઇ ! જશાજી લીંબડનું ઘર બતાવશો ?" મુસાફરીથી થાકેલા એક બારોટે રામજી મંદિરનાં ઓટલે બેઠાં બેઠાં મણકા ફેરવતા વૃદ્ધ પુરૂષોને પૂછયું.

"કયાંના છો ? સામો પ્રશ્ન પૂછાયો.

"હું તો જોધપુરનો. જાતે બારોટ છું. મારવાડમાં ઘણાંય લગ્નો થયાં, પરંતુ રાજસાહેબનાં લગ્ન જેવાં તો એકે નહિં. ભાઈ, મારા પાતળા નશીબ કે હું એ વખતે જોધપુરમાં નહોતો. ઘરે ગયો ત્યારે ખબર પડી કે દરેક બારોટને એકેક ઘોડો જશાજીએ દાનમાં આપ્યો હતો. મારા સગાવ્હાલાંએ કહ્યું કે તમે જશાજી પાસે જશો તો તમને પણ એ જરૂર ઘોડાનું દાન આપશે. એ આશાએ ચાલતો ચાલતો અહીં સુધી આવ્યો છું."

"અરેરે ! તમે બહુ મોડા આવ્યા. જશાજીને તો દરબારે રજા આપી છે."

"હેં ? શા માટે ?"

"એ ઘોડા તથા પોશાક એમના પોતાના નહોતા, એ તો બધા જાનૈયાના હતા !"

"એમ ? શાબાશ, શાબાશ ! જશાજી !–

(દોહો)–જાણ્યું તેં દાણ્યું જશા, કરમી ચહ કેવા
પારકી પથારીયે, લીંબડ જશ લેવા."

રસ્તે જનારા માણુસો પણુ સાંભળે. એવા મોટા અવાજે એ બારોટે દુહો લલકાર્યો.*

"બરાબર ! બરાબર ! બારોટજી ! એ દુહો ફરીથી લલકારો. અમને એ ફરીફરીને યાદ કરવા દો. એ દુહો હળવદના આબાલવૃદ્ધ સૌનાં મોઢાંમાં રમી જશે. એ દુહો વજીરની નામના અમર બનાવી મુકશે ! "

બારોટે ફરીફરીને એ દુહો લલકારવા માંડયો. રસ્તા ઉપર લોકો એકઠા થઈ ગયા. તેમણે એ દુહો ગોખવા માંડયો. એ દુહો સૌને મોંઢે ચડી ગયો.

"પ્રભુ ઇચ્છા! મને કંઇ ન મળ્યું તો કંઇ નહિં. એ વીર અને ઉદાર નરની જન્મભુમિનાં દર્શનનો લાભ તો મળ્યો !" એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો ! "પણ ભાઇ, મને કહેશો કે એ નરબંકો અત્યારે કયાં હશે ? આટલે સુધી આવ્યો છું તો તેમને મળતો તો જાઉં !"

"બારોટજી, એ કોઠના વાઘેલા રાજાને ત્યાં રહ્યા છે એમ સાંભળ્યું છે. કોઠ જાઓ તો તેનો પત્તો મળે. "

* * * *

એ બારોટ–કવિ કોઠ આવ્યા. ગામની સીમમાં કામ કરતા ખેડુતને તેણે બૂમ પાડી, "ભાઈ! જશાજી લીંબડ આ ગામમાં કયાં રહે છે ?"

પેલો ખેડુત જવાબ આપે તે પહેલાં તો થનગનાટ નાચતી તેજણ ઘોડી સાથે એક સ્વાર ત્યાં આવ્યો અને પૂછ્યું: "જશાજીનું શું કામ છે? આપ તેને ઓળખો છો ?"

* જુઓ ચિત્ર.



બારોટે દુહો લલકાર્યો.　　　　　　　　　　[ પૃ. ૧૯૨

"ના, નજરે જોયા નથી, પણ તેમની કીર્તિ ખૂબ સાંભળી છે. એ કીર્તિને લીધે જ તેમને મળવા આવ્યો છું."

એ સ્વાર નીચે ઉતર્યો, કવિના પગે પડયો અને બે હાથ જોડીને બોલ્યો, "કવિરાજ, હું જ આપના ચરણનો સેવક—જશા લીંબડ."

"હેં! આપ જશા લીંબડ! જશા લીંબડે તો લાખોનો માલ જોધપુરમાં લુંટાવ્યો હતો!"

"હા, એ જ હું. પણ હું તો સામાન્ય સ્થિતિનો રજપૂત છું, ઘરધણી છું, ગિરાસદાર નથી. આપ મારા જેવા અદના આદમીને મળવા પધાર્યા તે માટે હું આપનો ઓશીંગણ છું."

જશાજી બારોટને બાથમાં ઘાલીને અંતરના ઉમળકાથી ભેટયા. કવિની જીભે સરસ્વતી બેઠાં:-

ગઢ દેવળ પડે ઉજડે ગઢપત,
જશ અવિચળ દત્ત[1] વડે જડે;
જશાડે અશાડો ભેદ જાણીયો,
પંડ કાચો કારમોક પડે. ૧

કોટ વકોટ ઉજડે કૃપણા[2],
પણ તોટો તાય સજસ[3] પસે;
મૃત મોટો જોખમ ઘટ માથે,
જગ ખોટો જાણીયો જસે. ૨

દાખદેખ કવ્યા[4] અથ[5] દેહતો,
આખે જેમલ[6] ઉત્ત અશો;
કૃમ રાચી ભ્રમવાચી કાયા,
કાચીરો વિશ્વાસ કશો. ૩

૧ દાતારપણું. ૨ લોભીયા. ૩ સુયશ. ૪ કવિ. ૫ અર્થ-પૈસા. ૬ જશાજીનો બાપ.

આ દુહો સાંભળતાં જ જશાજીએ પોતાની એક હજાર રૂપી-યાની કિંમતની તેજણુ ઘોડી કવિ પાસે ઉભી રાખી અને તે સ્વીકારવા માટે પોતાના બંને હાથ જોડીને વિનંતિ કરી.

"બાપ ! એ દાન રસ્તામાં ન હોય. તારે ઘેર આવું ત્યાં આપવું હોય તે આપજે."

"એ આપ શું કહો છો કવિરાજ ! હમણાં જ આપે ન કહ્યું કે 'પંડ કાચો કારમોક પડે.' આ ક્ષણભંગુર દેહનો શો ભરોસો ? ચાલતાં ચાલતાં ઠેસ વાગે અને પ્રાણ નીકળી જાય, તો પછી આ દાનનો સંકલ્પ અધુરો રહી જાય. મારાં છોકરાં આપને એ દાન આપે કે કેમ તેની શી ખાત્રી ? ધારો કે ન કરે નારાયણ અને આપને કંઈ થાય તો પછી દાન કોને આપું ? આપ કોણ છો ? ક્યાં રહો છો ? એ તો હું જાણુતો નથી. એટલે આ કલ્પેલું દાન મારે કોને આપવું ? માટે ધર્મના કામમાં ઢીલ નહિ–મનમાં આવ્યું કે તડ ને ફડ તે કરી જ નાંખવું. આ તેજણ હવે આપની થઈ. મને એ ન ખપે. આપ એનું ચોકડું આપના હાથમાં લઇને ચાલો. આ રંકની ઝુંપડીને પાવન કરો.

કવિ મનમાં વિચારવા લાગ્યા, 'શાબાશ ! આ તો ખરો દાતાર ! વટનો ટુકડો, એકવચની અને દિલાવર દિલનો આ જશાજી ખરો દાનવીર છે ! જગતમાં અત્યારે એનો જોટો જડે તેમ નથી ! વાહરે જશાજી, વાહ ! "

ત્રણ ચાર દિવસ કવિએ જશાજીની મહેમાની ચાખી. જશા-જીએ એ તેજણ ઘોડી ઉપરાંત પોતાનાથી બની શકે તેટલું એ બારોટને દાનમાં આપ્યું. કવિએ વાતવાતમાં જાણી લીધું કે રાજસા-હેબે તેને જાકારો દીધાથી તે અહીં આવ્યો છે અને કોઠના વાઘેલા ઠાકોર સાહેબ તેની યોગ્યતાથી આકર્ષાયા છે, ને તેને અહીં આશ્રય

આપ્યો છે. કોઠથી નીકળતાં પહેલાં બારોટે પ્રતિજ્ઞા લીધી કે 'જ્યાં સુધી રાજ ચંદ્રસિંહજી મનામણું કરીને જશાજીને હગવદમાં લાવી તેમની મૂળ જગ્યાએ નીમણુંક ન કરે ત્યાં સુધી મારવાડનું પાણી અગ્રાજ* છે!'

## ૧૭ પુનઃ વજીરપદે.

કવિ હળવદ આવ્યા. રાજસાહેબને ખબર કરી. રાજ્ય તરફથી તેના ઉતારાનો બંદોબસ્ત થયો.

કવિ મહા વિદ્વાન હતા, બોલવામાં છૂટા હતા, કાવ્યશાસ્ત્રમાં પ્રવીણ હતા એટલે રાજસાહેબે તેમનો સારો સત્કાર કર્યો. રોજ રાત્રે કચેરી ભરાય તેમાં કવિરાજ આવે, પોતાની કૃતિઓ લલકારે અને આખી સભા 'વાહ વાહ' પોકારી ઉઠે.

એક દિવસ કવિરાજ એવા તાનમાં આવી ગયા કે એણે પોતાનું ધાર્યું કામ પાર પાડવાનો નિશ્ચય કર્યો. રાજસાહેબે કદિ ન સાંભળ્યાં હોય એવાં ઉત્તમ કાવ્યો સંભળાવીને એણે આખી કચેરી પ્રસન્ન કરી. રાજસાહેબના મુખમાંથી પણ ઉદ્‌ગારો નીકળી પડયા, "વાહ, કવિરાજ! વાહ, આજે તો હદ કરી. માગો, જે જોઈએ તે માગી લ્યો, હું આપની વાણીથી આજે પરમ પ્રસન્ન થયો છું."

"માગુ છું એટલું કે હવે બરાબર લક્ષ દઈને મારું એક કાવ્ય સાંભળો."

"એમાં તમારો શો દહાડો વળશે?"

"વળશે, આપ એ કાવ્યને અંતરમાં ઉતારશો તો જરૂર વળશે."

"થવા દો ત્યારે." આખી કચેરી એક સાથે બોલી ઉઠી.

કવિએ ગળું ખંખાર્યું. તેમના મુખમાંથી પ્રતાપભરી વાણી નીકળવા લાગી.

---

* અગ્રાહ્ય—હરામ.

( ગીત )

રાણા સુણો ચંદ્રસંગ રાજા માઠી કણ દીધી અશ મત,
નીંભડ જશીયા જશો નીકાલ્યો કાંઈ થાને અશ સુઝ કમત'–૧
ચારી કીત જેણે નવખંડ થાપી પરચંડ દાતા સતા અતપુર,
અરા ઘુમંડ તોડીયા એહડા જેહડારી તો કને જરૂર.–૨
જોધાણે વીવા મેં જાહેર કામો એણે કીધ કશો
અશો ખત્રી રાજ ઘર આપે વાઘેલ ઘર કયોં જાય વશો.–૩
શત રાશા કવ અરજ સાંભળી અણુરા કામ તપાશો આપ,
માન સહીત બોલાવ માનહર તો સકવારા મટશે સંતાપ.–૫

કવિનો એક એક શબ્દ વચનબાણુની માફક રાજસાહેબના અંતરમાં પેસવા લાગ્યો. જશાજીએ કરેલાં કામો એની નજરે તરવા લાગ્યાં. એના જેવા વીરનરને પોતે છેહ દીધો છે એમ તેમને લાગવા માંડ્યું. એમનું અંતર વલોવાયું.

“ પણ હવે શું થાય ? કવિરાજ, મારી ભૂલ થઇ એ વાત ખરી. એના જેવા નરપુંગવને મેં ખરેખર અન્યાય કર્યો.”

“ તો હવે એ અન્યાયને સુધારો. હવે થયેલી ભૂલ સુધારો. એને માનસહિત અહીં તેડાવો. ” કવિએ સૂચના કરી.

રાજસાહેબ વિચારમાં પડયા. એમાં સ્વમાનનો પ્રશ્ન હતો !

“ રાજસાહેબ ! આપે મને વચન આપ્યું છે. હું આપની પાસેથી માગી લઉં છું કે આપ ખોટા મમતને ત્યાગીને એનું મન મનાવી અહીં બોલાવો અને ફરીથી એને વજીરપદે સ્થાપો. જશાજી હોય નહિ અને હળવદપતિની કીર્તિ રાજસ્થાનમાં ઘેર ઘેર ફેલાય નહિ. એનો તો જેટલો અહેશાન માનો તેટલો ઓછો. કંઇ નહિ તો મારે ખાતર પણ એટલું કરો. એમ ન થાય ત્યાં સુધી મારવાડનું પાણી મારે હરામ છે. આપ નહિ માનો તો હું અહીં જ રહીને મારો દેહ અહીં જ પાડીશ. ”

રજપૂતનું વચન ! રાજસાહેબ કવિરાજને વચન આપી ચૂક્યા હતા. એકવચની ક્ષત્રીજાયો બોલ્યું કેમ ફેરવી શકે? અને આ તો એક વખતના પોતાના જમણા હાથ સમા જશાજીના હિતની વાત હતી. તેમણે તરત જ નિશ્ચય કરી લીધો.

રાજસાહેબે પોતાના પ્રતિષ્ઠિત સામંતો અને સરદારોને બારોટજી સાથે કોઠ મોકલ્યા. રાજસાહેબનો સંદેશો કહીને-જશાજીને મનાવીને તેઓ તેને આદરમાન સહિત હળવદ લઇ આવ્યા.

જશાજી આવ્યા, રાજસાહેબના પગમાં પડયા અને બે હાથ જોડીને ક્ષમા યાચતા બોલ્યા! "મારા માલિક! આપે મને યાદ કર્યો તે માટે કયા શબ્દોમાં આપનો આભાર માનું? આજે મારા જીવનની ધન્ય પળ છે!"

"જશાજી, એમાં દોષ તમારો નહિ–મારો હતો. તમે તો મારા માટે એટલું બધું કર્યું છે કે......"

"ન કરો, સ્વામી, મારાં ખોટાં વખાણ ન કરો. મેં તો મારી ફરજ બજાવી છે. હું તો આપના વડેજ ઉજળો છું. આપનો કીર્તિસૂર્ય વધુ ને વધુ પ્રકાશે એ જ મારા અંતરની ઇચ્છા છે."

"જશાજી! આજથી પુનઃ તમારે વજીરપદ સંભાળવાનું છે. આજના શુભ પ્રસંગ માટે તમારે ખરો ઉપકાર તો આ કવિરાજનો માનવાનો છે." રાજસાહેબે બારોટ તરફ જોયું.

જશાજી તેના પગમાં પડયો.

"ઉઠો, ઉઠો, દાનેશ્વરી જશાજી, ઉઠો. મેં તો મારો ધર્મ બજાવ્યો છે. આખા હળવદમાં આજે ઉત્સવ ઉજવાશે અને લોકો આનંદની ધુનમાં મેં તેમને શીખવેલો દુહો ગાશે."

"કયો દુહો?" જશાજીએ જીજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"સાંભળો," કવિરાજે આખી કચેરી સાંભળે તેવા બુલંદ સ્વરે દુહો લલકાર્યો:—

> જાણ્યું તેં ટાણું જશા. કરમી ગ્રહ કેવા
> પારકી પથારીએ, લીંબડ જઇ લેવા.

આખી કચેરી ખડખડ હસી પડી.

જશાજીની પ્રસન્નતાનો પાર નહોતો. રાજસાહેબ તરફ-પોતાની પ્રતિષ્ઠાને પુનઃ પ્રાપ્ત કરાવનાર એ બારોટજી તરફ-તે આભારભરી નજરે જોઇ રહ્યો.



# હૃદયનો દંશ.

## ૧. શેતરંજ.

"અરે વાહ ! આજતો કંઇ ખૂબ રંગમાં આવી ગયા છો ?"

"કેમ નહિં ? રોજરોજ અમને હાર આપો તો કોઇ વખતે અમારો પણ વારો આવે કે નહિં ? આજે જીત મારીજ થવાની. આજ તો તમને ચોક્કસ જીતી લઉં."

શેતરંજનો દાવ ખેલાતો હતો.* જયપુરની કારિગરી વાળી સંગેમરમરની શેતરંજ ઉપર સુંદર સોગઠાં રમત કરી રહ્યાં હતાં. બે પક્ષ—એક સ્ત્રી અને એક પુરૂષ એ રમકડાંને ઇચ્છાનુસાર ચલાવી

* જુઓ ત્રિરંગી ચિત્ર.

રહ્યા હતા. એક બીજાનાં સોગઠાંનો શિકાર થઇ રહ્યો હતો, પોત પોતાનાં સોગઠાંનો બચાવ કરવા તનતોડ મહેનત થઇ રહી હોય એમ વાત રસાકસી ઉપર ચાલી હતી. સ્ત્રીની આંખમાં પ્રેમભરી મસ્તી ચમકી રહી હતી.

"પાષાણુ સમાન કઠોર ગણાતા પુરૂષોના હૃદયને સ્હેલાઇથી જીતી લેનાર રમણીઓને આવી જીત મેળવવી એ શી વિસાતમાં? ઝાલી રાણી! જોજો, વિચારમાં ને વિચારમાં વાત ન રહી જાય, તમારો મનોરથ મનમાંજ ન સમાય."

"એતો વખત આવે ત્યારેજ જણાય. જામ સાહેબ, જોજો, આપની ધારણા ખોટી ન થાય."

બંનેમાં નૂતન ઉત્સાહ રેડાયો અને શેતરંજની રમત પુનઃ રસભેર રમાવા લાગી.

## ૨ જામ અને ઝાલી રાણી.

નવાનગરના જામ સતાજી ૪૯ વર્ષ સુધી રાજ્ય કરી ઇ. સ. ૧૬૦૮ માં દેવલોક પામ્યા. તેમને ત્રણ કુંવરો હતા—અજાજી, જસાજી અને વીભાજી. અજાજી પાટવી કુંવર હતા, રાજ્યાસન ઉપર હક તેમનો હતો, પરંતુ એ સુખ અને સત્તા ભાગ્યમાં નિર્માણ થયાં ન હોવાથી ધ્રોળની લડાઇમાં તેમનો દેહ પડયો. તેમને લાખાજી અને વીભાજી નામના બે કુંવરો હતા. રાજ્ય વહિવટ પ્રમાણે જામ સતાજીના મૃત્યુ પછી લાખાજીનેજ ગાદી મળવી જોઇએ, પરંતુ 'બળીયાના બે' એ ન્યાયે પોતાની સત્તાના પ્રતાપે ભત્રીજાને પડતો મુકીને જામ જસાજી ગાદીએ બેઠા અને જામસાહેબ બન્યા.

તેમના લગ્ન હળવદના રાજસાહેબ ચંદ્રસિંહજીના બ્હેન સાથે થયાં હતાં. દિલ્હીના દરબાર સુધી ડંકો વગાડનાર રાજ રાયસિંહજીને બે કુંવર અને એક કુંવરી હતા. મોટા કુંવર સત-

[ક]સાલજી માળીયાની લડાઇમાં મરાયા હતા તેથી કુંવર ચંદ્રસિંહજી
[ર]ાજ રાયસિંહજી પછી ૧૫૮૪ માં હળવદની ગાદીએ આવ્યા.
કુંવરીનું નામ લખમાજીબા હતું. તેમને નવાનગરના જામ જસાજી
[વ]ેરે દીધા હતા. નવાનગરમાં સૌ કોઈ એમને ઝાલી રાણીના
નામથી સંબોધતા.

ઝાલી રાણીને પોતાના ઝાલાકુળની શ્રેષ્ઠતાનું અભિમાન હતું.
પોતે ઝાલાવંશની શ્રેષ્ઠ રજપૂત કન્યા છે એ વિચારથી તેને સંતોષા-
નંદ થતો, અને પોતાનો મોભો અને ગૌરવ સાચવી રાખવા તે હમેશાં
સાવધ રહેતી.

જામ ઉપર તો તેણે પ્રેમનું જાદુ ચલાવ્યું હતું. ઝાલીરાણીના
અવાસમાં જામ ન આવે એવો એક પણ દિવસ જતો ન હતો.
ઝાલીરાણીના સહવાસ વિના-તેના પ્રેમામૃતનું પાન કર્યા વિના-તેની
સાથે વાર્તાવિનોદ કર્યા વિના જામને ચેન પડતું ન હતું.

રાજમહાલયની અગાશી ઉપર પૂર્ણિમાના પૂર્ણવિકસિત ચંદ્રના
શીતળ ધવલ પ્રકાશમાં આ પ્રેમી યુગલ બેસતું અને અલૌકિક આનંદ
જામતો. હમણાં હમણાં શેતરંજનો નાદ લાગ્યો હતો, અને જામ
અને ઝાલી રાણી એકતાન બનીને શેતરંજના દાવ ખેલતાં હારજીતની
વાતો કરતાં એક બીજાને ઉત્તેજીત કરીને નિર્દોષ આનંદ અનુભવતાં.
અત્યારે પણ રાજમહાલયની અગાશીમાં એજ ધૂન મચી રહી છે!

### ૩ મહેણું.

આકાશમાં ચંદ્ર ઉંચે ચડયોજ જતો હતો, વિકસતો જતો
હતો. અગાશીમાં શેતરંજની રમત હોંશભર રમાતી હતી. જામ આજ
રંગમાં આવી ગયા હતા. જોતજોતામાં રાણીના શેતરંજના ઘોડાને
તેણે જીતી લીધો, અને હર્ષપૂર્વક બોલ્યા, "જુઓ, ઝાલી રાણી!
આ તમારો ઘોડો જીતી લીધો!"

જીતના નિશ્ચય ઉપર આવેલી ઝાલી રાણીના હૃદયમાં આથી આઘાત થયો. ઉપરાઉપર ચાર પાંચ દિવસો થયાં મળતી હારને લીધે તે નિરાશ બની અને પોતાનું ગૌરવ સાચવવાનાં ફાંફાં મારતી હોય તેમ નિરાશાના આવેશમાંજ તે બોલી ઉઠી, " એમાં તે તમે શી બહાદૂરી કરી ? મારા જેવી સ્ત્રીનો–એક અબળાનો ઘોડો જીતવો એમાં કંઇ બહાદૂરી નથી. ખરી વીરતા તો ત્યારે જણાય કે જ્યારે મારા ભાઇ ચંદ્રસિંહજીનો ઘોડો તમે જીતી લાવો. "

થયું. હસવામાંથી ખસવું થયું. ઝાલી રાણીએ લાગ જોઇને પોતાને આ મહેણું માર્યું છે એવી જામે કલ્પના કરી લીધી. તેના હૃદયમાં ક્રોધ ઉપજ્યો, અને વાદવિવાદ શરૂ થઇ એક બીજાના અંતરના તાર તુટવા જેવો મામલો થઇ પડત, પરંતુ જામને એક વિચાર સુઝયો, ' નાહક બોલી બતાવ્યા કરતાં કરીને બતાવવું એજ સારૂં. ' કંઇ બન્યુંજ ન હોય એમ તેમણે વાત બદલી, " અરે, રાણીજી, એ તો રમત છે. જીત અને હાર એ તો રમતના બે પાસા છે. એમાં આમ ખેદ પામવા જેવું શું છે ? ચાલો, ફરી દાવ ખેલીએ. "

ગમે તેમ હોય પણ શેતરંજની રમતનો રંગ ઉડી ગયો. બેમાંથી કોઇને અત્યારે એમાં રસજ ન પડયો. બંનેના અંતર વિચારતરંગે ચડયા હતા. રોજની માફક આજ તેઓ એકતાન ન બની શકયા.

વ્હાલામાં વિક્ષેપ પડાવનાર, સ્નેહી હૃદયમાં અંતર નાંખનાર, કૌરવ પાંડવની માફક વિખવાદ પેદા કરાવનાર આ રમતનાજ એ પ્રતાપ !

## ૪ સંકેત.

જામ જસાજી વખત વર્તી ગયા. ઝાલી રાણીએ મારેલા મહેણાને તે એ વખતે તો ગળી ગયા. જાણે કંઇ બન્યુંજ ન હોય ! પરંતુ એ મહેણું તે કોઇ રીતે ભૂલી શકયા નહિ. ઝાલી રાણીના

વચનો તેને શૂળ સમાન સાલવા લાગ્યા. ઘણી વખત એકાંતમાં એ શબ્દોનું સ્મરણ થતાં તેમને વિચારવાયુ થતો, " શું ઝાલી રાણીને પોતાના ભાઈ માટે આટલું બધું અભિમાન? શું હું ચંદ્રસિંહજીનો ઘોડો નજ જીતી શકું ? એમ બનેજ કેમ ? ઝાલી રાણીનું અભિમાન તો મારે ઉતારવુંજ જોઇએ. પણ તે કાર્ય કેવી રીતે કરવું? ચંદ્રસિંહજી સાથે રણસંગ્રામ તો નજ ખેલાય. એ તો કાગનો વાઘ કરવા જેવું થાય. જગતમાં નાહક હાંસી થાય, અને ઝાલા રજપૂતો જો શૂર ઉપર ચડે તો 'લેને ગઇ પૂત અને ખો આઇ ખસમ' એના જેવું થાય. હાલ તો મૂગા રહેવામાંજ માલ છે. વખત આવે જોઇ લેવાશે. ઝાલી રાણી! તારૂં મહેણું તો મારે જરૂર ભાંગવુંજ પડશે."

આમ વખત વીત્યો. ઝાલી રાણીને જામના વર્તનમાં જરા ફેરફાર થયેલો જણાયો, પ્રેમમાં ન્યુનતા દેખાઇ, પરંતુ તેના અંતરની વાત તે જાણતી ન હતી, એટલે 'હશે, રાજ્ય કારભારના કંટાળાને લીધે કદાચ હમણાં ચિત્ત વ્યગ્ર રહેતું હશે ' એમ વિચારી તે મન મનાવી લેતી.

જામ ધીરજ ધરી શક્યા નહિં. ચંદ્રસિંહજી સાથે યુદ્ધ ન કરવાનો તેનો નિશ્ચય ડગ્યો. તેણે હળવદ ઉપર લશ્કર મોકલ્યું, ત્યાં ઝપાઝપી થઈ, પરંતુ ઝાલા રજપૂતો મરણીયા થઈ લડતા તેથી તેમનું કંઈ વળ્યું નહિ. લશ્કર પાછું આવ્યું.

જામ આટલાથીજ હિંમત ન હાર્યા. તેણે ફરી લશ્કર મોકલ્યું, પણ એજ દશા. ત્રણવાર તેણે લસ્કર મોકલી જોયું, પણ તેમાં તેની ધારણા પાર નજ પડી. કોઇ વખત તે ફાવ્યાજ નહિ. છેવટે તેણે બળને બદલે કળથી કામ કરવાનો નિશ્ચય કર્યો અને કોઈ યોગ્ય તકની તે રાહ જોવા લાગ્યા.

એવામાં એક અકસ્માત બન્યો. રાજ ચંદ્રસિંહજીનો કુંવર

અચાનક મરણ પામ્યો. રજવાડાના નિયમ પ્રમાણે જામ જસાજીએ પોતાના માણસોને દિલાસો દેવા માટે હળવદ મોકલવાનું નક્કી કર્યું.

રાત્રીનો વખત. સૃષ્ટિ શાન્ત હતી. નિદ્રાદેવીનું સામ્રાજ્ય સ્થપાયું હતું. ઝાલી રાણી પોતાના સહોદર બંધુના પુત્રના અકાળ મૃત્યુથી શોકાકુળ બની શૈયામાં તરફડતી હતી, ત્યારે જામ જસાજી કંઈ બીજા વિચારથીજ નિદ્રાનો ત્યાગ કરી રાજમહાલયના પ્રવેશ દ્વાર પાસે કોઇની રાહ જોઈ રહ્યા હતા.

પુખ્ત વયનો એક પુરૂષ ત્યાં આવ્યો અને તેને નમન કર્યું. જામે મંદ સ્વરે તેના કાનમાં કંઈ વાત કરી. મસલત લાંબો વખત ચાલી. છૂટા પડતી વખતે જામે કહ્યું, "શંકરદાસ, બરાબર ધ્યાન રાખજો. સૂચનાનો અમલ કર્યા વિના પાછા ન આવતા. અને કામ પાર પડયા પહેલાં ગુપ્ત સંકેત બહાર ન પડે એ ખાસ લક્ષમાં રાખજો."

જામને પોતાના હૃદયનો ભાર કેટલેક અંશે ઓછો થયો જણાયો.

પ દગો !

હળવદમાં સર્વત્ર શોક છવાયો હતો. રાજકુમારના અકાળ મૃત્યુથી રાજ્યભક્ત વફાદાર પ્રજા શોક નિમગ્ન બની હતી. આખા ગામમાં હાહાકાર વર્તાઇ રહ્યો હતો. આનંદનું કોઈ સ્થળે નામ નિશાન ન હતું.

જામ જસાજીના માણસો દિલાસા અર્થે હળવદ આવ્યા. તેમનો યોગ્ય રીતે સત્કાર થયો.

શંકરદાસ નાગર હતો, મુત્સદ્દી હતો. તે રાજ ચંદ્રસિંહજીને મળ્યો, વૈરાગ્યના વચનો કહીને દિલાસો દીધો અને જામ જસાજીના હૃદયને આ પ્રસંગથી બહુજ આઘાત થયો છે એવી મીઠી લાપસી પીરસવામાં મણા ન રાખી. વાતવાતમાં તેણે જણાવ્યું કે "બન્યું તે હવે

મિથ્યા થવાનું નથી, માટે શોકનો ત્યાગ કરો અને સવાર સાંજ બે ઘડી સીમમાં ફરવા નીકળો એટલે આ દુઃખદ વિચાર ધીરે ધીરે વિસારે પડશે. ”

ચંદ્રસિંહને આ વાત રૂચી. શંકરદાસની વાક્પટુતાથી આકર્ષાઈ તેને સાથે લઈને તે ફરવા નીકળ્યા.

એક બે દિવસ આ ક્રમ ચાલ્યો. શંકરદાસે જોયું કે ધાર્યું કરવાની આ ઉત્તમ તક છે. તેણે પોતાના તમામ માણસોને સાધ્યા, સૂચના આપી, અને રાજ ચંદ્રસિંહજી સાથે દૂર સીમાડા સુધી ફરવા નીકળી પડયો.

તેઓ વાતો કરતા કરતા સીમમાં ઉગેલા મોલનું નિરીક્ષણ કરતા હતા એવામાં એક ઘોડેસ્વાર ટુકડી અચાનક થોરની વાડ પછવાડેથી નીકળી આવી, અને બંનેને ઘેરી લીધા. જોત જોતામાં ચંદ્રસિંહજી અને શંકરદાસ ચતુર્ભુજ બન્યા અને ઘોડેસ્વારની દયા ઉપર તેઓ જ્યાં દોરી જાય ત્યાં દોરાવા લાગ્યા.

ચંદ્રસિંહજીને સાવધ થવાનો વખત મળ્યો હોત તો તમામ ઘોડેસ્વારોને તે એકલાજ પુરા પડત, પરંતુઃ—

**‘ હોન પદારથ હોત હય, વિસર જાત સબ શુદ્ધ,**
**જયસી લીખી નસીબમેં, વયસી ઉકલત બુદ્ધ. ’**

એ ન્યાયે અત્યારે તો તે બંદીવાન બન્યા, દગાનો ભોગ થયા. અફસોસ !

## ૬ ઘોડો જીત્યા !

ચતુર્ભુજ બનેલા ચંદ્રસિંહે ચોમેર જોયું. શંકરદાસની પણ પોતાના જેવીજ સ્થિતિ જોઇ. આ સ્થિતિમાં લાવનારા માણસો નવાનગરનાજ હતા. ત્યારે એમ કેમ બને ? શંકરદાસને પણ તેઓ

શા માટે કેદ કરે ? આ ભૂલભૂલામણી જેવી રમત દેખાઈ. ખરૂં રહસ્ય તે સમજી શકે—મુક્તિ માટે કંઈ પણ યત્ન કરી શકે તે પહેલાં તો તેઓ હળવદની હદથી બહુ દૂર નીકળી ગયા હતા.

ચંદ્રસિંહજીને નવાનગરમાં લાવવામાં આવ્યા અને જામનો ભેટો કરાવ્યા વિનાજ તેમને એક એકાંત મહેલમાં નજરકેદ રાખવામાં આવ્યા. ચંદ્રસિંહજીના ઘોડાને જામ જસાજીએ પોતાના રાજ મહેલની ઘોડારમાં બંધાવ્યો.

ઝાલી રાણીની વડારણ ચકોર હતી. તેણે આ વાત જાણી લીધી અને રાણીને જણાવી. રાણીનું હૃદય વીંધાયું.

જામ રાણી પાસે આવ્યો અને કહ્યું, "કેમ ઝાલી રાણી, આજ કંઈ ઉદાસ જણાઓ છો ?"

"જાણો છો છતાં પુછવાનો ડોળ કરો છો ? હાડીયાને હસવું અને દેડકાનો પ્રાણ જાય !"

"પણ એમાં દોષ મારો નથી, તમારો છે! યાદ છે પેલી પૂર્ણિમાની રાત્રી ? શેતરંજ રમતાં તમે મહેણું માર્યું હતું કે 'મારા ભાઇ ચંદ્રસિંહજીનો ઘોડો જીતી લાવો ત્યારે ખરા!' આજે મેં એ મહેણું ભાંગ્યું છે. જુઓ સામેની ઘોડાર તરફ. પેલો કદાવર ઘોડો તમારા ભાઇનોજ કે નહિ."

ઝાલી રાણી જમીન તરફ જોઈ રહી હતી. તેને તો મરવા જેવુંજ થયું હતું.

"અને તમારા ભાઈ પણ અહીંજ આવ્યા છે. તમારે મળવા જવું હોય તો જજો. શંકરદાસ બધી ગોઠવણ કરશે." જામે દાઝયા ઉપર ડામ મારવા જેવું કર્યું.

રાણીએ એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. તેની આંખમાંથી આંસુ સરતા હતા.

૭ છૂટયો.

ઝાલી રાણીના હૃદયના ચૂરેચૂરા થતા હતા. 'શું કરૂં?' એ વિચારની ધૂન લાગી હતી. તેણે શંકરદાસને બોલાવ્યો.

શંકરદાસ દહીંમાં અને દૂધમાં બંનેમાં પગ રાખનાર–બંને બાજુ ઢોલકી વગાડનાર મુત્સદ્દી હતો. રાણીને રાજી રાખવા તે બોલ્યો, "બા સાહેબ, શું કહું? જામ સાહેબની મતિ બગડી છે, નહિ તો આવું હોય? મને પણ સાથે કેદ કર્યો હતો, એટલે શું કરૂં? નહિ તો રાજ ચંદ્રસિંહજીને અહીં સુધી લાવવા જ દઉં! અરે મેં ખૂબ કાલાવાલા કર્યા ત્યારે તો મને અહીંથી છોડયો. કહો હવે આપની શી આજ્ઞા છે?"

શંકરદાસ હડહડતું જૂઠું બોલ્યો હતો. તેને બંધન બાંધ્યું હતું એ માત્ર ખોટો ઢોંગ મચાવવા માટે. ચંદ્રસિંહજી ખરૂં રહસ્ય સમજી ન જાય તે માટે એ કારસ્તાન રચ્યું હતું. નવાનગર પહોંચતાંજ તે બંધનમુક્ત બન્યો હતો!

"આવી રીતે કોઇને ફસાવીને પકડી લાવવામાં ખરી વીરતા નથી, શંકરદાસ, એ તો કાયર પુરૂષનું કામ છે.'

"સાચી વાત. રાણી સાહેબ." 'હાજીહા'નો પાઠ શંકરદાસના ગુરૂએ બરાબર શીખવ્યો હતો,

"હશે, હવે કોઇપણ રીતે મારા ભાઇ મુક્ત થાય અને સહીસલામત હળવદ પાછા જાય એવી ગોઠવણ થવી જોઇએ."

"જોઉં છું, જામ સાહેબને સમજાવી જોઉં. બનતાં સુધી..."

"બનતાં સુધી નહિ, જરૂર એમ થવુંજ જોઇએ."

"જેવી આજ્ઞા," કહી નમન કરી આ ખટપટની મૂર્તિ ચાલી ગઇ.

શંકરદાસે જામ જસાજીને સમજાવ્યા, "વધુ વખત જશે તો હળવદથી મોટું લશ્કર આવશે, તોફાન થશે અને નાહક લોહી રેડાશે. તેના કરતાં ધાંધલ થાય તે પહેલાંજ ચંદ્રસિંહજીને અહીંથી મોકલી દઇએ, જેથી ઝાલી રાણી ઉપર પણ હાથ રાખવા જેવું થાય અને ભવિષ્યની આફત ટળી જાય."

જામ સમજ્યા. ચંદ્રસિંહજીને મુક્ત કરી હળવદ મોકલવામાં આવ્યા.



'બનતાં સુધી નહિ, જરૂર એમ થવુંજ જોઇએ.'

## ૮. હૃદયનો ડંશ.

ચંદ્રસિંહજી ગયા. જામે જાણ્યું કે વાત વિસારે પડી હશે અને ઝાલી રાણીનો શોક સંતાપ નષ્ટ થયો હશે. તે અગાઉની માફક તેને મળવા લાગ્યા.

ઝાલી રાણીનું ચિત્ત વ્યગ્ર રહેતું હતું. પોતાના ભાઇને થયેલા અપમાનનો બદલો લેવાની તેને ધુન લાગી હતી. એ અપમાનનું સાટું કેવી રીતે વાળવું એનીજ યોજના તે ઘડયા કરતી હતી.

જામ અને ઝાલી રાણી મળતાં, વિનોદ કરતાં, આનંદરસ રેલાવતાં. બંને એક બીજા માટે મરી પડતાં હોય એમજ લાગતું.

જામને તો આ સ્વર્ગીય સુખનો લ્હાવો જણાતો હતો.

એક દિવસ બંને સ્નેહસામ્રાજ્યમાં વિહરતા હતા તેવામાં ઝાલી રાણીએ કહ્યું, "જામશ્રી, આ દાસીની એક વિનતિ સ્વીકારશો ?"

"એક નહિ, પણ એક લાખ. તમારા પ્રેમ પાસે આ આખું રાજ્ય પણ કંઇ વિસાતમાં નથી."

"આજે તો ભોજન અહીંજ લ્યો, અને તે પણ મારા હાથે તૈયાર થયેલું. હું ધારૂં છું કે આ કિંકરીના હાથે બનેલી રસોઈ આપને પસંદ તો પડશેજ."

"અરે વાહ ! તમારા જેવી સ્નેહાળ રમણીના કોમળ હસ્તે બનેલાં પકવાનમાં શી મણા હોય? કુદરત એમાં અજબ સ્વાદ મુકે છે. ભલે, તમારી ઇચ્છા પૂર્ણ કરો."



જેવી આજ્ઞા !

સુવર્ણના થાળમાં ઝાલી રાણીએ તૈયાર કરેલું બત્રીસ ભાતનું ભોજન ત્યાં લાવવામાં આવ્યું. તેની સુગંધીથીજ જામ ખુશ થઇ ગયા. તેણે ઝાલી રાણીની ઇચ્છા પૂર્ણ કરી.

પરંતુ આ શું? જામની આંખમાં ઘેન કેમ જણાય છે? ભોજનમાં વિષનો પ્રયોગ થયો છે. એની અસર જામ ઉપર થવા માંડી છે. ઝાલી રાણીની ઇચ્છા ખરેખર પૂર્ણ થઇ છે. અપ-

માનનો બદલો લેવાયો છે. ઝાલી રાણીના હૃદયનો દંશ જામને લાગ્યો છે. માત્ર સર્પના દંશથીજ મૃત્યુ થાય છે એમ નથી, માણસના હૃદયનો દંશ પણ અનેક મનુષ્યોને અનેક પ્રકારની વેદના આપી પાયમાલ કરે છે. એ હૃદયનો દંશ ઘણી વાર જીંદગીને જોખમમાં ઉતારે છે. એમાં મૃત્યુ સુધીનો ભય રહેલો છે. હતભાગી હૃદયનો દંશ!

## ૯ ઉપસંહાર.

અપમાનના બદલાની-વેરની ધૂનમાં માણસ કંઇ કંઇ કરી બેસે છે. પરિણામનો એ વખતે વિચાર નથી આવતો, અને પરિણામ આવે ત્યારે તે સહન નથી કરી શકાતું. ઝાલી રાણીને પણ તેવું જ થયું, બદલાની ધૂનમાં વિષ દઇ તેણે જામ જસાજીને માર્યા, પરંતુ પોતે વૈધવ્યદશા પ્રાપ્ત કરી. રાણી તરીકેની સત્તા હાથમાંથી સરી ગઇ એ વળી દાઝયા ઉપર ડામ. હવે પસ્તાવો કરવો નકામો હતો. વિધીનું નિર્માણ કદી મિથ્યા થઇ શકે?

'સોળ વર્ષ રાજ્ય કર્યા પછી ઇ. સ. ૧૬૨૪ માં જામ જસાજી વિષના ભોગ થઇ પડ્યા. તેને કુંવર ન હતો, તેથી તેનો ભત્રીજો લાખાજી નવાનગરની ગાદીએ બેઠો. જામ જસાજી ગાદીએ બેઠા ત્યારે ખરો હક્કદાર લાખાજીજ હતો, પરંતુ તેને પડતો મુકી જસાજીએ ગાદી પચાવી પાડી હતી. અંતે જેનું હતું તેને તે મળ્યું, લાખાજીનો હક્ક હતો ને સોળ વર્ષે તેને મળ્યો, અને તે રાજા બન્યો. ભાગ્યમાં લખેલું કદી મિથ્યા થઇ શકે છે?



# ઝાલાનું મૂલ્ય.

## ૧ મશ્કરી !

"હ્યો...રે...ઝાલર !" કાનની ધાક ઉઘડી જાય એવા બુલંદ અવાજે ગામના લોકોને પોતાના આગમનની ચેતવણી આપતો એક મુસાફર ભાલ પ્રદેશના રોઝકા ગામના દરવાજામાં દાખલ થયો.

તે એકલો ન હતો. સાથે એક પોઠિયો હતો. એ પોઠિયો એ તેની ફરતી દુકાન હતી. પોતાના વ્યાપારની વસ્તુ તેણે પોઠિયા ઉપર લાદેલી હતી.

એ જમાનો જુદો હતો, આગગાડીના એ વખતે દર્શન થયાં ન હતાં. અનાજ પોઠિયા ઉપર બન્ને બાજુ ઝુલતી ગુણોમાં ભરીને એક સ્થળેથી બીજા સ્થળે લઈ જવામાં આવતું અને એવા અનેક

પોઠિયાનો સંઘ 'પોઠ' તરીકે ઓળખાતો. આવી પોઠો ગામને પાદર પડતી અને દૂરદૂરથી ઘસડી આણેલો માલ ખરીદવાને ઉત્સુક ગ્રામ્યજનોને તે આશીર્વાદરૂપ થઈ પડતી.

ગામમાં દાખલ થતાંજ છીંક થઈ. મુહૂર્તમાંજ અપશુકન થયા. તેણે પ્રભુનું સ્મરણ કર્યું અને 'ભગવાન ભલું કરશે' એમ મન વાળી તે આગળ વધ્યો.

પોતાના માલની જાહેરાત કરવા માટે ખૂબ લલકારીને તે 'લ્યો...રે...ઝાલર!' ની બૂમો પાડતો શેરીએ શેરીએ ઘુમ્યો, પરંતુ બોણી ન થઈ. કેટલાક લોકોએ મફતના નમુના લીધા, માલમાં વાંધો કાઢયો, ભાવમાં કસર બતાવી, પણ સોદો તો નજ થયો.

ફરતાં ફરતાં તે ગામના ચોરા આગળ આવ્યો. ચોરામાં ગ્રાસિયાઓનો ડાયરો જામ્યો હતો, કસુંબાનો કેફ ચડવા માંડયો હતો, અફીણના અમલમાં ચકચૂર બની બધા ગામગપાટા મારી રહ્યા હતા.

ગામધણી મેપજીના કાનમાં 'લ્યો...રે...ઝાલર!'ની બૂમ ગઇ અને તે ટટાર થયા. "લખુભા! જો જો, આજે આને બરાબર બનાવું!"

પોહિયો અને તેનો માલિક બંને ચોરા આગળ આવ્યા અને મેપજીએ તેમને રોકયા. "કોણ છો? કયાંથી આવો છો?"

"હું જાતનો લુહાણો છું. મેમકાનો રહીશ છું. ઝાલર વેચવા આવ્યો છું."

"એમ? હાહાહા!" મેપજી ખડખડ હસી પડયો. "ભલા માણસ તું ઝાલા વેચે છે?"

લુહાણો આભો બન્યો. 'આ તે બોલે છે કે બકે છે?' તે વિચારમાં પડયો.

દીનતાથી તે બોલ્યો, "બાપજી, ઝાલર, ઝાલર, હું તો ખાવાના ઝાલર (વાલ) વેચું છું."

"હા. હા, હું પણ એજ કહું છું કે તું ઝાલા વેચવા નીકળ્યો છે. ભલા કહે તો ખરો કે તારા ઝાલા શા ભાવે વેચાય છે?"

બધા ગ્રાસિયાઓ રસપૂર્વક આ શબ્દો સાંભળી રહ્યા. માત્ર લખુભાને આ વાત રૂચી નહિ. મનમાં કચવાતો હોય તેમ તેણે પોતાની જીભ કરડી.

## ૨ અપમાન !

લુહાણો વિચારમાં પડયો. તેણે જાણ્યું કે પોતાના અન્નદાતાનું અપમાન થાય છે. તેણે તેવોજ ઉત્તર આપવાનો નિશ્ચય કર્યો. ઠાવકું મોઢું રાખીને તે બોલ્યો, "સો ભાલિયે એક ઝાલો."

લુહાણાએ દ્વિઅર્થી વાકય ઉચ્ચાર્યું. ભાલિયો એટલે માટીનું મોટું વાસણ અને ભાલિયો એટલે ભાલ પ્રદેશનો રહેવાસી. અમારો એકેક ઝાલો રજપુત તમારા જેવા સો ભાલિયા–ભાલના રહેવાસીને પૂરો પડે એમ આડકતરી રીતે–વ્યંગમાં જણાવવાનો તેનો ઉદ્દેશ મેપજીના લક્ષમાં આવ્યા વિના રહ્યો નહિ. તેનો મિજાજ ગયો.

"જરા મોં સંભાળીને બોલ, બકાલ, તું શું બોલે છે તેનું તને ભાન છે?'

"કેમ બાપુ!" લુહાણાએ શાંત ચિત્તે ઉત્તર આપ્યો, "મેં તો આપે જે પૂછ્યું તેનો જવાબ આપ્યો. તેમાં મારો શો દોષ?"

મેપજીએ જોયું કે પોતાનો દાવ ઉંધો પડયો.

"ઠીક છે, ઠીક છે, હું બધુંય સમજું છું, લુચ્ચા! અમારૂં અપમાન કરવા તું અહીં આવ્યો છે?"

"નારે, બાપુ! આપનું અપમાન કરાય? મેં તો જે સાચું હતું તે કહ્યું."

મેપજીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. કોપથી તેની આંખો લાલચોળ બની ગઈ. ક્રોધાવેશમાંજ ચોરા ઉપરથી એકદમ નીચે

ઉતરીને તે માર્ગ ઉપર લુહાણો ઉભો હતો ત્યાં આવ્યો અને તેને બેચાર લપડાક લગાવી દીધી. આ અણધાર્યા હુમલાથી લુહાણો ચમક્યો, ગભરાયો. ગભરાટમાં તેની પાઘડી માથા ઉપરથી ઉડીને જમીન ઉપર પડી ગઇ.

"સા...બકાલ!" મેપજીની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, "મોટા માણસો આગળ અદબ રાખતાં પણ શીખ્યો નથી? આ રોઝકાનો મેપજી છે. અહીં તારી હોશિયારી નહિ ચાલે."

લુહાણો હિંમતવાન હતો. તેનું ચાલત તો તે મેપજીને પણ પોતાની તાકાતનું દર્શન કરાવી દેત. પરંતુ તે વખત વર્તી ગયો અને બોલ્યો "મારા જેવા અજાણ્યા વેપારીને માર મારવામાં શી બહાદૂરી બતાવો છો? બહાદૂરી તો સમોવડીયા સાથે શોભે."

લખુભાએ જાણ્યું કે વાત વધી પડશે. તે વચમાં પડયો, "ભાઇ, એ તો ગામધણી છે. એમના સામું બોલાય?"

લુહાણો કંઇક સ્વસ્થ થયો. "હું કયાં એમના સામું બોલું છું? એમણે પૂછયું તેનો મેં ખરો ઉત્તર આપ્યો."

મેપજીનો ક્રોધાગ્નિ પુનઃ સળગી ઉઠયો. "જોયું? સા...કેવો તુંડમિજાજી છે? પોતાનોજ કક્કો ખરો કરતો જાય છે. શું તારા ઝાલા અમારા કરતાં ચડી જાય?"

"એ તો મારાથી કેમ કહેવાય? લોકો તો એવું કહે છે."

લુહાણાના વચનો મેપજીને ટાઢા ડામ જેવા આકરા લાગતા હતા. પોતાની શક્તિનું પારખું કરાવતો હોય તેમ તે પોઠિયા તરફ વળ્યો અને પોઠ(ગુણ)માંથી વાલના ખોબેખોબા ભરી કાઢી તે જમીન ઉપર વેરવા લાગ્યો. કટાક્ષભરી નજરે લુહાણા તરફ જોઇને કરડાકી-માંજ તે બોલ્યો, "**જો, આમ નજર કર, આ તારા ઝાલરને**



" આ ઝાલરને વેરી નાખું છું તેમ તારા ઝાલાઓને ધુળ ચાટતા કરી દઉં.'

Lakshmi Art, Bombay, 8.

ઝાલાનું મૂલ્ય.



'કોની મગદુર છે કે મારા અન્નદાતાનો વાળ પણ વાંકો કરી શકે ?'

[પૃ. ૨૩૩

**વેરી નાખું છું તેમજ તારા ઝાલાઓને ધૂળ ચાટતા કરી દઉં એવી આ હાથમાં તાકાત છે સમજ્યો ?"***

મેપજીએ મારેલો માર, થયેલું અપમાન અને અધુરામાં પૂરૂં પોતાને કરવામાં આવેલું આ નુકસાન જોઇને લુહાણાનો જીવ બળી જતો હતો. તેણે ધીરજ ગુમાવી. "હશે બાપુ, ઝાલર તો નાનાં છોકરાં પણ વેરે, પરંતુ જીવતા જાગતા ઝાલાઓને વેરી નાંખો ત્યારે ખરી શૂરવીરતા જણાઇ આવે !"

મેપજીને આ વચનપ્રહાર અસહ્ય થઈ પડયો. ક્રોધ તેની રગે રગે વ્યાપ્યો, આવેશથી તેની કાયા કંપી, મારૂં કે મરૂં એવી મનોવૃત્તિ થઇ. સિંહ જેમ શિયાળ ઉપર ત્રાપ મારે તેમ તે લુહાણા ઉપર તૂટી પડયો અને મારી મારીને તેને અધમુઓ બનાવ્યો. લખુજી વચમાં પડયો ન હોત તો ત્યાંજ તેના રામ રમી જાત.

મેપજીએ તેનો પોઠિયો અને ઝાલર પડાવી લીધા અને તેને નિરાધાર સ્થિતિમાં ગામ બહાર હાંકી કાઢયો. મેપજી ઉપર મનમાં અનેક શ્રાપ વરસાવતો, પોતાના દુર્ભાગ્યને દોષ દેતો લુહાણો મેમકાના માર્ગે પડયો.

## ૩ હાડીમાતાના મંદિરે.

ઇતિહાસપ્રસિદ્ધ, સતી રાણકદેવીના પવિત્ર પાદસ્પર્શથી પુનિત થયેલી ભોગાવો નદી પોતાના દક્ષિણ કિનારા ઉપર આવેલા વર્ધમાનપુર–વઢવાણ શહેરને જળથી અભિષેક કરતી હોય તેમ વહી રહી હતી. હમણાંજ ક્ષિતિજમાંથી બહાર નિકળેલા ભગવાન સવિતાનારાયણનાં સોનેરી તેજકિરણો સરિતાના નિર્મળ જળને આલંગી જળતરંગો સાથે નૃત્ય કરી રહ્યા હતા. નદીના તટ ઉપર પથરાયલી

* જુઓ ચિત્ર.

હરિયાળી, આસપાસ છવાયલી લીલોતરી અને સુંદર ફળફુલથી લચી પડતાં વૃક્ષો કુદરતના અસીમ સૌંદર્યનું દિગ્દર્શન કરાવી રહ્યાં હતાં.

સૂર્ય ધીરે ધીરે ઉપર ચડવા લાગ્યો અને તેની સાથે તાપ પણ વધતો ગયો. એક ઘોડેસ્વાર કુદરતનું સૌંદર્ય નિરખતો, સરિતાના ખળખળ વ્હેતા જળતરંગોને જોતો, ભગવાન અંશુમાલીને હાર્દિક અર્ઘ્ય આપતો, સરિતા તટે આવેલી દેરીઓ પાસે આવ્યો, અને તેણે પોતાના અશ્વને અટકાવ્યો.

પાટણનરેશ સિદ્ધરાજના રાજવૈભવને ઠોકરે મારી પોતાનું સતિત્વ જાળવવા માટે જૂનાગઢના રા'ખેંગારની પત્ની રાણકદેવી—

'સારૂં' શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર રાણ, ભોગવ ભોગાવા ધણી.

એ શબ્દોચ્ચાર સાથે ભોગાવા નદીને તીરે અગ્નિ પ્રગટાવી ચિતામાં બળી મરીને સતી થઇ અને તેના સ્મરણમાં સિદ્ધરાજે એજ સ્થળે રાણકદેવીની દેરી બંધાવી, જે અદ્યાપિ લોકોને એ સતીનું સ્મરણ કરાવતી ઉભી છે. આ દેરી પાસે એક બીજી દેરી છે, જેની અંદર રાઠોડ પુત્રી કુંવરબાઈની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે. વઢવાણમાં ઝાલા કુળની ગાદી સ્થાપનાર પ્રથમ પુરૂષ રાજોજી હતો તે રાઠોડ ઈસબદાસજીની પુત્રી સોમકુંવરબાઇ સાથે પરણ્યો હતો. રાજોજીનું ઈ. સ. ૧૬૪૩માં મૃત્યુ થતાં સોમકુંવરબાઇ સ્વામી પાછળ સતી થઇ. એ બાઇનો એક પાળિયો છે, જે રાઠોડ માતાનો પાળિયો*

* સામાન્ય રીતે યુદ્ધમાં મૃત્યુ પામેલા વીર પુરૂષોના પથ્થરના પાળિયા ઉભા કરી તેમાં ઘોડેસ્વારની મૂર્તિ કોતરી નીચે મરનારનું નામ, મૃત્યુની તિથિ, વગેરે લેખ કોતરવામાં આવતો; અને ધણી પાછળ સતી થનારવીરાંગનાઓના સ્મરણમાં એજ સ્થળ ઉપર તેમનાં નામની દેરીઓ ચણાવવામાં આવતી, અથવા તો હાથની આકૃતિવાળો પળિયો ઉભો કરવામાં આવતો.

કહેવાય છે. રાઠોડ માતાની મૂર્તિને વારપર્વને દિવસે રાણીના જેવો પરણતી વેળાનો પોશાક અને ઘરેણાં પહેરાવવામાં આવે છે, અને તેના વંશવાળા તેની પૂજા કરે છે.

રાણકદેવીની દેરી પાસે 'હાડીમાતાનું મંદિર' છે, જે વઢવાણના રાજા અર્જુનસિંહજી ઇ. સ. ૧૭૩૯ માં મૃત્યુ પામ્યા ત્યારે તેમની રાણી દેવકુંવરબા જે હાડા અમરસીંહજીની કુંવરી હતી તે તેમની પાછળ સતી થઇ, તેના સ્મરણમાં અર્જુનસિંહજીના કુંવર સબળ-સિંહજીએ બંધાવ્યું છે. વઢવાણ અથવા ચૂડાના રાજવંશમાં લગ્ન થાય ત્યારે વરકન્યાને હાડીમાતાએ પગે લગાડે છે.

ઘોડેસ્વાર અશ્વ ઉપરથી ઉતર્યો, રાણકદેવીની દેરી તરફ પૂજ્ય-ભાવભરી દૃષ્ટિ ફેંકી, રાઠોડ માતાને નમન કર્યું અને હાડીમાતાના મંદિરમાં જઇ તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તેના મુખમાંથી ઉદ્દગાર નીકળી પડયો. "પિતાજીની કેવી ઉદારતા! અપરમાતા માટે પણ કેવી સુંદર દેરી બંધાવી છે! પુત્રધર્મ આવી રીતે પાળવો જોઇએ!'

આ શબ્દો ઉચ્ચારનાર સ્વાર હાડીમાતાનો પૌત્ર વઢવાણનો મહારાજા ચંદ્રસિંહજી હતો. તેનો પિતા સબળસિંહજી હાડીરાણીના પેટનો ન હતો. એ તો અર્જુનસિંહની બીજી રાણી પરમાર વંશની આચ્છુબાના પેટે જનમ્યો હતો.

એ વખતના રાજાઓ પ્રજાના ભક્ષક નહિ પરંતુ રક્ષક હતા. પ્રજાનું ગમે તે થાય, પરંતુ પોતાના મોજશોખ સંતોષવાજ જોઇએ એવી આંધળી સ્વાર્થવૃત્તિવાળા તેઓ ન હતા. 'પ્રજાથીજ રાજા' એ સૂત્ર તેઓ સારી રીતે સમજતા અને પ્રજાનું હિત હૈયે ધરતા.

---

હળવદના પાદરમાં (અને એવા અનેક યુદ્ધભૂમિના સ્થળોએ) આવી અસંખ્ય દેરીઓ અને પાળિયા આજે પણ નજરે પડે છે, અને પૂર્વે થઈ ગયેલા વીર નરનારીઓનાં સ્મરણ કરાવે છે.

ચંદ્રસિંહ સવારમાં વહેલો ઉઠીને સીમમાં કેવો પાક થયો છે તે જોવા નીકળ્યો હતો વળતાં હાડીમાતાનાં દર્શનની ઇચ્છા થવાથી તે દેરીએ પાસે આવી ચડયો.

હાડીમાતાને પુનઃ નમન કરીને તે અશ્વારૂઢ થવા જતો હતો તેવામાં 'ફરિયાદ! ફરિયાદ!'ની બૂમ મારતો એક માણસ ત્યાં દોડી આવ્યો, પોતાનું માથું તેના ચરણે ધર્યું અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો.

"ભાઇ, ઉઠ, એમ શા માટે કરે છે? તારે જે કહેવું હોય તે સુખેથી કહે."

"મહારાજાને ઘણી ખમ્મા! બાપુ, આ ગરીબ માણસ માર્યો ગયો, અરે ખુવાર થઇ ગયો!" આવનાર રડતાં રડતાં ઉભો થયો.

"કોણે માર્યો?"

"આપના દુશ્મને." આવનાર ડુસકાં ભરતો હતો.

"મારો દુસ્મન? કોણ? ધીરજ ધર, જરા સમજાવીને વાત કર." ચંદ્રસિંહજીની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

"બાપુ, હું તો આપની પ્રજા છું. આપ માબાપ છો. તમે અમારી દાદ નહિ લ્યો ત્યારે કોણ લેશે?" ફરિયાદ કરનારની આંખમાંથી આંસું ટપકતાં જતાં હતાં. હૈયું હીબકા ખાતું હતું.

"મારી રૈયત છે એમ? ત્યારે આટલો ગભરાય છે શા માટે? કયાંનો છે?"

"બાપુ! વઢવાણની પાસેજ મેમકા ગામ છે ત્યાં રહું છું, લુહાણો છું. દાણા વેચી ખાઇ પેટ ભરૂં છું. ઝાલર વેચવા માટે ભાલમાં ધંધુકા પાસે રોઝકા ગામ છે ત્યાં હું ગયો, ત્યાંના ચૂડાસમા ગ્રાસિયા મેપજી ઠાકોરે 'ઝાલા'ની મશ્કરી કરી અને મને મારી મારીને અધમુઓ બનાવ્યો. મારો પોઠિયો અને ઝાલર પણ ઝૂંટવી લીધાં."

લુહાણાએ રોઝકામાં બનેલો વૃત્તાંત સવિસ્તર કહી સંભળાવ્યો. ચંદ્રસિંહે જોયું કે મેપજીએ જાણી જોઇને મારૂં અપમાન કર્યું છે. એ અપમાનનો બદલો લેવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો.

"ઠીક છે, હું એને જોઇ લઇશ. હા, પણ તને કેટલુંક નુકસાન થયું હશે?"

"બાપુ, પોઠિયો પવનવેગી હતો, લીધો ત્યારે પચાસ રૂપિયા આપેલા, બાકી ઝાલર હશે પંદર વીસ રૂપિયાના."

"ઠીક, લે આ." ચંદ્રસિંહજીએ પોતાના ખીસામાંથી સોના મહોરો કાઢી તેના હાથમાં મુકવા માંડી.

"મહારાણાશ્રીનો જય થાઓ. પ્રભુ આપનું કલ્યાણ કરશે. હું પૈસાને રોતો નથી. મને તો મેપજીનાં વચનો બહુ સાલે છે."

"ઠીક, ઠીક, લે આ. મારો હાથ પાછો ન ઠેલાય." ચંદ્રસિંહજીએ આગ્રહ કર્યો, મહોરો આપી, અને તેના મનનું સમાધાન કર્યું.

લુહાણો ગયો. હાડીમાતાની સમક્ષ ચંદ્રસિંહે મેપજી ઉપર વેર વાળવાની પ્રતિજ્ઞા લીધી અને અશ્વારૂઢ બની તે શહેરમાં–રાજમહાલયમાં આવ્યો.

## ૪ ચંદ્રસિંહજી ઝાલા.

ઝાલા રજપુતો માર્કંડ ઋષિના વંશના, સૂર્યવંશી મકવાણા જાતના ગણાય છે. કીર્તિગઢના કેસરદેવ મકવાણાને સિંધના હમીર સુમરાએ મારી નાંખ્યો તે વખતે તેનો કુંવર હરપાળદેવ પાટણના કરણ સોલંકી પાસે આવ્યો અને તેની રાણી ફુલાંદેવીને નડતા બાબરા ભૂતને વશ કરી તેણે પોતાની સત્તા જમાવી. પોતાના પરાક્રમથી તેણે શક્તિદેવીને પણ વશ કર્યા. કરણરાજાએ પ્રસન્ન થઇને આપેલા વચન પ્રમાણે તેણે એકજ રાતમાં બાબરાભૂત અને શક્તિદેવીની સહાયથી ૨૩૦૦ ગામે તોરણ બાંધ્યાં અને તે તેનો માલિક

બન્યો. તેમાંથી ૫૦૦ ગામ હરપાળે ફુલાંદેવીને બ્હેનની પસલી તરીકે પાછાં આપ્યાં.

હરપાળદેવે પાટડીમાં ગાદી સ્થાપી અને ઇ.સ. ૧૦૯૦થી ૧૧૩૦ સુધી રાજ્ય કર્યું. પાટડીમાં તેના છોકરાં દરબારમાં રમતાં હતાં તેવામાં એક ગાંડો હાથી છૂટયો અને છોકરાં ઉપર ધાયો. શક્તિ-દેવીએ બારીમાંથી પોતાનો હાથ લાંબો કરીને તેઓને ઝાલીને ખસેડી લીધાં તેથી તેના વંશજો ઝાલાની જાતથી ઓળખવા લાગ્યા.

હરપાળથી ૨૭ મા ચંદ્રસિંહજી (૧૮૫૪)ના પુત્ર પૃથીરાજને સતીનો શ્રાપ લાગતાં તે પાદશાહના કોપનો ભોગ થયો અને તેનો નાનો ભાઇ આશકરણજી (૧૬૨૮) હળવદની ગાદીએ બેઠો. તેથી પૃથીરાજના પુત્ર સુલ્તાનજી (૧૬૨૮ થી ૩૪) એ વાંકાનેરમાં અને રાજોજીએ (૧૬૨૮ થી ૪૩) વઢવાણમાં ગાદી સ્થાપી.

રાજોજી પછી ઉત્તરોત્તર ૭ મો પુરૂષ ચંદ્રસિંહજી ઇ. સ. ૧૭૬૫ માં વઢવાણની ગાદીએ આવ્યો. આ પુરૂષ તેજ આ વાર્તાનો નાયક ચંદ્રસિંહજી ઝાલા !

## ૫ ગામ ભાંગ્યું !

બોરશિયા ગામમાં આજે જબરો કોલાહલ મચ્યો છે. લોકો શોરબકોર કરતાં, પોતાના પુત્રપરિવારને સંભાળતાં નાસભાગ કરી રહ્યાં છે. મહાન આફત આવી પડી હોય તેમ ગામમાં દોડધામ થઇ રહી છે.

૨૦૦૦ ઘોડેસ્વારોનું ટોળું સુસવાટાબંધ બોરશિયા તરફ ધસતું આવે છે એવી લોકવાયકા ચાલી રહી છે. આજે ગામમાં ધાડ પડશે, લોકોનાં ઘરબાર લુંટાશે અને ગામ ખેદાનમેદાન થઇ જશે એવી અફવા ફેલાણી છે. સૌ કોઇના જીવ ઉંચા થયા છે.

અને લોકોના દુર્ભાગ્યે એ અફવા સાચી ઠરી. આઆઆથી

સજ્જ બનેલા સૈનિકોએ જોતજોતામાં ગામને ઘેરી લીધું. મોર-શિયાના કેટલાક વીર પુરૂષો ગામને બચાવવા માટે હાથમાં જે હથિયાર આવ્યું તે લઇને લડવા નીકળી પડયા અને ગામનો દરવાજો સાચવી ઉભા રહ્યા

એ વખતના લોકો હાલની માફક ઉંદર કે બીલાડીના ખડ-ખડાટથી હૈયું ધબકી ઉઠે એવી નબળી છાતીના ન હતા. ગમે તેવો ભય હોય તો પણ ઘરને ખૂણે ભરાઈ બેસવા જેવી કાયરતા તેઓમાં ન હતી. મારામારી, લુંટફાટ અને ધિંગાણાં ડગલે અને પગલે થઈ પડતાં અને એ વાતની બહુ નવાઈ ન હતી. ધાડપાડુઓ આવતા અને જતા, લાગ ફાવે તો લુંટી જતા અને નહિ તો ગામના લોકોનો માર ખાઇને નાસી જતા. 'મારે તેની તરવાર' નો વખત હતો, વાતવાતમાં કજીઓ થઈ પડતો, તરવારો ખખડતી, માથાં ફુટતાં અને 'બળિયાના બે ભાગ' જેવું થતું. ઓછી વધારે શક્તિના પ્રમાણમાં જય પરાજય થતો, પરંતુ કાયરતાને દેશવટો મળ્યોં હતો, અને પોતાનું ચાલે ત્યાં સુધી આત્મરક્ષણ કરવામાં કોઈ પાછી પાની કરતું ન હતું.

ગામલોકોએ ટક્કર ઝીલવામાં કંઈ કચાશ રાખી નહિ. પરંતુ અસંખ્ય સૈનિકોના હુમલા સામે ટકી શકવું સર્વથા અશક્ય હતું. કેટલીક ઝપાઝપી થઈ, કેટલાકનું લોહી રેડાયું અને કેટલાક સ્વર્ગે સિધાવ્યા. હુમલો કરનારાઓએ વિજયનાદ સાથે મોરશિયામાં પ્રવેશ કર્યો.

આખા ગામમાં લુંટ ચાલી. સૈનિકો ઘેરઘેર ફરી વળ્યા અને જે હાથમાં આવ્યું તે લુંટી લીધું.

નિરાધાર બનેલા સ્ત્રીપુરૂષોના ટોળાએ એ સૈનિકોના સરદારને ઘેરી લીધો અને આ જૂલમ અટકાવવાની યાચના કરી.

સરદાર અત્યારે કંઈ સાંભળે તેમ ન હતું. તેણે ત્રાડ મારી, "ક્યાં છે એ તમારો ગામધણી મેપજી? મારે એને બતાવવું છે કે ઝાલાનું મૂલ્ય કેવું મોંઘું પડી જાય છે! ઝાલાને વેરી નાખવા એ કંઈ બાળકના ખેલ નથી."

"પરંતુ બાપજી, એમાં અમારો શો દોષ? આ તો દીવાની દાઝે કોડીયાને કરડવા જેવું થાય છે. અમે ક્યાં તમારા ગુન્હામાં આવ્યા છીએ?" ટોળામાંથી અનેક પ્રકારની વિનવણી થવા લાગી.

"એ કંઈ નહિ, મારે તો મેપજીને બતાવવું છે કે ચંદ્રસિંહજી ઝાલાની મશ્કરીના ફળ આવાં માઠાં આવે છે!" સરદાર પોતાના સૈનિકો તરફ ફરીને બોલ્યો. "જાઓ, તમામ ઘરનો કાટ પણ ઉતારી લ્યો. મોરશિયા ઉજ્જડ વેરાન થવું જોઇએ. ભલે પછી મેપજી નવું ગામ વસાવે અને અનુભવ કરે કે કેટલી વીસે સો થાય છે!"

ચંદ્રસિંહજીની આજ્ઞાનો અમલ થયો. તમામ ઘર ઉપરનો કાટવરો ઉતરાવી ગાડાંઓમાં ભરાવ્યો અને તે ગાડાં પોતાની સાથે રખાવી સૈનિકો સાથે તેણે વઢવાણ તરફ કુચ કરી. તેણે મેપજીની શોધ કરાવી, પણ તેનો કંઇ પત્તો મળ્યો નહિ. તે ઝપાઝપીમાં ખપી ગયો હશે એમ માનીને તેણે પોતાનું મન મનાવ્યું.

મેપજીએ કરેલા અપમાનની વાત ચંદ્રસિંહજીએ કોઇને જણાવી ન હતી, પરંતુ વેરનો અગ્નિ તેના હૃદયમાં નિરંતર સળગ્યા કરતો હતો. અંતે એ અગ્નિને શાંત કરવાનો તેણે ઉપાય આદર્યો, અને મેપજી પોતાના તાબાના મોરશિયા ગામમાં છે એવા ખબર મળતાં તે ૨૦૦૦ સ્વારો સાથે મોરશિયા ઉપર ચડી આવ્યો અને મોરશિયા ગામ ભાંગીને મનનું સમાધાન કર્યું.

### ૬. એના શા ભાર છે?

મોરશિયા ગામ ભાંગ્યાની વાત જોતજોતામાં રોઝકામાં પ્રસરી

ગઇ, મોરશિયાના નિરાધાર બનેલા રહેવાસીઓ રક્ષણ માટે શેઝકા આવી પહોંચ્યા અને આશ્રયની યાચના કરી.

ગ્રાસિયાઓ ચોરે એકઠા થયા હતા. બધાનાં મોંમાં એકજ વાત હતી.

"જોયું લાખાભાઇ, વગર વિચાર્યું બોલવાથી આવું વિપરીત પરિણામ આવે છે. તમારા પિતા મેપજીભાઇએ એક દિવસ ઝાલાની મશ્કરી કરી હતી તેનુંજ આ ફળ છે. આ તો હસવામાંથી ખસવું થયું." લખુભાએ આ ધાંધલનું કારણ સમજાવ્યું. "મેં તો તમારા પિતાજીને તે દિ' બહુ વાર્યા હતા, પણ અમારૂં કહેવું કોણ સાંભળે ?"

"અરે એમાં શું થયું ?" લાખોભાઇ આકરો થયો. "એમ એનાથી ડરી ગયે કાંઇ ચાલવાનું છે ?"

"ત્યારે શું કરશો ?"

"એને પણ અમે અમારૂં પાણી બતાવશું." રામોભા ઉતાવળો થયો.

"તમારા જેવા બે જુવાન જોધ દીકરાએ બાપની ટેક જાળવવી જોઇએ એ તો હુંય સમજું છું. પરંતુ એની પાસે મોટું લશ્કર છે. એ મોટા રાજ્યનો રાજા અને તમે તો પાંચ ગામના ધણી. તેની સામે તમારૂં શું ગજું ?"

લાખોભાઈ અને રામોભાઇ બંને મેપજીના પુત્રો હતા.

લાખોભાઇ આ પ્રશ્ન સાંભળી તાડુકી ઉઠયો, "કાકા, એમ ઢીલું ઢીલું શું બોલો છો ? આપણામાં હિમ્મત હોય તો આભના તારા પણ નીચે ઉતારીયે."

લખુભા આ યુવાનના શેખચલ્લી જેવા વિચારો સાંભળી હસ્યો.

" ભાઇ, બળિયા સાથે બાથ ભીડવામાં સાર નહિ. વળી તમારી પાસે જોઇએ તેવી યુદ્ધસામગ્રી નથી..."

તેને અટકાવીને વચમાંજ રામોભાઇ ગર્જી ઉઠયો, " અરે નથી તે શું ? લીંબડીવાળા મારા બનેવી પાસે જઇને વાત કરૂં એટલીજ વાર ! જોતજોતામાં મોટું સૈન્ય તૈયાર થઇ જાય ! "

મેપજીએ પોતાની પુત્રી લીંબડીના રાજા હરભમજી સાથે પરણાવી હતી.

" એમ ? હરભમજી જો મદદ કરે તો તો તમારૂં ધાર્યું થઇ શકે. પરંતુ એ પણ ઝાલા છે એટલે મદદ કરશે કે કેમ એ પ્રશ્ન છે. " લખુભાએ શંકા ઉઠાવી.

" અરે મદદ કર્યા વિના રહેજ નહિ ને ? અમે પોતે લીંબડી જઇને ધામા નાખીશું, એટલે એનો છૂટકોજ નહિ થાય. " બંને ભાઇએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" મને તો લાગે છે કે બળિયા સાથે બાથ ભીડવામાં કંઇ સાર નથી, પછી તો જેવી તમારી મરજી. "

લાખોભાઈ અને રામોભાઇનું યુવાન લોહી ઉછળી રહ્યું હતું. લખુભાની શિખામણ તેમને ગળે ઉતરી નહિ. બંનેનો એકજ અભિપ્રાય હતો. " કાકા, જુઓ તો ખરા, ચંદ્રસિંહજી પણ જાણશે કે માથાના મળ્યા હતા. અરે એના તે શા ભાર છે ? "

## ૭. વચન આપ્યું.

રાજ્યમહાલયની પાછળના ભાગના એક ઝરૂખામાં એક લાવણ્યવતી લલના ઉભી ઉભી આકાશ ભણી જોઇ રહી હતી—જાણે આકાશમાં ઉગેલા તારાઓ ગણવાનો યત્ન કરતી હોય નહિ ! આછા આછા ચમકતા તારાઓ આસમાની રંગની સાડીમાં રૂપેરી ચાંડલા ચકળતા હોય તેવા જણાતા હતા.

એ લલનાએ પોતાનું મુખ ફેરવ્યું અને પાછળ દૃષ્ટિ કરી. શયનખંડ સુનો હતો. તેનો હૃદયચંદ્ર–મુકટમણિ ત્યાં ન હતો!

તે વિચારમાં પડી, "કેમ નહિ આવ્યા હોય? રિસાયા હશે? તો તો ભુંડી થાય. આજે તો તેમની પાસેથી વચન લેવાનું છે."

પુનઃ તેણે આકાશ ભણી નજર કરી. ચંદ્ર હજી ઉગ્યો ન હતો.

"પણ એ માનશે? પારકી પીડા માથે વ્હોરી લેશે? ચંદ્રસિંહજી સાથે વિના કારણ વિખવાદ કરશે?"

શયનખંડમાં કોઇનો પડછાયો પડયો હોય એવી તેને ભ્રમણા થઇ. તે શયનખંડમાં આવી. પણ ત્યાં તો કોઇ ન હતું. પીતળની સુંદર દીવીઓમાં દીપકો બળી રહ્યા હતા, સુવાસિક અગરબત્તીઓના ધૂપથી વાતાવરણ સુગંધી બન્યું હતું, અને તેમાં ઉત્તમ પ્રકારના અત્તરોની સુવાસનો ઉમેરો થતો હતો. ઉત્તેજીત કરનારા સર્વ પદાર્થો હાજર હતા, પરંતુ તેનો ઉપભોગ કરનાર હજુ ત્યાં આવ્યો ન હતો.

"નહિ કેમ માને? એમને મનાવ્યેજ છુટકો. સ્રીચરિત્રની સબળ સત્તા એમના ઉપર નહિ ચાલે? જોઉં છું, એમને આવવા તો દો!

અધીરી બનેલી યુવતી પુનઃ ઝરૂખામાં ગઇ. આકાશમાં ચંદ્ર ઉગ્યો અને પ્રસન્નચિત્તે તે તેનાં દર્શન કરવા લાગી.

અચાનક કોઇએ પાછળથી તેની આંખો દાબી, "કોણ નાથ?" કહી તેણે હાથ છોડાવ્યા અને ખસી ગઈ.

આંખો દાબનાર તેના મુખ તરફ જોઈ રહ્યો.

"શું જુઓ છો?"

"ચંદ્ર."

"એ તો આકાશમાં છે."

"ના, અહીં આ ઝરૂખામાં છે, હું એજ જોયા કરૂં છું કે આકાશનો ચંદ્ર વધે કે આ મુખચંદ્ર?" યુવતીના મુખ તરફ તે

તાકી રહ્યો. સુંદરીના ગુલાબી ગાલ ઉપર શરમના શેરડા પડયા.

"જાઓ, જાઓ, એમ બનાવો છો શું? આજકાલ અમારો ભાવ કોણ પૂછે છે?"

"કેમ, હમણાં કાંઇ ભાવ વધ્યા છે?" પુરૂષ તો તેના સૌન્દર્યનું પાન કરી રહ્યો હતો.

"વધે શાના? ઉલટા ઘટયા છે." યુવતીના મુખ ઉપર ગ્લાનિ પ્રસરી.

"એમ કેમ? વળી આજે કંઇ નવી બાજી રમવા ધારી છે કે શું?" પુરૂષે તેને હસાવવાનો યત્ન કર્યો.

"રમાડો છો તો તમે. મોટી મોટી વાતો કરી અમને બનાવ્યા કરો છો........."

પુરૂષે એ યુવતીનો હાથ ખેંચ્યો. "ચાલ જવા દે એ માથાકુટ."

"હારતો, અમે બોલીએ તે બધી માથાકુટ. બોલવામાં તો ગજના ગજ ભરો છો, પણ તસુયે વેતરવાની તો વાતજ નહિ."

"એમ તે કદી હોય, આ આખું લીંબડીનું રાજ પણ તારૂંજ છેને? બોલ, આજે જે માગે તે આપું, પછી છે કંઇ?"

"જો જો હં. નહિ અપાય!"

"નહિ કેમ અપાય? લે આ મારૂં વચન છે." પુરૂષે તેને વચન આપ્યું.

"પછી પસ્તાશો તો? ફરી જશો તો?"

"કેમ કંઇ કેફેયી જેવો વ્યાપાર માંડયો છે કે શું?" પુરૂષ હસ્યો. યુવતીના ગુલાબી ગાલ ઉપર તેણે અંગુલીપ્રહાર કર્યો.

"એમ પણ હોય. આપ્યું વચન તો પાળવુંજ જોઇએ."

"લીંબડીનરેશ હરભમજી ઝાલાના વચનમાં તને અવિશ્વાસ છે? રજપૂત બચ્ચો મોઢે બોલેલું કદી પાછું ગળતો નથી—આપેલાં

વચનથી કદી ફરતો નથી. કહે શી ઇચ્છા છે ? ”

“ આપની પાસે એકજ માગણી છે—અને તે મારા ભાઇઓને સહાય કરવાની. ”

યુવતીએ–લીંબડીની રાણીએ બનેલી સર્વ હકીકત અને પોતાના ભાઇઓ તાત્કાલિક સહાય માટે આવ્યા હતા તે વાત જણાવી. હુરભમજી વિચારમાં પડયો.

“ કેમ યુદ્ધના વિચારથી ડરો છો ? ”

“ શું કહ્યું ? ” હુરભમજીનો હાથ પોતાની કેડે લટકતી તરવાર તરફ ગયો. “ યુદ્ધથી ડરે તે રજપૂત બચ્ચો નહિ. યુદ્ધભૂમિ એ તો રજપૂતોનું વિહારસ્થાન છે. ”

“ ત્યારે આ ગ્લાનિ શા માટે ? ”

“ પારકા કજીયા માટે મારા અનેક સૈનિકોનું વૃથા લોહી રેડાશે તે માટે. ”

“ અમે પારકા ? મારા પિતાએ તમારા જેવા શૌર્યસંપન્ન જમાઇ શોધ્યા તે આટલા માટેજ કે ? મારા સહોદર ભાઇઓ તે પારકા ? ”

“ પરંતુ બનેવીની મદદ ઉપર કુદવામાં તેઓની શી શૂરવીરતા દેખાશે ? ”

“ અને આવા બનેવી હોવા છતાં દુશ્મનો તેમની ઠેકડી કરી ટપલાં મારશે તેમાં તમારી શી શોભા વધશે ? ”

હુરભમજી વિચારમાં પડયો. રાણીના વચનોમાં ઊંડું રહસ્ય છુપાયું હતું. તેને લાગ્યું કે મેપજીના પુત્રોને સહાય કરવીજ જોઇએ.

“ ઠીક છે. તારી ઇચ્છા પરિપૂર્ણ થશે. વારૂ, પણ તારા ભાઇઓ મારી પાસે કેમ ન આવ્યા ? ”

“ વાત ચુંથાય નહિ એટલા માટે. રખેને તમે ના કહી દ્યો તો પછી નાની હા થાયજ નહિ એ હું સારી રીતે જાણું છું. તીર

છુટયા પછી જેમ પાછું ન આવી શકે તેમ તમારા મુખમાંથી નીકળેલું વચન ફરી ન શકે."

"અરે વાહરે ઉસ્તાદ! મારા વખાણ કરી મને વધારે બંધનમાં લેતી જાય છે? તું પણ જબરી!"

"હું તો આપની કિંકરી–ચરણની રજ છું." રાણીએ હરભમજીના વક્ષસ્થળ ઉપર પોતાનું ડોકું નાખી દીધું. હરભમજી એ મોહિનીના પ્રેમપાશમાં બંધાયો.

૮ લાગ ફાવ્યો!

હરપાળને શક્તિદેવીથી ત્રણ પુત્રો થયા તેમાં સોઢાજી પાટડીની ગાદીએ બેઠા, માંગુજીને જાંબુનો ગરાસ મળ્યો અને શેખરાજજીને સચાણા અને ચોરવડોદરાનો ગરાસ મળ્યો.

માંગુજીએ ૧૧૩૦થી ૧૧૭૦ સુધી જાંબુમાં રાજ્ય કર્યું. ત્યાર પછી એના વંશજોની ગાદી જાંબુ, કોડી કુંદણી અને શીયાણીમાં ફરતી રહી. એનાથી ૨૦ મો પુરૂષ ઐતોજી પરાક્રમી હતો. ૩૦ મા પુરૂષ હરભમજીએ લીંબડીમાં રાજ્યગાદી સ્થાપી જે આજ સુધી ત્યાંજ ચાલુ છે. હરભમજીએ ચૂડાસમા રજપૂતો પાસેથી લીંબડી જીતી લીધું હતું, અથવા તો ઝાલાઓએ એ શહેર વસાવ્યું હતું એમ કહેવાય છે. હરભમજીના પિતા વૈરીસાલજીએ ગાદી લીંબડીમાં સ્થાપી એમ પણ કહેવાય છે.

હરભમજીને જસદણ અને પાલિયાદના કાઠીઓ સાથે વેર ચાલતું હતું તેથી તેઓ વારંવાર તેના ઉપર હુમલો કરતા. રક્ષણના સાધનો મજબૂત કરવા માટે તેણે લીંબડીનો કિલ્લો બાંધવાનું શરૂ કર્યું.

એક વખત તે અંબાજીની યાત્રાએ ગયો ત્યારે લાગ જોઈને કાઠીઓએ લીંબડી ઉપર હલ્લો કર્યો. હરભમજીનો નાનો ભાઇ અમરસિંહજી તેઓની સામે થયો, પરંતુ લડાઇમાં મરાયો. આ

ખબર મળતાંજ હરભમજી લીંબડી પાછો આવ્યો અને કાઠીઓને હરાવીને કાઢી મુકયા.

થોડો વખત શાંતિમાં ગયો અને નવી ઉપાધિ–મેપજીના પુત્રોને સહાય કરવાની–ઉભી થઇ. ચંદ્રસિંહજી વઢવાણ પહોંચે તે પહેલાંજ-માર્ગમાં તેની સાથે યુદ્ધ કરવામાં આવે તો રંગ રહે એવી લાખો-ભાઈ અને રામોભાઇએ સૂચના કરી અને એ વાત હરભમજીના ગળે પણ ઉતરી. તેણે તરતજ પોતાનું સૈન્ય તૈયાર કર્યું.

*　　　　*　　　　*

લીંબડીના કિલ્લાથી થોડે દૂર શ્વેતવર્ણનું એક નાનું ગામ વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. જ્યાં ત્યાં તંબુઓ તણાયા હતા, હજારો અશ્વો ખુલ્લા મેદાનમાં બાંધવામાં આવ્યા હતા, અસંખ્ય માણસોની દોડધામ જણાતી હતી. કોઇ મોટા લસ્કરે લીંબડીના પાદરમાં છાવણી નાંખી હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો.

સોનેરી કીનખાબથી મઢેલા એક તંબુ આગળ અંગરક્ષકો ખુલ્લી તરવારે પહેરો ભરી રહ્યા હતા. એક કદાવર પુરૂષ ત્યાં આવ્યો અને પોતાનું નામ જણાવ્યું.

એક અંગરક્ષક અંદર જઈ પાછો આવ્યો અને માન સહિત તેને તંબુમાં લઇ ગયો.

તંબુની અંદર મશરૂની ઉંચી ગાદી ઉપર એક મરાઠા સરદાર બેઠો બેઠો હાથીદાંતથી મઢેલા એક ઇસ્કોતરામાંથી અગત્યના કાગળો કાઢીને તપાસી રહ્યો હતો. તે બોલ્યો, "આવો, આવો, લીંબડીનરેશ! કેમ અત્યારના પહોરમાં આમ અચાનક?"

"સરદાર ભગવંતરાવ! તમારો ખરો ખપ પડયો છે. તમે જો વાત ધ્યાનમાં લ્યો તો જરૂર બેડો પાર થઈ જાય." હરભમજીએ આવવાનું કારણ દર્શાવ્યું.

ભગવંતરાવ શ્રીમંત ગાયકવાડ સરકારનો મરાઠા સરદાર (સુબો) હતો. જમાબંધી ઉઘરાવવા માટે તે ૧૨૦૦૦ સ્વારો સાથે કાઠિયાવાડમાં ફરતો હતો અને હમણાં લીંબડી આગળ છાવણી નાખી પડયો હતો.

હુરભમજીએ સર્વ હકીકત ભગવંતરાવને જણાવી અને કહ્યું, "મારે તો માત્ર મારા સાળાઓ તરફથી લડવાનું છે. મારે બીજો કંઈ સ્વાર્થ નથી. બાકી આપણો જય થાય તો તમને મનમાની લૂટ મળવા સાથે પરાજીત બનેલા ચંદ્રસિંહજી પાસેથી મોં માગ્યો બદલો તમે મેળવી શકશો."



'આવો ! આવો ! કેમ અત્યારના પહોરમાં અચાનક ?' જુઓ પૃષ્ઠ ૨૨૯.

ભગવંતરાવને આ સોનેરી તક જણાઈ. આવો અમૂલ્ય અવસર ગુમાવી દેવાનું તેને ગમ્યું નહિ. પોતાના ૧૨૦૦૦ સ્વારો સાથે હરભમજીની મદદે જવા તે તત્પર થયો.

હરભમજીએ જાણ્યું કે અનાયાસે આ લાગ ઠીક ફાવ્યો !

## ૯ ભાદર નદીને તીરે.

હરભમજી અને ભગવંતરાવ પોતાના સૈન્યને લઇને લીંબડીથી નીકળ્યા. વિજય મેળવવાની મહત્વાકાંક્ષા સાથે આ મોટી સેના કુચ કરવા લાગી. હરભમજીને ખાત્રી હતી કે આવું મોટું સૈન્ય જોઇને જ ચંદ્રસિંહજી હિંમત હારી જશે.

તે જાણતો હતો કે ચંદ્રસિંહજી વઢવાણ પહોંચે તો ત્યાંથી તે ધારે એટલું સૈન્ય એકત્ર કરી શકે. એમ થાય તો તો પછી મનની મનમાંજ રહી જાય. ચંદ્રસિંહજીને માર્ગમાંજ રોકી રાખવાની તેણે યુક્તિ રચી.

સાંજ પડી અને સૈન્ય ભાદર નદીના કાંઠે આવી પહોંચ્યું.



'સરદાર ! તમારો ખરો ખપ પડયો છે." જુઓ પૃષ્ઠ ૨૨૯

હરભમજીના ૭૦૦ સ્વાર અને ૮૦૦ પ્યાદળ અને ભગવંતરાવના ૧૨૦૦૦ સ્વારોના જંગી સમૂહે ભાદર નદીને તીરે છાવણી નાખી.

ચંદ્રસિંહ લૂટના ગાડાં સાથે ભાદર નદી આગળ આવી લાગ્યો, અને સામે તીરે તેણે પડાવ કર્યો. બંને તીરે શત્રુઓની છાવણી પડી. બંને એક બીજાના માર્ગ રોકી બેઠા હોય તેમ શું થાય છે તે જોવા લાગ્યા.

રાત પડી અને હરભમજીના સૈનિકો ખાનપાનથી પરવારીને શ્રમ નિવારવા માટે નિદ્રાધીન થવાની તૈયારી કરવા લાગ્યા. તેવામાં એકાએક સામે તીરે અગ્નિની પ્રચંડ જ્વાળા આકાશભણી ઉડતી હોય એવો દેખાવ થઇ રહ્યો. વાતાવરણ અગ્નિના ભડકાને લીધે રક્ત વર્ણનું બની રહ્યું. હરભમજી અને ભગવંતરાવ કુતૂહળભરી દૃષ્ટિથી આ કરૂણ દૃશ્ય જોઇ રહ્યા.

" હરભમજી, મેં ઘણી લડાઇઓ અને બખેડા જોયા છે, પરંતુ કોઇ સ્થળે સૈન્યમાંથી આવી રીતે અગ્નિની શીખાઓ આકાશ સુધી ઉડતી જોઇ નથી. આવો પ્રચંડ અગ્નિ શાથી સળગી ઉઠયો હશે?"

" સરદાર !" હરભમજીએ અટકળ બાંધી, " હું ધારૂં છું કે ચંદ્રસિંહજીએ મોરશિયા ગામ ભાંગીને લીધેલા કાટનાં ગાડાંને આગ લગાડી બાળી નાખ્યા હશે. "

" એમ શા માટે ? "

" પોતાની ટેક જાળવવા માટે. આપણે એ ગાડાં પડાવી લઇએ તો તેનું નાક કપાય તે માટે. અમે રજપૂતો ટેકને માટે જીવની પણ દરકાર કરતા નથી.

અને હતું પણ તેમજ. ચંદ્રસિંહજીએ જોયું કે લૂટનો સામાન સહીસલામત વઢવાણ ભેગો થઇ શકે એમ નથી. જો એકપણ ગાડું પાછળ રહી જાય તો પોતાની આબરૂ જાય અને અપકીર્તિ થાય

એ વિચારથી તેણે કાટમાલથી ભરેલા તમામ ગાડાં બાળી મુકવાની પોતાના માણસોને આજ્ઞા કરી. જોતજોતામાં એ આજ્ઞાનો અમલ થયો. બધો સામાન બળીને ભસ્મ થઇ ગયો.

## ૧૦ આરબની યુક્તિ.

ચંદ્રસિંહજીને આખી રાત ઉંઘ ન આવી. તેને અનેક વિચારો આવવા લાગ્યા, " શું કરૂં ? યાહોમ કરી ઝંપલાવું ? મારા બે હજાર સ્વારો સાથે દરિયા જેવડા મોટા આ લશ્કર સામે જઇ યુદ્ધ કરૂં ? મારા સૈનિકો ગમે તેવા અડગ યોદ્ધા હોય તોપણ આવડી મોટી સંખ્યા સામે ઉભા રહી વિજય મેળવવો એ જરા વધારા પડતી વાત છે. હુરભમજી એકલો હોત તો તેને હું પહોંચત, પરંતુ આ મરાઠા સરદાર તેના પડખામાં છે એટલે કામ કઠણ થઇ પડે એવું છે. થવાનું હશે તે થશે. હવે જરા પણ પાછી પાની કરૂં તો તો ઝાલા કુળને કલંક લાગે. "

પ્રભાતે વહેલા ઉઠીને ન્હાઇ ધોઇને તે શુદ્ધ થયો. તેણે કસુંબો પીધો, ગંગાજળ પીને કાયા પવિત્ર કરી અને તુળસીદળ તથા પરવાળું મોંમાં નાખ્યાં. શસ્ત્રાસ્ત્ર સજી તે તૈયાર થયો. તરતજ એક માણસ આવીને તેના પગમાં પડયો અને બોલ્યો, " અન્નદાતા, આપ આટલા બધા અસ્વસ્થ કેમ જણાઓ છો ? "

" જમાદાર ! આજે મારા જીવનનો છેલ્લો દિવસ છે. તેથીજ છેવટે બની શકે તેટલું પ્રભુસ્મરણ કરી લીધું. "

" જીવનનો છેલ્લો દિવસ શા માટે ? **આ ગોરિમ્બો આરબ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી કોની મગદૂર છે કે મારા અન્નદાતાનો વાળ પણ વાંકો કરી શકે ? "** *

* જુઓ ચિત્ર.

ગોરિમ્બો આરબ ચંદ્રસિંહજીના અંગરક્ષક તરીકે તેની સેવામાં સાથેજ હતો.

" બધી વાત સાચી જમાદાર ! પણ તમે એકલા શું કરી શકવાના હતા ? આ જોયું સામે કાંઠે પડેલું મોટું લશ્કર ? "

"હા, અને વળી એમની પાસે તોપો પણ છે."

"એટલેજ આપણે ફાવી શકીએ એમ લાગતું નથી."

"ત્યારે તેમના શરણે જવું પડશે ?"

"કદી નહિ. તેનું શરણ સ્વીકારી કીર્તિને કલંકિત બનાવું ? જીવ જાય તો ભલે, પરંતુ હવે તો સામે મોઢે લડીને આપણું પાણી બતાવવું એજ......"

અધીરો બનેલો ગોરિમ્બો વચમાંજ બોલી ઉઠયો, "અન્નદાતા, મારી એક અરજ ધ્યાનમાં લેશો ?"

" શું ? "

" મેં પણ આપની માફક આખી રાત વિચાર કર્યો છે. મને એક રસ્તો ઉત્તમ લાગે છે. આપની ઇચ્છા હોય તો મારા પાંચસો મકરાણીને લઇને હું એમની તોપોનો કબજો લેવા જઉં અને આપ શત્રુની ફોજ સામે જજો; અથવા એમ નહિ તો પછી આપ તોપોને કબજે કરો તો હું ફોજ સામે જઉં." આરબે યુક્તિ બતાવી.

ચંદ્રસિંહ વિચારમાં પડયો.

"કેમ, નામવર, કંઇ શંકા થાય છે ? આ આરબને પોતાના ઇમાનની કિંમત છે. અમારો જાન જાય પણ ઇમાન કદી ન જાય."

" જમાદાર, તમારી વફાદારીમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. તમે બતાવ્યો તેમાં પહેલો માર્ગ મને વધારે રૂચે છે. તમારા મકરાણીઓ તોપો કબજે કરવામાં વધારે ઉપયોગી થઇ પડશે. હું બાકીના સૈન્ય સાથે ફોજ સામે જઉં છું.

આરબની યુક્તિએ ચંદ્રસિંહને ચિંતામુક્ત બનાવ્યો.

## ૧૧. ઝાલાનું મૂલ્ય.

ચંદ્રસિંહ હાથમાં ઢાલ અને તરવાર લઇને અશ્વ ઉપર ન બેસતાં પગપાળો ચાલવા લાગ્યો.

એક સામંતે આવીને તેને નમન કર્યું અને કહ્યું, "મહારાણા, આપ કેમ અત્યારે પગપાળા ચાલો છો ?"

"ભાઇ, પગપાળા ચાલીયે કે અશ્વ ઉપર સ્વાર થઇએ એ બધું સરખુંજ છે. હવે આપણને જીવવાની કંઇ આશા રહી છે ?"

"એ તો પ્રભુના હાથમાં છે. તેની મરજી હશે તેમ થશે. આપણા કુળદેવ અને શક્તિદેવી તમારા ઉપર પ્રસન્ન છે તે તમારૂં રક્ષણ કરશે. પરંતુ જ્યારે આપણી પાસે ઘોડાની સગવડ છે, ત્યારે પગપાળા શા માટે લડવું જોઇએ ?"

આ શબ્દોની જોઇએ તેવી અસર થઇ. ચંદ્રસિંહજી ઘોડેસ્વાર થયા અને પાંચસો મકરાણી સિવાયના તમામ સૈનિકોને એકત્ર કરીને તેમને કહ્યું, "મારા બહાદૂર સામંતો અને સૈનિકો ! આજે આપણો ખરો કસોટીનો વખત છે. શત્રુનું સૈન્ય જબરૂં છે, તો આપણો નિશ્ચય અડગ છે. દૃઢતાપૂર્વક આપણે લડશું તો માતા શક્તિદેવી આપણો વિજય કરાવશે. એક દિવસ મરવું તો છેજ. તો પછી શત્રુને પીઠ બતાવી નામર્દ ગણાવા કરતાં સામે મોઢે લડીને યુધ્ધભૂમિમાં દેહ પાડીને વીર પુરૂષની ગણનામાં કેમ ન આવવું ?

'કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ' નો નિશ્ચય કરીને આપણા પૂર્વજો કેસરિયા કરતા હતા તેમ ચાલો આપણે પણ દૃઢ નિશ્ચય કરીને શત્રુ ઉપર તૂટી પડીયે. બોલો શક્તિમાતાની જય !"

"શક્તિમાતાની જય" નો નાદ સૈનિકોએ ઝીલી લીધો.

સામે કિનારે આ જયઘોષ પહોંચ્યો, અને એ હિલચાલ જોઇને

હરભમજીએ ભગવંતરાવને તોપનો મારો શરૂ કરવાની સૂચના કરી. તોપમાંથી ગોળા છૂટવા લાગ્યા.

પરંતુ એ ગોળાઓ સામે તીરે પહોંચીને ચંદ્રસિંહના સૈન્યને નુકસાન કરે તે પહેલાં તો તેનું આખું સૈન્ય નદીમાં ઉતરી ગયું હતું, એટલે તોપના ગોળાઓ તેમના માથા ઉપર થઇને નીકળી ગયા.

એકાએક તોપનો મારો અટકી પડ્યો. હરભમજી તેનું કારણ કળી ન શક્યો. તેના સૈન્યમાં હોહા થઇ રહી.

ગોરિમ્બો આરબ પોતાના ૫૦૦ મકરાણીઓ સાથે આવી પહોંચ્યો અને તોપોવાળા ઉપર અચાનક છાપો માર્યો. ગોલંદાજો ગભરાયા અને તોપો છોડી દઇને નાસી ગયા. ગોરિમ્બાએ સઘળી તોપોને કબજે લઇ લીધો.

તોપોવાળાની નાસભાગ જોઇને ચંદ્રસિંહજીના પગમાં નવું જોર આવ્યું. પોતાના સૈનિકો સાથે તે શત્રુ ઉપર તૂટી પડ્યો.

ચંદ્રસિંહના સૈનિકો મરણીયા બન્યા હતા. સામા પક્ષમાં તોપો જતાં નિરાશાનો સંચાર થયો હતો. નિરૂત્સાહ બનેલા હરભમજીના સૈનિકોએ થોડો સમય ટક્કર ઝીલી, પરંતુ અંતે તેઓ હિંમત હારી બેઠા અને સૈન્યમાં નાસભાગ થઇ પડી. હરભમજી લીંબડી તરફ નાસી ગયો. ચંદ્રસિંહજી તેની પાછળ પડ્યો અને તેના પચાસેક સ્વારોને મારી નાખ્યા.

હરભમજી પસ્તાયો. પોતાના સાળાઓ ઉપર તે ખીજાયો. લાખોભાઇ અને રામાભાઇને ઝાલાનું મૂલ્ય આંકવાનો અવસર મળ્યો. તેમને ખાત્રી થઇ કે ઝાલાનું મૂલ્ય બહુ મોંઘું પડી જાય છે !

લડાઈ પૂરી થઈ. ચંદ્રસિંહજી પ્રભુનો પાડ માનતો શાંતિમાં બેઠો હતો તેવામાં એક છડીદાર ત્યાં આવી પહોંચ્યો અને નમન કરીને બોલ્યો, " મહારાજા ! હું સરદાર ભગવંતરાવ તરફથી આવ્યો

છું. તેમણે કહેવરાવ્યું છે કે તમે જે તોપો લઈ લીધી છે એ તો બધી ગાયકવાડ સરકારની છે."

"એમ ? મને એ બાબતની જરા પણ ખબર ન હતી. હશે, જે થયું તે થયું, પરંતુ હવે તમારી તોપો તમે ખુશીથી લઈ જાઓ. ઇચ્છા હોય તો હું પોતે તે તમારા તરફ મોકલાવી દઇશ."

છડીદાર પુનઃ નમન કરીને ચાલ્યો ગયો અને થોડીજ વારમાં સાથે કેટલાક માણસો લઇને પાછો આવ્યો. સઘળી તોપો તેઓને સોંપી દેવાની ચંદ્રસિંહજીએ ગોરિમ્ભાને આજ્ઞા કરી.

## ઉપસંહાર.

" ગોરિમ્ભા જમાદાર ! આ વિજયનો બધો યશ તમને ઘટે છે. કહો, તમારો બદલો કેવી રીતે વાળું ? "

" બદલો ? મારા માલિક ! તમારૂં નિમક આજ સુધી ખાધું છે તે હલાલ કરવાનો પ્રભુએ મને અવસર આપ્યો એ મારા ધન્યભાગ્ય."

ગોરિમ્ભો તેના પગમાં પડયો. ચંદ્રસિંહજીએ તેની પીઠ થાબડી, " ધન્ય છે તમારા જેવા સ્વામિભક્ત સેવકને ! "

* * *

" બા ! બા ! વધામણી. " એક દાસી દોડતી આવી.

" શું છે ? " વઢવાણની રાણીએ અધીરાઈથી પ્રશ્ન કર્યો.

" મહારાણા શ્રી પધાર્યા. સાથે વિજય કરી આવ્યા. "

" એમ ? ત્યારે તો અતિ આનંદની વાત. પૃથીરાજ ! તારા પિતાજી પધાર્યા ? "

" કોણ, બાપુ ? જીત કરીને આવ્યા ? " કુંવર પણ અધીરો બન્યો.

" હા, પૃથીરાજ ! એ બધો પ્રભુકૃપાનો પ્રતાપ. " ચંદ્રસિંહજીએ પોતાના રાજમહાલયમાં પ્રવેશ કર્યો.

પૃથીરાજ તેને સહર્ષ ભેટી પડયો.

"વાઘેલી! પૃથીરાજ મારા કરતાં પણ ચડે એવો થવાનો છે હો!" વાત્સલ્યભરી નજરે ચંદ્રસિંહ પોતાના કુંવર તરફ જોઇ રહ્યો.

વાઘેલી–ચંદ્રસિંહજીની પત્ની–પેથાપુરના વાઘેલા રાજા જોરાજીની પુત્રી હતી. તેનું નામ કુશળકુંવર હતું.

"આપનો એ આશીર્વાદ ફળો! બાપ તેવો બેટા હોયજને?"

* * *

ઇ. સ. ૧૭૭૮ માં ચંદ્રસિંહજી મરણ પામ્યા ત્યારે પૃથીરાજજી ૧૯ વર્ષની વયે વઢવાણની ગાદીએ બેઠો. તેની યુદ્ધકળાની ચાલાકીથી તેને 'પથાભાઈ જંગડા'નું ઉપનામ મળ્યું હતું. પોતાના પિતાને અગ્નિદાહ દીધો તે જગ્યા ઉપર તેણે ૧૭૭૯ માં એક છત્રી બંધાવી, જે હાઠીમાતાના મંદિરની હારમાં ઉભી ઉભી ચંદ્રસિંહજી ઝાલાનું સ્મરણ કરાવતી ઝાલાઓની કીર્તિ અમર કરી રહી છે.



# પથાભાઇ જંગડો

કિંવા

# પ્રજાપાલક નૃપતિ.

૧ રંજાડ.

" બાપુ ! મને કાં સતાવો ? હું તો ગરીબ ખેડુત છું." બે હાથે નમન કરતો, લળી લળીને પગે લાગતો એક ખેડુત કરગરવા લાગ્યો. ભયના વિચારથી તેનું અંગેઅંગ ધ્રુજી ઉઠયું.

" તું ગમે તે હો ! અમને તેની પરવા નથી. વઢવાણની વસ્તીને હું બરાબર ઓળખું છું. એને તો આમજ પાંસરી કરવી પડશે." બોલનારે ખેડુતને ધોલ મારી અને વિજયભરી નજરે પોતાના સાથીઓ તરફ જોઇ રહ્યો.

તેના સાથીઓ ઉત્તેજીત બન્યા. પોતાના સરદારની ઇચ્છાને માન આપતા હોય તેમ તેઓ જેને જેમ ફાવ્યું તેમ ખેડુતને ગડદા-પાટુનો સ્વાદ ચખાડવા લાગ્યા.

ખેડુત અકળાયો, મુંઝાયો, આવી નીષ્ઠુર વર્તણુકથી તેનો અંતરાત્મા કકળી ઉઠયો, તે ઝનુની બન્યો.

" પણ મારો કાંઈ વાંક ગુન્હો ? અમથા અમથાજ શા માટે આવો અત્યાચાર કરો છો ?"

" મુંગો મર !" સરદારનો સત્તાસૂચક સ્વર સંભળાયો, "વધારે ગરબડ કરીશ તો આ માલમત્તા લૂંટાઇ જશે અને જીવનો જઇશ."

" અરે કોની મગદૂર છે કે **પથાભાઇ** જંગડાની સીમમાં એક રાતી પાઇની પણ ચોરી કે લૂટફાટ કરે ? અમારા બાપુ **પથાભાઇ** એવું કરનારના તો ભુકા વેરી નાખે એવા છે !" પથાભાઇનું નામ લેતાંજ ખેડુતના શરીરમાં અજબ જોમ આવ્યું હોય એમ તે ટટાર થયો. દુશ્મનને ડારતો હોય તેમ નીડરતાથી તે સરદાર સામે સ્થિર નયને જોઇ રહ્યો.

" હવે જોયો જોયો તારો પથાભાઈ ! હજી હરિસિંહજીનો હાથ એણે જોયો નથી ! ગુમાનસિંહ ! શું જૂઓ છો ? છોડી લ્યો તેના બળદો અને લૂટી લ્યો તેના પાસે જે હોય તે. કપાસથી ભરેલા આ ગાડાને લગાડો આગ અને પછી આ ખેડુતને જોવા દો કે એના પથાભાઇ શી ધાડ મારે છે !"

ખેડુતનું અંતર કકળી ઉઠયું. પોતાની નજરે પોતાનો સર્વનાશ થતો જોયો. એના જેવું બીજું કયું દુઃખ હોઇ શકે ?

"બાપુ ! એ બળદો એતો મારી જીવનદોરી. અને આ કપાસ એ આખું વરસ ટાઢતડકો સહન કરીને કરેલા ખરા પરસેવાની કમાણી—મારા બાળબચ્ચાં માટે રોટલાનું સાધન. મેં તમારૂં શું

બગાડયું છે ? મારા જેવા રાંકને રડાવવાથી તમારૂં શું વળશે ? બળ બતાવવું હોય તો બળિયા સાથે બાથ ભીડો ! ”

થયું. સરદારના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. 'વળી પાછું પથાભાઇનું સૂચન ? એની એજ વાત ?' તેના ક્રોધનો પાર ન રહ્યો.

તેણે પોતાના માણસોને સૂચના કરી. બળદનાં જોતરાં છોડી નાંખવામાં આવ્યાં. બળદ ભડકયા અને પાટુના પ્રહારથી તેમણે સરદારનાં માણસોનું સ્વાગત કર્યું.

**કપાસથી ભરેલા ગાડામાં અગ્નિની જવાળાઓ ભભૂકી ઉઠી અને ખેડુતે બુમરાણ કરી મુકયું,* "અરેરે, મારા જેવા** ગરીબનો રોટલો ટાળી નાખ્યો ! ”

“ ભોગ તારા ! હવે જીભડી વશ રાખતાં શીખજે અને તારા પથાભાઇને કહેજે કે લીંબડીના ઠાકોર હરિસિંહજી તેની મહેમાનગત કરવા માટે સદાય તત્પર છે. સમજ્યો ? ”

“ હા, સમજ્યો ? ” સરદાર સાથેના એક સૈનિકે ખેડુતના પડખામાં ભાલાની તીક્ષ્ણ અણી ભોંકતા ટકોર કરી અને કટુ હાસ્ય કર્યું. “ આ અમારા અન્નદાતા હરિસિંહજીના મોટા સરદાર છે.”

“ ઓ બાપરે ! ” ની ચીસ પાડી ખેડુત ધરતી ઉપર ઢળી પડયો. તેના પડખામાંથી લોહીની ધારા નીકળવા લાગી.

એકાએક દૂરથી બંદૂકોના અવાજ સંભળાયા અને સૌ ચમકયા.

સનનન ! સનનન ! કરતી ગોળીઓ આવી અને સરદારના સૈનિકો માટે મોતનો પેગામ લાવી. ટપોટપ કરતા પાંચ સૈનિકો ધરતી ઉપર ઢળી પડયા અને નાસભાગ થઇ પડી. સરદાર અને સૈનિકો આ આફતમાંથી ઉગરી જવા માટે ત્યાંથી પલાયન કરી ગયા.

× × × ×

---

* જુઓ ચિત્ર.

વઢવાણની સીમમાં નજર ફાટે એવા સુંદર મોલ ઉભા હતા! કપાસ કાલાંની મોસમ ચાલતી હતી. સીમમાં ઉભેલા પાકને કોઇ નુકસાન ન કરે તે માટે વઢવાણનરેશ પૃથ્વીરાજજીના સ્વારો સીમમાં ફેરા ફરતા હતા. આજે ફેરી પર નીકળેલા ચૌદ સ્વારોએ સીમમાં રંજાડ થયેલી જોઇ અને એ રંજાડ કરનારની શોધ કરતાં કરતાં ગામના દરવાજાથી થોડેજ દૂર ખેડુતની કારમી ચીસ સાંભળતાં તેઓ તે તરફ ધસી આવ્યા. નક્કી કાંઇ ધાંધલ છે એવી ખાત્રી થતાં તેમણે ગોળીબાર કર્યા અને શત્રુઓને નસાડયા. ખેડુતની પાસે આવતાં તેઓ વસ્તુસ્થિતિ સમજી ગયા.

ખેડુતની કારમી ચીસ અને ગોળીબાર સાંભળીને ગામમાંથી પણ લોકો ત્યાં દોડી આવ્યા અને ગાડામાં લાગેલી આગને ઓલવી નાખી, ખેડુતને પાટાપિંડી કરીને શુદ્ધિમાં આણ્યો અને તેની પાસેથી વાત જાણી લીધી. આખા ગામમાં હાહાકાર થઇ પડયો.

## ૨. પ્રજાપાળક નૃપતિ.

કપાસ કાલાની મોસમમાં રાતે પણ પ્રવૃત્તિમય બની જતી વઢવાણની પ્રજા આજે સંધ્યાકાળથીજ ચેતનહીન બની હતી. સામાન્ય રીતે રાત્રીના સમયે આખા બજારમાં ઉત્સાહ જણાતો, રૂ કાલાના સોદા કરવા વેપારીઓ ઉલટાઇ પડતા. જ્યાં ત્યાં બજારની રૂખોની ચર્ચા ચાલતી અને સેંકડો રૂપીયાની ઉથલપાથલ થતી. પરદેશી યાંત્રિક જમાનાએ એ વખતે પગપેસારો કર્યો નહોતો એટલે પોતપોતાના પ્રદેશમાં ઉગાડેલા કપાસને ગામને આંગણેજ પીલવામાં આવતો. આમ થતાં ઢોર માટે સારા કપાસીયા મળી શકતા, એટલુંજ નહી, પરંતુ વાવેતર માટે શુદ્ધ બીજ પણ મળી શકતું. રૂ દેશાવર જતું છતાં ગામના ખપ જેટલું ગામમાંજ રહેતું. પીંજારા તેની પુણીઓ બનાવતા. સ્ત્રીઓ હાથે કાંતીને શુદ્ધ સૂતર તૈયાર કરતી, અને વણકરો

તે સૂતર વણીને સુંદર કાપડ તૈયાર કરતા. આમ સૌ કોઈને ખપ-જોગી વસ્તુઓ મળતી, જીવન ઉદ્યમશીલ બનતું, ઘરના પૈસા ઘરમાંજ —ગામમાંજ રહેતા અને પારકા ઉપર આધાર ન રાખતાં સૌ કોઈ સ્વાશ્રયી બની શકતું.

સ્ત્રીઓ ફળિયામાં એકઠી થઇને કાલા ફોલતી, કાલામાંથી કપાસ જુદો પાડતી અને એ ઉદ્યમ આદરીને પોતે પાંચ પૈસા ભેગા કરી શકતી. કેટલાંય ગરીબ કુટુંબો આ ધંધા ઉપર નીભતાં, મોસમના ચાર પાંચ મહિનાની કમાણી ઉપર આખું વર્ષ ગુજારો કરી શકતા; દિવસે આ કામ ચાલતુંજ, પરંતુ રાતે વાળુ કર્યા પછી પણ પાડોશણો ટોળે વળીને વાતો કરતી કરતી અને ભાવીક ડોશીઓ ભજનો લલકારતી મોડી રાત સુધી કાલા ફોલતી અને બગલાની પાંખ જેવા સફેદ કપાસના ઢગના ઢગ ખડા કરી દેતી.

પરંતુ આજે એમાંનું કંઇ નજરે પડતું નહોતું. ગામમાં જાણે આજે દીવાબત્તીજ ન થયાં હોય તેમ બધે સૂમસાન લાગતું હતું. ગામમાં કોઇ સ્થળે માણસની અવરજવર નજરે પડતી નહોતી.

ખેડુતને થયેલા નુકશાનની વાત જોતજોતામાં પવનવેગે આખા ગામમાં ફેલાઇ ગઇ હતી. અત્યારે એને માર પડયો તો કાલે આપણને પડે. આજે એને નુકશાન થયું તો કાલે આપણને થાય. આજે એના જીવનું જોખમ થયું તો કાલે આપણો જીવ જોખમાય; એવો સૌ કોઇને ધ્રાસકો પડયો અને આનો ઇલાજ તરતજ થવો જોઈએ એમ સૌ કોઇ આગ્રહપૂર્વક કહેવા લાગ્યા.

ગામના મુખીઓ મળ્યા, નાતના પટેલીયાઓ ભેગા થયા, મહાજનમંડળ એકઠું થયું અને એ વાત ચર્ચાણી.

આજની માફક ભાષણોનો કે ઠરાવો કરવાનો એ જમાનો નહોતો. અર્થહીન લાંબાલચક ભાષણો કરીને ભાષાનો, સમયનો કે

શક્તિનો વૃથા વ્યય કરવાનો એ વખત નહોતો. એ વખતે તો ભાષા તોળાતોળીને બોલાતી. થોડું બોલીને ઝાઝું સમજાવવાની કલા પ્રચલીત હતી. લોકો થોડું છતાં અર્થસૂચક બોલતા અને એની ધારેલી અસર નીપજાવી શકતા.

અને એ વખતની સન્માન વૃત્તિ પણ અજબ હતી. વયોવૃદ્ધ વડીલો બોલે એટલે જુવાનીયા ચૂપ થઇ જાય, વધારે વર્ષોના અનુભવથી ઘડાયલા એ મોટેરાઓના વચનોને માન્ય ગણે અને વડીલો કરે તે પૂર્ણ વિચાર કરીનેજ કરતા હશે એવી પૂજ્યબુદ્ધિથી તેમની આજ્ઞાને સત્કારે.

નાનામોટા સૌ કોઇએ પોતપોતાના વિચારો દર્શાવ્યા અને મોટેરાઓ અંતે નિર્ણય ઉપર આવ્યા કે બાપુ પાસે ફરીયાદે જવું અને તેમની પાસે પોતાનું દુઃખ ગાઇને દાદ માગવી.

પ્રજાજનો પોતાના દરબારની ડેલીએ આવ્યા. વઢવાણનરેશના રાજભુવન પાસે જબરો કોલાહલ મચ્યો.

આજકાલ તો રાજવીઓને કોઇની મુલાકાત લેવાની પણ ફુરસદ હોતી નથી! ફુરસદ એટલે ઇચ્છા! 'ફુરસદનો અભાવ' એ પીડા પતાવવા માટેનું વીસમી સદીનું સહેલામાં સહેલું આયુધ છે!

એ વખતે ફુરસદનો પ્રશ્નજ નહોતો. રાજા એટલે પ્રજાનો સાચો સેવક: પ્રજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થનાર પ્રજાનો હિતચિંતક: રાજા એટલે પ્રજાનો ભક્ષક નહિં પણ રક્ષક: આ ભાવના દરેક સારા રાજાના હૃદયમાં રમી રહેતી અને પ્રજાનું કલ્યાણ કરવા તેને અહર્નિશ પ્રેરતી.

વઢવાણના રાજમહાલયના દ્વારો પ્રજાજનો માટે સદાને માટે ખુલ્લા રહેતા. એમાં અગાઉથી વરદી આપીને સમય નક્કી કરવાની જરૂર નહોતી પડતી કે નહોતી કોઇ રાજસેવકને સાધવાની જરૂર.

'રીતસર અરજી કરો, ' ' ધારાસર થશે, ' ' નિયમ પ્રમાણે નિકાલ થશે, ' એવા નીરાશાજનક ઉત્તરો મળવાનો તો ભયજ નહોતો. પ્રજાજનો નીઃશંક બની પોતાના રાજપિતા પાસે દાદ માગવા આવ્યા.

વઢવાણનરેશ–પૃથિરાજે આ જાણ્યું. તરતજ તેઓ દરબારગઢની ડેલીએ આવ્યા, મહાજનમંડળનું યોગ્ય સ્વાગત કર્યું અને તેમના આગમનનું કારણ પૂછ્યું.

"અન્નદાતા ! આજે તો ગજબ થયો. ધોળે દિવસે ધાડ પડવા જેવો પ્રસંગ બન્યો. અમારા તો જીવ ઉંચા થઇ ગયા છે." નગરશેઠે ગંભીરતા પૂર્વક કહ્યું અને મહાજનમંડળના બીજા ગૃહસ્થો તરફ નજર કરી હકીકત રજૂ કરવાની સૂચના કરી.

પરંતુ તેઓ કંઇ પણ બોલે તે પહેલાંજ પૃથિરાજજીએ વાત ઉપાડી લીધી, "શેઠ, આપ નિશ્ચિંત રહો. મારા કાને એ વાત કયારનીએ આવી છે, અને એ ગુન્હેગારોનો પત્તો મેળવવા માટે મેં તરતજ માણસોને દોડાવ્યા છે."

ટોળામાંથી એક યુવાન અધીરો બન્યો, "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! એ ટોળીનો સરદાર તો એ બિચારા ખેડુતને ખુલ્લેખુલ્લું કહેતો ગયો છે કે લીંબડીના હરીસિંગજીએજ જાણી જોઇને આ ધીંગાણું મચાવ્યું છે."

"અને સાથે સાથે કહેણ મોકલ્યું છે કે પૃથિરાજજીમાં તાકાત હોય તો આવી જાય અમારી સામે." એ ખેડુતના એક કુટુંબીજને બળતા હૃદયનો ઉભરો કાઢયો.

"એમ ? ઠીક છે ત્યારે તો હું પોતેજ તેમની પાછળ પડીને આ અપમાનનો બદલો બરાબર લઇશ" પૃથિરાજનો પીત્તો ઉછળ્યો. અત્યારે શત્રુઓ પાસે હોય તો તેમને જીવતાજ પુરા કરી નાંખું એવી ભાવના તેના અંતરમાં જાગી અને તે યુદ્ધે ચડવા અધીરો બન્યો.

નગરશેઠ વયોવૃદ્ધ હતો, ડાહ્યો હતો, વણિકબુદ્ધિનો ભંડાર તેનામાં ભર્યો હતો. અત્યારે અંધારી રાતે પોતાના રાજવી શત્રુઓ પાછળ પડે એમાં એને ભયંકર જોખમ જણાયું. ઠાવકું મોઢું રાખી બંને હાથ જોડીને વિનીત ભાવે તે બોલ્યો, "અન્નદાતા ! આપ તો અમારા પ્રજાવત્સલ રાજપિતા છો. પરંતુ આપની સેવામાં અનેક શૂરા સામંતો અને સૈનિકો છે એટલે આપ પોતે શત્રુની પાછળ પડો એ ઠીક ન દેખાય. અત્યારે તો થોડા ઘોડેસ્વારોને સીમના રક્ષણ માટે ચોમેર ગોઠવી દો એટલે વિશેષ નુકશાન થતું અટકે અને શત્રુઓ બીજી રંજાડ કરવા ન પામે."

પૃથિરાજ વિચારમાં પડયો. શેઠનાં વચનો યથાર્થ હતાં, છતાં એમ કરવામાં પોતાના ગૌરવને હાનિ પહોંચે તેમ હતું. પ્રજા પીડાય ત્યારે રાજા નિરાંતે બેસી રહે એવી કલ્પના પણ કેમ કરી શકાય ?

તેણે મનમાંજ નિશ્ચય કરી લીધો. લાંબા ભાષણો કરવાનો કે બોલી બતાવવાનો તે જમાનો નહોતો. એ વખતે તો કહેવા કરતાં કરી બતાવવામાંજ ખરૂં મહત્વ મનાતું. "ઠીક છે, હમણાંજ યોગ્ય બંદોબસ્ત થઈ જશે" એમ જણાવી તેણે પ્રજાના મનનું સાંત્વન કર્યું.

પ્રજાવર્ગ પોતાના રાજવીના સદ્ભાવ માટે આશીર્વાદ વરસાવતો ત્યાંથી વીખેરાયો.

× × × ×

પ્રજાજનો આજે બનેલા ભયંકર બનાવની અને પોતાના રાજવીની પ્રજાવત્સલતાની ચર્ચા કરી રહ્યા હતા એવામાં એકાએક ગામમાં ચોમેર વાત ફેલાણી કે પૃથીરાજજી પોતે પોતાના વિશ્વાસુ માણસો સાથે શત્રુની શોધમાં નીકળી પડયા છે ! વાત સાંભળનાર દરેક વ્યક્તિના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા, " અહો ! કેવા પ્રજાપાળક નૃપતિ ! "

## ૩. વેરની વસુલાત.

"આ શું ? રોજ આશીર્વાદ આપતી વખતે નજરે પડતાં હર્ષનાં ચિહ્નોને બદલે આજે તમારી આંખોમાં આ આંસુઓ કેમ ?"

"કંઇ નહિં, બેટા, એ તો સહેજ."

"ના, ના, માતુશ્રી, આજે જરૂર આપને મનમાં ઓછું આવ્યું લાગે છે. સાચી વાત ન કહો તો તમને મારા સમ છે."

"અરરર, હરિસિંગ ! આ શું કર્યું ? બેટા તારા પોતાનાજ સમ ખાઇ બેઠો ? હોય એ તો કોઈ વખતે વીતી વાતો યાદ આવે ત્યારે એમ હૈયું ભરાઈ આવે."

લીંબડીના રાજમહેલમાં લીંબડીનરેશ હરિસિંગજી અને તેના માતુશ્રી રાજમાતા વચ્ચે આ વાતચિત થતી હતી.

"મા, મા, એમ વાતને ચોળી નાંખશો તે નહિં ચાલે. મારા પોતાના સોગન આપ્યા છે એટલે હવે આપના સંતાપનું કારણુ જણાવ્યા સિવાય આપનો છુટકોજ નથી."

"બેટા ! બાપુ ! શું કહું ? તારા માતામહ–મારા પિતાની આજે મરણતિથિ છે..."

"પ્રભુ તેમના આત્માને નિરંતર શાંતિ આપે !" પુત્રે માતાના મનનું સમાધાન કરવાનો યત્ન કર્યો.

"એના આત્માને તો જરાય જપ વળતો નહિં હોય, બેટા. એમનું મૃત્યુ અકાળે થયું છે. શત્રુએ એમને અચાનક દબાવ્યા અને એમનો જીવ લીધો. જયાં સુધી એમનું વેર ન વળે ત્યાં સુધી એમના આત્માને શાંતિ કયાંથી થાય ?"

"એ શત્રુ કોણુ ?"

"વઢવાણુના ચંદ્રસિંહજી ઝાલા."

ચંદ્રસિંહજી ઝાલા ? એ તો આપણા કુટુંબી જેવા. એ ઝાલા અને આપણે પણ ઝાલા. એની સાથે શત્રુતા શા માટે સેવવી ?"

"મારા પિતાના આત્માની શાંતિ અર્થે."

"મેં સાંભળ્યું છે કે મારા મામાઓ લાખોભાઇ અને રામોભાઇએ મારા પિતાની સહાયથી વઢવાણના આગલા રાજા સાથે કજીયો કર્યો હતો, પરંતુ તેમાં ફાવ્યા નહોતા." હરિસિંગજીએ જુનો પ્રસંગ તાજો કર્યો.

"એ સાચી વાત બાપુ ! એક વખત ન ફાવ્યા એટલે દર વખતે નિરાશાજ મળે એમ શા માટે માનવું ?"

"બરાબર છે. પરંતુ વિસારે પડેલી વાતને તાજી કરી વૃથા કલેશ કંકાશ શા માટે ઉપસ્થિત કરવો ?"

"એવા વાદવિવાદમાં હું કંઇ ન સમજું, બેટા. તેં મને મારા ખેદનું કારણ પૂછ્યું અને તેથી મેં તે જણાવ્યું. હવે તારી ઇચ્છા હોય તેમ કર. તું પણ ક્ષત્રીજાયો છે, વીર છે. વઢવાણના પૃથીરાજ કરતાં તું કંઇ ઉતરે તેવો નથી. તારા પિતાના શત્રુને તારા શૌર્યનો સ્વાદ તો જરૂર ચખાડવો જોઇએ. એમાં તો તારી કીર્તિ વધશે."

હરિસિંગ વિચારમાં પડ્યો. પોતાની માતાના શબ્દો તેને સત્ય જણાયા. માતામહને ખાતર નહિં, પોતાના મામાઓને ખાતર પણ નહિં, પરંતુ પોતાના પિતાના અપમાનનું વેર વાળવા માટે પણ પૃથીરાજ સામે થવું એ તેને કર્તવ્ય જણાયું. રાજમાતાના મનનું તેણે સમાધાન કર્યું, પોતાના મનનો નિશ્ચય જણાવ્યો અને કોઇપણ રીતે પૃથીરાજને હેરાન કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી.

રાજમાતાએ પુત્રને આશિર્વાદ આપ્યા.

## ૪ પૂર્વકથા.

મેમદાનો લુહાણો ઝાલર વેચવા આવ્યો તેની રોઝકાના ગામ-

ધણી મેપજીએ મશ્કરી કરી. વાતવાતમાં લુહાણાએ મહેણું માર્યું; મેપજીનો મીજાજ ગયો અને લુહાણાને માર પડયો. લુહાણો વઢવાણ-નરેશ ચંદ્રસિંહજી પાસે ફરીયાદ લઇ ગયો. ચંદ્રસિંહજીએ મેપજીનું મોરશિયા ગામ ભાંગ્યું, અને ગામ લૂટી લીધું.

મેપજીના પુત્રો લાખોભાઇ અને રામોભાઇ પોતાના બનેવી–લીંબડીના રાજવી હરભમજીની મદદ લઇ આવ્યા. ભાદર નદી આગળ હરભમજી અને ચંદ્રસિંહજીનો ભેટો થયો. ચંદ્રસિંહજીનો વિજય થયો. ઝાલાનું મૂલ્ય બહુ મોંઘું અંકાયું. લાખોભાઇ અને રામોભાઇ પાછા પડયા.

ઇ. સ. ૧૭૭૮ માં ચંદ્રસિંહજી મરણ પામ્યા એટલે તેનો પુત્ર પૃથીરાજજી ૧૯ વર્ષની વયે વઢવાણની ગાદીએ બેઠો. યુદ્ધકળામાં તેની ચાલાકી જોઇને લોકોએ તેને 'પથાભાઇ જંગડા'નું ઉપનામ આપ્યું હતું!

લીંબડીના હરભમજી ઇ. સ. ૧૭૮૬ માં મૃત્યુ પામ્યા, તેમના પછી તેમના પુત્ર હરિસિંહજી લીંબડીની ગાદીએ બેઠા.

હરિસિંહજીની માતા રોઝકાના ગામધણી મેપજીની પુત્રી હતી. ચંદ્રસિંહજીએ જ્યારે મેપજીનું મોરશિયા ગામ ભાંગ્યું ત્યારે પોતાના ભાઇ લાખોભાઇ અને રામોભાઇને મદદ કરવા તેણે પોતાના પતિને ઉશ્કેર્યો અને પોતાના ભાઇઓનો પક્ષ લઇને ચંદ્રસિંહજી સાથે યુદ્ધ કરવા પ્રેર્યો. પરિણામ તેમની વિરૂદ્ધમાંજ આવ્યું.

હરભમજી લાખોભાઇ અને રામોભાઇ ઉપર ખીજાયો. પણ તેમાં શું વળે?

લાખોભાઇ અને રામોભાઇ ઠંડાગાર બની ગયા. ચંદ્રસિંહજી સામે કંઇ પણ હિલચાલ કરવાની હામ બીડી શકે એવું તેમનું ગજું નહોતું.

પરંતુ એ વૈરની ધુન તેમના મગજમાંથી ભૂંસાઇ ગઇ નહોતી. પોતાનો ભાણેજ હરિસિંહજી ગાદીએ આવતાં પુનઃ તેમણે તક સાધવાનો યત્ન કર્યો અને પોતાની બહેનની સહાય યાચી. હરિસિંહજી પોતાની માતાનાં વચનો ઉથાપી ન શક્યો. તેણે પૃથીરાજ સામે ધિંગાણું મચાવવાની પેરવી કરી.

હરિસિંહજી ૫૦૦ સ્વાર તથા ૨૦૦ પાયદલ સાથે નીકળ્યો. વઢવાણ આવતાં પહેલાં તેણે એ સૈન્યને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યું.

પ્રથમ ૨૫ સ્વારોને તેણે વઢવાણ મોકલ્યા અને સીમમાં રંજાડ કરાવી. એ સ્વારોએ વઢવાણના દરવાજાની બહાર વઢવાણના ખેડુતને માર્યો અને નુકશાન કર્યું. પૃથીરાજના ચૌદ સ્વારો ત્યાં આવી પહોંચતાં તેઓએ બંદુકો ચલાવી અને હરિસિંહના પાંચ માણસોને માર્યા. પોતાનું અહીં કંઇ વળે એમ નથી એવી ખાત્રી થતાં હરિસિંહજીના બાકીના માણસો ત્યાંથી નાસી ગયા.

પૃથીરાજને કાને આ વાત પહોંચી અને તરતજ તે શત્રુની પુંઠે પડયો.

## ૫ યુક્તિ પ્રયુક્તિ.

ઘોડાના દાબડાનો અવાજ રાત્રીની નીરવ શાંતિનો ભંગ કરતા હતા. અંધકારને ભેદતા ઘોડેસ્વારો પોતાના ઘોડાને પૂરપાટ દોડાવીને આગળ ને આગળ ધસ્યા જતા હતા. ભયને કાયમનો દેશવટો આપ્યો હોય તેમ ઘોર અંધકારની ભયાનકતા સામે અટ્ટહાસ્ય કરતા નીડર ઘોડેસ્વારો પોતાના કર્તવ્યપ્રદેશમાં આગળ ધપતા હતા.

× × × ×

"સાવધાન! પાછળ શત્રુઓ આવી પહોંચ્યા જણાય છે. અશ્વોને એડી મારો અને જેમ બને તેમ જલ્દી નાસો, નહિંતો અહીંજ પૂરા થઇ જવાના!" ટોળીના નાયકે બુમ પાડી.

"એ તો વાત કરતા હમણાંજ આવી પહોંચશે. આપણે આડે રસ્તે જઇએ તોજ બચી શકાય. શત્રુઓને ભુલથાપ આપ્યા સિવાય બીજો ઉપાય નથી." બીજા માણસોએ સૂચના કરી.

"રામસિંહ! એક કામ કર. અમે આ આડે રસ્તે જઇએ છીએ. તું અહીં રોકાઇ જા, અને શત્રુઓ આ સીધે રસ્તે ન જતાં અમે જઇએ છીએ તેની સામી દિશાનાજ આડે રસ્તે જાય એવી કંઇ યુક્તિ કરજે. દરમ્યાનમાં અમે કેરાલા પહોંચી જઈશું અને સાવચેતીનાં બધાં સાધનો યોજીશું." ટોળીના નાયકે મુક્તિનો માર્ગ શોધી કાઢયો.

"જેવી આપની આજ્ઞા" રામસિંહે નાયકની આજ્ઞા માથે ચડાવી.

પાછળ આવનાર ઘોડેસ્વારોના ઘોડાના દાબડાનો અવાજ આગળ ને આગળ આવતો જતો હતો. એકેક ક્ષણ જતી હતી તે મોતને આગળને આગળ લાવતી હતી, નાયક જરા પણ વિચાર કરવા ન રોકાયો. તે પોતાના માણસો સાથે આડે માર્ગે ચાલ્યો ગયો.

જોતજોતામાં પાછળ પડેલા ઘોડેસ્વારો ત્યાં આવી લાગ્યા.

"લખધીર, ઉભો રહે. અહીં ચાર રસ્તા ભેગા થાય છે. પ્રથમ ખાત્રી કરીયે કે એ તોફાની માણસો કઇ દિશામાં ગયા છે."

સત્તાવાહક સ્વર શાંત વાતાવરણમાં ગાજી રહ્યો. બધા ઘોડેસ્વારો સ્થંભી ગયા. એક અનુચરે ચકમક ચેતાવી અને તેની સહાયથી મશાલ સળગાવી. મશાલના અજવાળામાં રસ્તાને એક પડખે આવેલી થોરીયાની વાડ પાસે કોઈ માણસ પડયું પડયું કંઇ વેદનાથી પીડાતું હોય તેમ જણાયું.

"અન્નદાતા! આ કોઇ માણસ દુ:ખથી પીડાતું પડયું હોય તેમ જણાય છે; આજ્ઞા હોય તો તપાસ કરૂં." લખધીરે આજ્ઞા માગી.

"જરૂર ક્ષત્રિયોનો એ પ્રથમ ધર્મ છે."

લખધીર ગયો. પેલો માણસ ટૂંટીયું વળીને પડયો પડયો 'અરે રામ! ઓ પ્રભુ! મરી ગયો.' એવા નિસાસા નાખી રહ્યો હતો.

"શું છે ભાઇ? કેમ આમ રડે છે? લખધીરે પ્રશ્ન કર્યો.

"મારી નાંખ્યો! અરેરે, મને નાહક સતાવ્યો!" પેલા માણસે ડુસ્કા ભરવા માંડયા.

"ગભરાવ નહિં, જે હોય તે નીરાંતે કહો." લખધીરે આશ્વાસન આપ્યું.

એટલામાં બધા ઘોડેસ્વારો ત્યાં આવી લાગ્યા. સૌને એ કોણ છે? શું કહે છે? તે જાણવાની જીજ્ઞાસા થઇ!

"બાપુ! મારી નાખ્યો. પચીસેક લુટારાઓ અહીંથી નીકળ્યા, મને પકડયો, મારી જડતી લીધી, પણ મારી પાસેથી કંઇ ન નીકળવાથી મને સારી રીતે ગદડાપાટુ મારીને અહીંથી નાસી ગયા."

"કઇ દિશામાં ગયા?"

"આ આડે રસ્તે-જમણા હાથે."

વાડ પાસે પડેલો માણસ જુઠું બોલ્યો. એ ટોળી તો ડાબે રસ્તે ગઇ હતી!

"એમ? લખધીર તમે અહીં ઉભા રહેજો, આ માણસને સંભાળજો, હું આ આવ્યો" કહી લખધીરનો નાયક મશાલવાળાને લઇને થોડા માણસો સાથે એ આડે રસ્તે જમણા હાથ તરફ ગયો.

ત્રણચાર ખેતરવા જઇને તે પાછો આવ્યો. તેનું આખું અંગ ક્રોધથી કંપતું હતું.

"જુઠ્ઠો! લખધીર, તદ્દન જુઠ્ઠો! મૂર્ખ, સાચું કહે." પેલા વાડ પાસે પડેલા માણસ ઉપર અંગારા વરસાવતી આંખો ફેંકી એ નાયકે પૂછ્યું.

"બાપજી, હું જુઠું શું કરવા બોલું?" પેલા માણસે ટુંકોને



......ખેડુતે ઉમરાણું કરી મુકયું........ [પૃ. ૨૪૧.

પથાભાઈ જંગડો.



‘ લટકાવો આ લુચ્ચાને આ ઝાડ સાથે....... ’ [ પૃ ૨૫૩.

ટચ જવાબ વાળ્યો. તેની જીભ લથડીયાં ખાતી હતી !

"એમ ? તું અમને બનાવવા માગે છે નહિં ? લખધીર ! લટકાવો આ લુચ્ચાને આ ઝાડ સાથે× અને એની નીચે તાપણું કરો. તે વિના તે સીધો જવાબ નહી આપે."

લખધીર વિચારમાં પડ્યો કે, 'તેનો માલિક આવી ક્રૂર આજ્ઞા શા માટે કરતો હશે ?'

પરંતુ એ આજ્ઞા ઉથાપાય તેમ નહોતું.

"બાપુ, મને દુઃખીને કાં સતાવો ? દાઝયા ઉપર ડામ કાં મારો ?"

"એ હમણાંજ ખબર પડશે. પૃથીરાજ ઝાલા પાસે અસત્ય બોલવાના કેવાં કડવાં ફળ ચાખવાં પડે છે તેનો હમણાંજ તને અનુભવ થશે.

આ નાયક તે વઢવાણનરેશ પૃથીરાજ. પૃથીરાજ નામ સાંભળતાં પણ પેલો માણસ જરા પણ ચમકયો નહિ એ પૃથીરાજની તીક્ષ્ણ આંખોએ જોઇ લીધું. તેની શંકા સબળ બની.

પૃથીરાજની આજ્ઞાનો અમલ થયો. તેની સાથેના બે ત્રણ સ્વારો એ માણસને બાંધવા લાગ્યા. કેટલાક તાપણું કરવા માટે આસપાસથી ઝાડની ડાંખળીઓ અને લાકડાના કટકા વીણવા લાગ્યા.

પકડાયલા માણસની ખાત્રી થઇ કે હવે તો જરૂર કમોતે મરવાનો ! તેનાં ગાત્ર ગળવા લાગ્યાં.

"બાપુ ! કૃપા કરો. આપ તો ગૌબ્રાહ્મણપ્રતિપાળ છો. હું તમારી ગાય છું."

"એ બધું વ્યર્થ છે. તારો જીવ વહાલો હોય તો સાચી વાત કહી દે. નહિં તો કમોતે રીબાઇ રીબાઇને મરીશ. બોલ, બધી વાત સાચેસાચી બોલ."

× જુઓ ચિત્ર

રીબાઇ રીબાઇને કમોતે મરવું ? એ ભયંકર વિચારે એ બંદીવાનનો નિશ્ચય ચળ્યો. તે પૃથીરાજના પગમાં ઢળી પડયો અને સત્ય હકીકત જણાવી દીધી.

લખધીર તો પૃથીરાજની કુનેહ જોઈને દિંગ થઈ ગયો.

પૃથીરાજ પોતાના માણસો સાથે એ માણસે બતાવેલી દિશામાં ત્રણચાર ખેતરવા ગયો ત્યાં સુધી ઘોડાની ખરીઓના ચિહ્નો દેખાયાં, પરંતુ પછી રસ્તો તદ્દન સાફ હતો. તેને શંકા પડી કે શત્રુઓ પોતાને ઉંધે રસ્તે દોરવવા માટે આ રમત રમી ગયા હતા અને પછી સામી દીશાએજ પસાર થઇ ગયા હતા !

એ માણસ પાસેથી પૃથીરાજે જાણી લીધું કે શત્રુની એક ટુકડીએ કેરાલાના તળાવ ઉપર પડાવ નાખ્યો છે અને વઢવાણના દરવાજે ધીંગાણું મચાવીને નાસી છૂટેલા માણસો પણ એ તરફજ ગયા છે.

તેણે લખધીરને એક બાજુ બોલાવ્યો, તેના કાનમાં કાંઇ કહ્યું અને ' આ માણસને આપણા કેદી તરીકે હાલતો વઢવાણ લઇ જાઓ, ' એવી આજ્ઞા સૌ કોઇ સાંભળે એવા મોટા અવાજે આપી.

લખધીર ફકત ચાર બીજા સ્વારો સાથે એ રાજકેદીને લઇને વઢવાણ તરફ પાછો ફર્યો.

પૃથીરાજે બાકીના સામંતો સાથે અશ્વોને કેરાલાના માર્ગે પૂરપાટ દોડાવ્યા.

## ૬ વિજય.

કેરાલાના તળાવ ઉપર નાનું ગામડું વસી ગયું હતું. ગઇ કાલે સુમસામ દેખાતો તળાવનો કિનારો આજે જનસમુહથી ઉભરાઈ રહ્યો હતો. શસ્ત્રોના ખણખણાટથી યુદ્ધના ભણકારા વાગી રહ્યા હતા.

એકાએક દૂરથી ધૂળના ગોટેગોટા ઉડતા જણાયા અને એ છાવણીમાં કોલાહલ મચ્યો. શસ્ત્રો સજીને સૌ કોઇ બહાર નીકળી પડયા.

પરંતુ એ લોહીતરસી તલવારો મ્યાનમાંજ રહી. એ આવનાર શત્રુઓ નહિં પણ પોતાનાજ માણસો હતા. તરવારો ભેટે તે પહેલાં સૈનિકો એક બીજાને ભેટયા અને ખબર અંતર પુછવા લાગ્યા. વઢવાણના ખેડુતને માર્યાની વાત જાણીને આખી છાવણીમાં આનંદ છવાઇ રહ્યો.

પરંતુ એ આનંદ ક્ષણિક નિવડયો. એ આનંદનો કેફ ચડયો ન ચડયો ત્યાં તો બગાસું સાંભળતાં અફીણીનો અમલ ઉતરી જાય તેમ શત્રુઓ આવી પહોંચ્યાની વાત ફેલાતાં એ હર્ષનો નીશો ઉતરી ગયો. એક કોર મુકાયલાં શસ્ત્રો પુનઃ હાથમાં ધરવામાં આવ્યાં.

તળાવ ઉપર પડેલી છાવણીમાં લગભગ ૨૦૦ જેટલા સૈનિકો હતા. દૂરથીજ તેઓએ આવનારની સંખ્યા માપી લીધી, અને તેઓ નિર્ભય બન્યા.

મારતે ઘોડે પૃથીરાજ પોતાના પચીસેક શૂરા સામંતો સાથે આવી પહોચ્યો. શત્રુઓ તેની રાહ જોઇ રહ્યા હતા અને માત્ર ૨૫ સૈનિકો જોઇને આવતા વેંતજ તેમને પુરા કરવાની પેરવીમાં હતા. એકદમ તેમણે એ ૨૫ સૈનિકોને ઘેરી લેવાનો તાગડો રચ્યો.

પૃથારાજે આ જોયું. જરા પણ સંકોચાયા વિના તેણે પોતાના સામંતો તરફ અર્થસૂચક નજર ફેંકી અને " શક્તિમાતાની જય " સાથે તેમણે પોતાના શસ્ત્રો ચલાવ્યાં.

ખડગો ખખડયા, તરવારો ઝણઝણી, ખાંડાના ખેલ શરૂ થયા, અને રજપૂત વીરો પોતાની યુદ્ધકળાની નીપુણતા બતાવવા લાગ્યા.

સામંતો શૂરે ચડયા હતા, લીંબડીનું લશ્કર શત્રુઓની અલ્પ

સંખ્યાથી બેદરકાર બન્યું હતું. પૃથીરાજ ફાવી જાય એવાં ચિહ્નો જણાયાં.

"મહારાજા હરિસિંહજીનો જય" લીંબડીના સેનાપતિએ જયઘોષણા કરી અને એના દરેક દરેક સૈનિકે તે ઝીલી. એ રણનાદથી તેમનામાં નવચેતન રેડાયું. એમણે પૃથીરાજને ભીંસવાનો પ્રયત્ન કર્યો.

અને એ મોટી સંખ્યા અંતે વિજયવાન થતી જણાઇ. પૃથીરાજ ઉગ્ર સ્વરૂપ ધારીને ઘૂમી રહ્યો હતો. તેની તરવારના સપાટામાં જે આવતું તે એક ઘાએજ મરણ શરણ થતું હતું. પોતાના સામંતોને ખૂબ ભીડાયલા જોઇને તેને ઉત્તેજીત બનાવવા માટે તેણે 'દેવી શક્તિનો જય' ધ્વનિ ઉચ્ચાર્યો.

એજ સમયે દૂરથી "મહારાજા પૃથીરાજનો જય"ની બુમ સંભળાઇ અને મારતે ઘોડે સંખ્યાબંધ સ્વારો એ સ્થાન તરફ ધસી આવતા જણાયા.

'મહારાજા પૃથીરાજનો જય' રણરંગે ચડેલા પૃથીરાજના સામંતોએ પ્રતિધ્વનિ કર્યો અને હરિસિંહજીના સૈન્યમાં નિરાશા ફેલાણી.

પૃથીરાજના ૩૦૦ ઘોડેસ્વારો આવી લાગ્યા. તેને મોખરે લખધીર હતો!

પૃથીરાજે આટલા માટેજ લખધીરને વઢવાણ મોકલ્યો હતો.

તળાવનો કિનારો ગોઝારો બન્યો. અનેક શૂરવીરોએ પોતાના અન્નદાતાની કીર્તિને ખાતર પોતાના પ્રાણની આહુતિ આપી. લીંબડીનું લશ્કર નિરૂત્સાહ બન્યું અને વિજય પૃથીરાજના પક્ષમાં ઢળતો જોઇને સેનાપતિ ત્યાંથી પલાયન કરી ગયો. અન્ય સૈનિકોએ તેનું અનુકરણ કર્યું, પૃથીરાજનો વિજય થયો.

૭. યુદ્ધના ભણકારા.

પૃથીરાજે નાસી જતા શત્રુસૈન્યને જોયું. ક્ષણભર તે વિચારમાં પડયો. કારણ તેઓએ જુદી દિશા પકડી હતી!

પોતે જે માણસને બંદીવાન બનાવ્યો હતો તેની પાસેથી તેણે જાણી લીધું હતું કે હરિસિંહજી ખારી નદી આગળ પડાવ નાખીને પડયો છે. ત્યારે હરિસિંહજીના સૈનિકો ખારી નદી તરફ જવાનો માર્ગ મુકી દઇને સામી દિશામાં કાં જાય?

તેને લાગ્યું કે આ પણ એક પ્રકારની રમતજ રમાની હતી!

પલકમાત્રમાં તેણે નિશ્ચય કરી લીધો. તેણે ખારી નદિના માર્ગે પોતાના સૈનિકો સાથે પ્રયાણ કર્યું.

* * * *

" મામા! આ સાંઢણીસ્વાર શું કહે છે તે સાંભળ્યું? આપણી બંને ટુકડીઓએ સખ્ત હાર ખાધી. "

" હા, સાંભળ્યું. પણ તમે મારૂં કહ્યું માન્યું નહિ ને! મારા મોટાભાઇ લાખાભાઇને સાથે મોકલ્યો હોત તો આવો વખત ન આવત." રામોભાઇએ ટકોર કરી.

" પણ હરિસિંહજી કોઇનું કયાં માને એવા છે? લીંબડીના ધણીને આપણા જેવા ગરીબ મામાનાં વચનો કયાંથી ધ્યાનમાં આવે?" લાખોભાઇએ બળાપો કર્યો.

" તો મામા! હજી પણ કયાં વહી ગયું છે? તમારૂં પરાક્રમ બતાવવાનો વખત તો હજી હવે આવશે. પૃથીરાજ એમ થોડોજ ચૂપચાપ બેસી રહે એવો છે?"

" તે આવવા દોને એને. એના તે શા ભાર છે?"

હરિસિંહથી બોલ્યા વિના નજ રહેવાયું, "મામા, ત્યારે રાજ ચંદ્રસિંહજી સાથેના કજીયા વખતે તમે કેમ તમારૂં પાણી નહોતું બતાવ્યું?"

બંને ભાઇઓનું અભિમાન ઘવાયું. તેમનો ભાણેજ અત્યારે તેમને કટુવચન કહી રહ્યો હતો, ગઈ ગુજરી સંભારીને મેણું મારતો હતો! ભાણેજનું આવું વર્તન તેમને અસહ્ય થઈ પડયું.

"ભાણાભાઇ, તમને ન પોસાતું હોય તો અમે ચાલ્યા જઇએ, શેર બાજરી ગમે ત્યાં કમાઇ ખાઇશું."

"બરાબર છે. આટલા માણસોનો મેં ભોગ આપ્યો, તમારા માટે આ બધી ઉપાધી વ્હોરી લીધી અને જગબત્રીસીએ ચડયો એટલે હવે તમે ખરા અણીને વખતે ચાલ્યા જાઓ એજ તમને શોભે !"

બંને ભાઇઓના મોં સીવાઈ ગયા.

ખારી નદીના કાંઠે હરિસિંહજીએ પોતાની ત્રીજી ટુકડી સાથે પડાવ નાખ્યો હતો. પોતાની બે ટુકડીના થયેલા હાલહવાલના ખબર લઇને પવનવેગી સાંઢણીની સહાયથી એક સાંઢણીસ્વાર હમણાંજ આવ્યો હતો. એ ખબર સાંભળતાં હરિસિંહના અંતરમાં તોફાન જાગ્યું, કોપની જવાળા સળગી ઉઠી અને એ ક્રોધ તેણે પોતાના મામાઓ ઉપર ઠાલવ્યો.

લાખોભાઇ અને શમોભાઇ પોતાના ભાણેજે મારેલા મેણાંથી મનમાંજ બળવા લાગ્યા. આવું જાહેર અપમાન સહન કરવા કરતાં ત્યાંથી ચાલ્યા જવું એ તેમને વધારે યોગ્ય લાગ્યું.

આમ ખારી નદીને કાંઠે અશાંતિ અને ઉકળાટનું વાતાવરણ ફેલાઇ રહ્યું હતું તેવામાં સાવચેતીનું રણશીંગુ ફૂંકાયું. 'પૃથીરાજ આવે છે,' 'પૃથીરાજ આવે છે' એવી બૂમાબૂમ થઇ પડી.

હરિસિંહજીએ પોતાના સૈનિકોને સજ્જ થવાની આજ્ઞા આપી. શત્રુનો સત્કાર કરવા તેઓ તૈયાર થઇ રહ્યા.

## ૮ પૃથીરાજનું પરાક્રમ.

પૃથીરાજ આવ્યો. ૩૦૦ સ્વાર અને ૨૦૦ પ્યાદળનું પોતાનું

સૈન્ય તેની સાથે એકત્ર થયું હતું. હરિસિંહજીની છાવણીથી થોડે દૂર તેણે પોતાનો પડાવ નાંખ્યો.

હરિસિંહજી લીંબડીથી નીકળ્યો ત્યારે ૫૦૦ સ્વાર અને ૨૦૦ પ્યાદળ લઇને નીકળ્યો હતો, પરંતુ કેરાલા આગળની ટુકડીનાં માણસો હજી આવી પહોંચ્યાં નહોતાં. તેમના આગમનની તે આતુરતાથી રાહ જોતો હતો.

પરંતુ એ ટુકડી આવી પહોંચે તે પહેલાંજ પૃથીરાજની છાવણીમાંથી યુદ્ધની માગણી કરનારૂં રણશીંગુ ફુંકાયું અને બંને પક્ષના સૈન્યના મોરચા મંડાયા.

યુદ્ધ શરૂ થયું. રક્તપિપાસુ તરવારોએ ધરાઇ ધરાઇને રૂધીર પાન કર્યું. રણશૂરા રજપૂતો રણરંગે ચડે એટલે પછી વિજયમાળ વરવા માટે પોતાના પ્રાણની પણ પરવા ન કરે. બંને પક્ષના શૂરવીરો ઉત્સાહપૂર્વક રણરંગ ખેલી રહ્યા હતા.

લાખોભાઇ અને રામોભાઇ પોતાના ભાણેજના વચનબાણથી વીંધાયા હતા. પૃથીરાજ ઉપરની વૈરની ધૂન તેમના મગજમાં ભરાઈ હતી. તેમની નજર એ રાજવી તરફજ હતી. કયારે લાગ આવે અને તેને પુરો કરી નાંખીએ એજ તેમનું લક્ષ્ય હતું.

• એ લાગ મળ્યો. પૃથીરાજ પોતાના સામંતોને ઉત્તેજીત કરતો કરતો સૈન્યને મોખરે આવી રહ્યો હતો. પોતાના સૈનિકોનો ઉત્સાહ જોવા માટે તેણે નજર પાછી ફેરવી અને કોઈની નજર પડે તે પહેલાં લાખોભાઇએ પોતાની તરવાર તેના ઉપર ઉગામી.

રામોભાઇએ આ જોયું. તેના હર્ષનો પાર ન રહ્યો. એક ક્ષણ વધારે અને પૃથીરાજ ખલાસ...

પણ નહિ. વિધાતાએ એ યશ લાખોજી માટે નિર્માણ કર્યો નહોતો. એ તરવાર પૃથીરાજના અંગને અડકવા પામે તે પહેલાં તો

પૃથીરાજે ડાબા હાથમાં પકડેલો ભાલો એવી કળાથી પાછળ ધર્યો કે તરવારના બે ટુકડા થઇ ગયા. લાખોજી સાવધ બને તે પહેલાં તો પૃથીરાજજીનો ભાલો લંબાયો અને લાખોજીના પડખામાં પેસી ગયો. એક કારમી ચીસ પાડી લાખોજી અશ્વ ઉપરથી નીચે ઢળી પડયો.

વઢવાણના સૈનિકોએ ' પૃથીરાજજીની જય ' બોલાવી.

લાખોજી પડયો અને લીંબડીના સૈન્યમાં શોરબકોર થઈ પડયો. હરિસિંહજીએ જોયું કે આ સ્થિતિ જરા વધારે વાર ચાલુ રહેશે તો સૈન્યમાં ભંગાણ પડશે. તે પણ ઝાલા કુળદીપક હતો. શકિતમાતાના જયનાદ સાથે તે પોતાના સૈન્યને મોખરે આવ્યો. સૈનિકોમાં અજબ ઉત્સાહ ફેલાયો.

" પૃથીરાજજી ! " તેણે વઢવાણનરેશને પડકાર્યો, " તમે ઝાલા છો તો હું પણ ઝાલા વંશનોજ છું. સમોવડિયાનુંજ યુદ્ધ શોભે. આપણે બંને આપણા શૌર્યપ્રદર્શનથી આજના યુદ્ધનું નિરાકરણ કરીશું. "

" શાબાશ! હરિસિંહજી ! ઝાલા કુળદીપકને શોભે તેવુંજ આપ બોલ્યા. આપણે ભાંડુ છીએ, એક મગની બે ફાડ સમા એકજ રાજવંશના બે રાજપુત્રો છીએ. પરંતુ આ ઝગડાનું મૂળ તમે ઉપસ્થિત કર્યું છે અને એનો જવાબ યુદ્ધથીજ લેવાશે. ભલે બે માડીજાયા ભાઇ હોય તો પણ રજપૂતો યુદ્ધભૂમિમાં એ સબંધની શરમ રાખતા નથી. ત્યાં તો વિજયદેવી જેને વરે તેનીજ શ્રેષ્ટતા પુરવાર થાય છે. આવો, આપણે આ સમરાંગણ ઉપર એ દેવીને આરાધીએ. "

બંને વીરોએ પોતાના શસ્ત્રો હવામાં વીંઝયાં, પરંતુ તે શસ્ત્રો ખણુખણે તે પહેલાં તો પૃથીરાજના સૈન્ય પાછળ ધૂળના ગોટેગોટા ઉડતા જણાયા અને ' મહારાજા હરિસિંહજીનો જય ' ગજાવતા

કેરાળાના તળાવ આગળથી નાસી છુટેલા સૈનિકો પૂર વેગે ધસી આવ્યા.

પૃથીરાજે પોતાની કફોડી સ્થિતિ જોઇ લીધી. તરતજ અશ્વને એડી મારીને થોડે દૂર સૈનિકોને પાનો ચડાવતા પોતાના મામા–પેથાપુરના વાઘેલા પાસે તે ગયા અને તેમના કાનમાં કંઈક કહ્યું. વાઘેલો સમજી ગયો. પોતાના સૈનિકો જોઇ શકે તેમ તેણે ચોક્કસ સાન કરી.

પાછળથી આવતા સૈનિકો પૃથીરાજના સૈનિકો ઉપર તૂટી પડવાની હોંસથી ધસમસ્યા આવતા હતા. તેઓ ત્યાં પહોંચ્યા તેજ ઘડીએ પૃથીરાજના સૈન્યે પાંખો પ્રસારી. ધસમસ્યા આવતા સૈનિકો વચમાં ભીડાયા અને પૃથીરાજના સૈનિકોએ તેમને ઘેરી લીધા.

ધાર્યું હતું કંઈ અને થયું કંઇ. હરિસિંહજી મુંઝાયો. પાછળથી પૃથીરાજના સૈનિકોને તેણે લીંબડીના માણસોને ઘાસની માફક કાપી નાખતા જોયા. તેમની નિરાશાનો પાર ન રહ્યો.

શું કરવું તેનો તે મનમાં વિચાર કરતો હતો તેવામાં ‘ ઘોડી રોકો, ઘોડી રોકો ’ ની બૂમો પડી અને તોફાને ચડેલી ઘોડીને રોકવાના મહા પ્રયત્નો કરતો એક પ્રચંડકાય યોદ્ધો એ હવામાં ઉછળતી ઘોડી સાથે સાથે લીંબડીના સૈન્યને ભેટતો આગળ વધ્યો. મસ્તાન ઘોડી માર્ગમાં જે આવે તેને કચડતી, આખા સૈન્યમાં હોહા મચાવતી સૈન્યને ભેદતી આગળ નીકળી ગઇ.

“ એ તો પેથાપુરનો વાઘેલો ! શત્રુ ! મારો ! કાપો ! ” ની બૂમો લીંબડીના સૈન્યમાં પડી અને હરિસિંહ ચમકયો. ‘ આતો પૃથીરાજનો મામો ! એ ઠીક આજ લાગમાં આવ્યો છે ! ’ તે મનમાંજ બબડયો અને પોતે તેની પાછળ પડયો. આખું સૈન્ય પોતાના માલિકની પાછળ દોરાયું.

" ઉભો રહે, ઉભો રહે, વાઘેલા! હવે તું છટકીને પણ ક્યાં જવાનો છે? " હરિસિંહજીએ ત્રાડ મારી.

વાઘેલાએ પાછળ જોયું, હરિસિંહને જોયો, પોતાને આખા સૈન્યથી ઘેરાયેલો જોયો. ઘોડી તો પાંખાળી બની રહી હતી. કેમે રોકી ન રોકાય. હવે શું કરવું?

હરિસિંહે પોતાના અશ્વને એડી મારી. પાંખાળી ઘોડીની સાથે શરત રમતો હોય તેમ એ અશ્વ પણ હવામાં ફાળ ભરતો દોડતો હતો.

ઘોડીનું તોફાન શમ્યું અને તે ઢીલી પડી. હરિસિંહ નજીકજ આવી રહ્યો હતો. વાઘેલાએ પોતાની નિરાધાર દશા જોઇ, પરંતુ મરતાં મરતાં પણ પોતાનો હાથ બતાવ્યા વિના ક્ષત્રિજાયાને કેમ કળ વળે? તેણે ઘોડીને પાછી વાળી અને તરવાર હવામાં વીંઝી.

હરિસિંહ તો સાવચેતજ હતો. બંને યોદ્ધા વીરતાના ખેલ ખેલવા લાગ્યા. હરિસિંહને લાગ્યું કે આ વાઘેલો ગાંજ્યો જાય એવો નથી.

એટલામાં પાછળ પડેલા સૈનિકો આવી લાગ્યા. વાઘેલાની નિરાશા વધી. તેણે છેલ્લો પ્રયત્ન કર્યો.

હરિસિંહને એકજ ઝાટકે ઉડાડી દેવાની નેમ તેણે તાકી, પરંતુ આવી પહોંચેલા એક સૈનિકે **એ તરવાર પોતાના ભાલા ઉપર ઝીલી લીધી.** વાઘેલાને ખબર પડે તે પહેલાં તો હરિસિંહની લોહીતરસી તરવારનો તે ભોગ થઇ પડયો.

" શાબાશ ! ભાણાભાઇ ! " રામોભાઇએ પાછળથી અભિનંદન આપ્યું.

" કેમ મામા! હવે તો તમને ટાઢક વળશેને! આપના શત્રુ પૃથીરાજના સગા મામા પેથાપુરના વાઘેલાને ઠાર કર્યો એ પણ ઠીકજ થયુંને! "




એ તરવાર પોતાના ભાલા ઉપર ઝીલી લીધી.

" કેમ નહિં ? આ કજીઓ પૃથીરાજને મોંઘો પડી જશે ! "

" તો બસ, મામા, હવે આટલેથીજ હમણાં તો સંતોષ માનો. વધારેમાં માલ નહિં. ચાલો હવે સૈનિકોને ઘર ભેગા કરી દો. " હરિસિંહે દીર્ઘદ્દષ્ટિ વાપરી.

હરિસિંહ પોતાના સૈનિકોને લઇને લીંબડી તરફ કુચ કરી ગયો.

પૃથીરાજે પોતાના મામાની થયેલી દશા ઉપર અફસોસ કર્યો, પરંતુ લીંબડીનું લશ્કર વિખરાઈ ગયું હતું એટલે હવે બીજો કંઇ ઉપાય નહોતો. વઢવાણના ખેડુતને થયેલા નુકસાનના બદલામાં શત્રુઓને પુરતું શાસન કરવામાં આવ્યું હતું એટલે સંતોષ માનીને તે પોતાના સૈન્ય સાથે વઢવાણ પાછા આવ્યા.

વઢવાણની પ્રજા તેની નીડરતા અને પરાક્રમની પ્રશંસા કરવા લાગી અને પ્રજાવત્સલ નૃપતિ તરીકે પૃથીરાજની કીર્તિ ચોમેર પ્રસરી.

× × × ×

રણરંગ ખેલવાની તેની તત્પરતાને લીધે અને તેના અદ્દભૂત શૌર્ય તથા પરાક્રમી કાર્યોને લીધે પ્રજાજનોએ તેને ' પથાભાઇ જંગડો ' નું લાડીલું અને શૌર્યદર્શક ઉપનામ આપ્યું હતું, જે ઇતિહાસમાં પણ અમર બનવા પામ્યું છે.



# ખેતોજી મકવાણા

## અને

# સરવૈયાણી.

---

### ૧ વસમી વિદાય.

" સખી, કાલે પ્રભાતે તો કુંવરીબા સરધારના ખાંડા સાથે અહીંથી વિદાય થશે. તેમના વિના આપણને કેવું સૂનું લાગશે ! "

" લાગેજ તો ! તેમના જેવું વહાલ તો મા જણી બહેન પણ ન રાખે. પરંતુ એ તો આપણને વિસરી જશે, બીજા જીવન સંગી મળતાં તેના મન સાથે મન મળી જશે. "

" એમાં શું નવાઈ? એ તો એમજ તો. પરંતુ કુંવરીબા આજે કેમ કાંઇ બોલતાં નથી? "

" શું બોલું ? " આ બે શબ્દોથી પણ સખીઓના કાનમાં અમૃતધારા રેડાઇ. કુંવરીનું લક્ષ સખીઓની મીઠી મશ્કરી તરફ ન હતું. તેનું અંતર વિચારસાગરમાં ગોથાં ખાતું હતું. સખીઓ કુતુહલભરી દૃષ્ટિથી તેની સામે જોઇ રહી.

ભડલીના રાજ્યમહાલયમાં–કહો કે આખા ભડલીમાં આજે ઉત્સવ થઇ રહ્યો હતો. ત્યાંના રાજા સરવૈયા* રાવની કુંવરીનાં લગ્ન લીધાં હતાં અને ખાંડું ત્યાં આવી પણ ગયું હતું. ખાંડા સાથે આવેલા માણસોના સ્વાગતમાં રાજસેવકો દોડધામ મચાવી રહ્યા હતા. પ્રજાજનો ઘરને, દુકાનને અને રસ્તાને સાફસુફ બનાવી, શણગારી હૃદયનો આનંદ દર્શાવી રહ્યા હતા. વડારણો માંગલિક ગીતોથી ગામ ગજાવી મુકતી હતી. ઢોલ, ત્રાંસાં, સરણાઇ, વગેરે વાજીંત્રો એ ઉત્સાહમાં વૃદ્ધિ કરતાં હતાં. સર્વના હૃદયમાં આનંદનું સામ્રાજ્ય સ્થપાયું હતું.

માત્ર એક વ્યક્તિ આનંદને બદલે વિચારસાગરમાં ડૂબ્યા કરતી હતી. સરવૈયા રાવની કુંવરી રૂપરૂપનો અંબાર હતી. તે વખતના ભાટચારણો અનુપમ સૌંદર્યની વાત નીકળતાં તેને અગ્રસ્થાન આપતા. રાજકવિ કલાપીના શબ્દોમાં કહીએ તોઃ—

" તેના મ્હોં પર ને નસેનસ મહીં, ઉચ્ચાર ને ચાલમાં,
ક્ષત્રીઓ તણું ઉગ્ર દિવ્ય ઝગતું લોહી વહેતું હતું;
ઉંચે અષ્ટમીનો હતો જ્યમ શશી ફિક્કા કરી તારલા,
તેવું ભવ્ય લલાટ ભુષણ બધાં ફિક્કાં કરી નાખતું. "

* ' સરવૈયાના રાણીમગા લખે છે કે મંડળીક પહેલાંના રાજા એંગારના ભાઈ ભીમના વંશનાને ગરાસમાં સરવાની ચોરાસી મળી હતી તેથી તેના વંશના સરવૈયા કહેવાયા '—સૌ. ઇ.

આ ઉજ્વળ મુખચંદ્ર આજ ચિંતારૂપી રાહુથી ઘેરાયો હતો. પતિનું સ્વરૂપ જોવાની-તેનો સ્વભાવ જાણવાની આશા ન હતી. હાલ તો પતિના પ્રતિનિધિ ગણાતા ખાંડા સાથે જવાનું હતું. ત્યાં ગયા પછી-લગ્ન ક્રિયા થયા પછી પતિનું મુખ જોઈ શકાય, તેનો પરિચય થાય. ત્યાં જતાંજ માતપિતાના લાડમાં ઉછરેલ બાળપંખી હમેશને માટે રણવાસમાં-પડદારૂપી પરતંત્રતાના પિંજરમાં પુરાય. ન મળે તે સ્વતંત્રતા, ન મળે તે નિર્દોષ આનંદ. ખાસ કારણ વિના-સારો કરીઆવર કરવાનો પિતાનો વિચાર હોય અથવા ખાસ મહત્વનો પ્રસંગ હોય તે સિવાય-કોઈ વખત પિયરિયાનું, વતનનું, માતૃભૂમિનું મો જોવાનું નહિ એ કેવો દુખદ વિચાર !

તેની સખિઓ કુંવરીની આ સ્થિતિ જોઇ ખેદ પામી. તેના મનનું શાંત્વન કરવામાં-છેવટ છેવટમાં બને તેટલો તેનો સ્નેહરસ લુંટવામાં, એક બીજાનાં હૃદય ઠાલવવામાં તે દિવસ પૂર્ણ થયો. વિદાયગીરીનો વખત આવી લાગ્યો.

માતા પિતાએ કુંવરીને શુભાશિષ આપી. પુત્રીને કરીઆવર કરવામાં અને જમાઇને પહેરામણી આપવામાં સરવૈયા રાવે કંઇ કચાશ રાખી નહિ. માતાનું હૃદય વાત્સલ્યથી ઉભરાયું, આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા છુટી, કુંવરી માતાની છાતી ઉપર મસ્તક મુકી ખુબ રડી, સખીઓને સ્નેહપૂર્વક ભેટી અને માતૃભૂમિને પૂજ્યભાવથી પ્રણામ કર્યા. તેની સ્થિતિ ગાયથી છુટી પડતી વાછરડી સમાન હતી. અહા ! કેવી એ વસમી વિદાય !

## ૨ છાવણી નાખી.

રજપૂત રાજાઓમાં સાધારણ રીતે એવો રિવાજ છે કે વર પરણવા માટે કન્યાના બાપને ત્યાં જાતે આવતો નથી, પરંતુ પોતાનું ખાંડું મોકલે છે. આ ખાંડા સાથે કન્યા પોતાના પિયરથી સાસરે

આવવા નીકળે એ સંઘને ' ડોલો ' અથવા ' ઓઝણું ' કહે છે. સાસરે આવ્યા પછી કન્યાનો વર સાથે હસ્તમેળાપ કરાવાય છે. વર પોતે હાથેવાળે પરણવા આવે એ પ્રસંગ અતિ મહત્વનો ગણાય છે અને તેવા પ્રસંગમાં કન્યાનો પિતા પોતાને અત્યંત ભાગ્યશાળી માને છે. આવા પ્રસંગો કવચિતજ પ્રાપ્ત થાય છે, કારણકે કન્યાના પિતાનું કુળ કે રાજ્ય ચઢતા દરજ્જાનું હોય, અથવા તો જમાઇની ઇચ્છા પ્રમાણે ખૂબ ખર્ચ કરી રાજવંશી ઠાઠ કરવાની તેની શકિત હોય તોજ જમાઇરાજ હાથેવાળે પરણવા પધારે છે!

કુંવરીનું વેવિશાળ સરવારના વાઘેલા રાજા ગોધાજી સાથે થયું હતું. લગ્નનું નક્કી કરતાં ગોધાજીએ રત્નજડિત મુઠવાળી પાણીદાર મૂલ્યવાન તરવાર ઉપર ચુંદડી વીંટાળીને તે ખાંડા તરીકે–પોતાના પ્રતિનિધિ તરીકે પોતાના વિશ્વાસુ સરદાર અને રાજવંશી ઠાઠને શોભે તેવા ભવ્ય રસાલા સાથે ભાડલી ગામે મોકલી. સરદારને તેણે ખાસ સૂચના આપી હતી કે, ' માર્ગમાં ખૂબ સાવધાન રહેજો. આપણી કિર્તિને કલંક લાગે એવું કાંઇ પણ થયું તો હું તમારૂં મોં પણ નહિ જોઉં. '

પંદરમી સદીની વાત. તે સમયે 'મારે તેની તરવાર' અને 'બળિયાના બે ભાગ' જેવો વખત હતો. રાજાઓ લાગ ફાવે તો ગામ ગરાસ પચાવી પાડતા. જોરાવરની સામે કોઇ હુંકારો કરી શકતું નહિ. જરા પણ વાંધો પડયો કે લોહી રેડવાથીજ સમાધાન થતું. કાયદાની વાત ન હતી. વીરતા, પ્રબળતા અને સત્તા એજ કાયદો હતો. કાયરતા ખૂણો ભોગવતી હતી, વીરતા જવલંત હતી, વાતવાતમાં ચકમક ઝરતી, અસ્ત્રશસ્ત્રો ખણખણી ઉઠતાં અને રણસંગ્રામમાં વીર પુરૂષોની પરીક્ષા થતી.

આવા સમયમાં ખાંડુ જાય એટલે તેને કંઇ ને કંઇ વિઘ્ન

!



ડવાનો ભય રહેતો. શત્રુઓ આગળ પાછળનું વેર સંભારી આવે ખતે પણ તે વેરની વસુલાત કરતા. આમ હોવાથીજ સરદાર ચેતીને ાલતો હતો. ખાંડું નિર્વિઘ્ન ભડલી પહોંચ્યું, કન્યા પણ પ્રાપ્ત થઇ, ાઇ જાતનો વાંધો પડયો નહિ. સરદાર હર્ષ પામ્યો, તેના જીવને કરાર ાયો, પગમાં જોર આવ્યું, અને તે મનને મનાવવા લાગ્યો, " હવે ારધાર પહોંચતાં શી વાર ? "

ભડલીના રાજા સરવૈયા રાવ તરફથી સારો સત્કાર પામી કન્યા ત્નુ મેળવીને સરદાર પોતાના રસાલા સાથે ઉપડયો.

કુંવરી રથમાં બેઠી હતી. સરધારની એક વડારણ રથની બહાર આગળના ભાગમાં બેઠી બેઠી તેની આજ્ઞાનો અમલ કરતી હતી. બનારસી કીનખાબના પડદાથી રથને ઢાંકી દેવામાં આવ્યો હતો. ભાગ્યશાળી બળદોને કીનખાબની ઝૂલ, રૂપાની ઘંટમાળ અને સોના ના શિંગડાથી શણગારવામાં આવ્યા હતા. એ ઘંટમાળનો રણકાર અને રથના પૈડામાં નાંખેલી પીત્તળની ઘુઘરીઓનો ઝણકાર રસાલાના માણસોને મુસાફરીમાં ઉત્સાહ પ્રેરતો હતો. બળદોને ઘી પાવામાં આવ્યું હતું એટલે એ મસ્તાન બળદો અશ્વની માફક પવનવેગે આગળ વધતા હતા. રથ એ સર્વનું લક્ષ્યબિંદુ હતું, અને તેની રક્ષા માટે ઉઘાડી તરવાર સાથે ઘોડેસ્વારો રથને ઘેરીને ચારે બાજુ ચાલતા હતા.

સાંજ પડવા આવી. કુંદણી ગામના વૃક્ષો દેખાવા લાગ્યાં. બળદો અને અશ્વોના પગ ઢીલા થયા હતા. રસાલાના માણસો પણ થાકીને લોથપોથ થઇ ગયા હતા. સવારથી સાંજ સુધી પગ-રસ્તાની મુસાફરીથી તન અને મન બંને કંટાળ્યા હતાં. વિશ્રાંતી લેવા માટે કુંદણી ગામની સીમમાંજ પડાવ નાંખવાનો સરદારે હુકમ કર્યો.

## ૩ વીર દર્શન.

કુંડણીની સીમમાં એક વિશાળ જળાશય હતું. કિનારે આવેલાં અનેક વૃક્ષોમાં એક વિસ્તૃત વડલો પોતાની ડાળીઓ દૂર સુધી ફેલાવી, પોતાના આશ્રય તળે આવેલી ધરતીને સૂર્યના પ્રચંડ કિરણોથી બચાવી, છાયા આપી રહ્યો હતો. આ વડ નીચે એક સાથે પાંચસો માણસોનો સમૂહ હોય તો પણ નિરાંતે આરામ લઈ શકે એવું હતું. વડલાની છાયા અને પાસેજ જળાશય જોઇને આ સ્થળે જ છાવણી નાખવાનું સરદારે નક્કી કર્યું.

મુકામની તઈયારી ચાલી રહી. ઘોડેસ્વારો અશ્વને બાંધવામાં, સરસામાન ઉતારી નાખવામાં રોકાયા હતા. કુંભાર પાણી ભરી લાવવા ગયો. હજામે જમીન સાફસુફ કરવા માંડી. સરદાર એક સ્થળે ગાદી બીછાવરાવી થાક ઉતારતો જેને તેને હુકમ કરતો પડ્યો હતો. જરૂરી સામગ્રી લાવવા કેટલાક સેવકોને ગામમાં મોકલવામાં આવ્યા હતા. રથનો સારથી માર્ગમાં સવાશેર ધૂળ ખાધેલી તેથી મોં ધોવા અને પાણી પીવા ગયો. બળદ હજી રથને જોડેલાજ હતા. વડારણ રથની પાછળ લિલોતરીમાં બેસીને ધરો સાથે રમત કર્યા કરતી હતી.

રથમાં બેઠેલી કુંવરી કંટાળી. તેણે પડદો સહેજ ઉંચો કર્યો અને સૃષ્ટિસૌંદર્ય નિહાળવા લાગી. **તેની દૃષ્ટિ સરોવર તીર ઉપર સ્થંભી** ગઇ* એવું તે તેણે શું જોયું ?

એક વીર પુરૂષ અશ્વ ઉપર બેઠો બેઠો નીચે પડી ગયેલી પોતાની પાઘડી તરફ કુતૂહલભરી દૃષ્ટિથી જોતાં જોતાં અશ્વને ખેલાવી રહ્યો હતો. તેના માથાના કાળા ચળકતા સુંવાળા લાંબા કેશ તેના મનમોહક મુખની કાંતીમાં વૃદ્ધિ કરતા હતા, અંગ ભરેલું હતું, વીર-

* જુઓ ચિત્ર.

વીરની વાતો (૧)　　　　　　　　　　એતોજી મકવાણા.



તેની દૃષ્ટિ સરોવર તીર ઉપર સ્થંભી ગઈ.　　[પૃ. ૨૭૦.

ખેતોજી મકવાણા.



"આપને મેં જોયા છે ત્યારથી તન અને મન આપને સોંપી ચૂકી છું......." [પૃ. ૨૮૦.

તાનું તેજ ઝગારા મારતું હતું, આંખોમાં ગૌરવ અને પ્રતિભા ઓત-પ્રોત ભર્યાં હતાં. તેની અશ્વ નચાવવાની નિપૂણતા અદ્વિતીય હતી.

કુંવરી વિચારમાં પડી, ' આ તે કામદેવનો અવતાર કે સાક્ષાત કામદેવજ વનવિહાર કરવા ઉતરી પડયા છે ? ' ચિત્તમાં ચટપટી થઇ. જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેણે પોતાની દાસીને બોલાવી અને કહ્યું, " રૂલી, પેલા અશ્વ ઉપર ઉઘાડા માથે બેઠેલો વીરનર કોણ છે ? "

" હું એ નથી જાણતી બાઇ. "

" કેમ, એ તમારા માણસોમાંનો નથી ? "

" નાજી. "

" વારૂ, ત્યારે એ કોણ હશે ? "

" તેની મને શી ખબર ? "

" જા, તેની પાસે જઇને ખબર લઇ આવ. "

" તે કોણ છે તે પુછીને આપણે શું કરવું છે ? આપણને તેનું શું કામ છે ? "

" પરંતુ મારે તે ખાસ જાણવું છે. "

વડારણ ખીજાઇ. " પારકાની તે વળી શી પંચાત ? શું તમારે તેની સાથે નીકળી જવું છે ? "

કુંવરીના મુખ ઉપર ક્રોધની લાલાશ છવાઇ. તેની આંખમાંથી તેજની તરવારો ખરવા લાગી. " રૂલી, તું જાણે છે કે હું અત્યારે તારી રાણી છું ? મારી સામે બોલવાનો તને અધિકાર નથી. જા, એક વખત બરાબર તપાસ કરી ખબર લઇ આવ ! "

રાણીની આજ્ઞાને આધીન થવું પડયું. રૂલી તે સ્વાર પાસે ગઇ અને જમીન ઉપર પડેલી પાઘડી ઉપાડી તેને આપી. સ્વારે તેનો ઉપકાર સહિત સ્વીકાર કર્યો. પાઘડી આપતાં આપતાં રૂલીએ પુછ્યું, " ઠાકોર ! આપ કોણ છો તે કૃપા કરી જણાવશો ? "

"કેમ ? તું મને નથી ઓળખતી ? કુંદણીના રાજા ખેતોજીને ન ઓળખે એવું આટલામાં તો કોઇ નજ હોય. મને લાગે છે કે તું પરદેશી છે."

"હાજી, અમે સરધારથી ખાંડું લઇ ભડલી ગયા હતા ત્યાંથી અમારા રાણીશ્રીને લઇ પાછાં આવતાં અહીં પડાવ નાખ્યો છે."

"ઠીક." એટલોજ ઉત્તર આપી તે સ્વાર–રાજા ખેતોજી પોતાના અશ્વને ખેલાવવા લાગ્યો.

વડારણે આવી કુંવરીને ખબર આપ્યા. કુંવરી ચમકી. 'આ વીર પુરૂષ તેજ ખેતોજી ? આ ગામ તેજ કુંદણી ? ભાટ ચારણો ખેતોજીની વીરતાનાં કેવાં યશોગાન ગાય છે ? જેવો વીર તેવોજ તે સુંદર છે. આવા વીર નરની પત્ની બનવું એમાં પણ જીવનનું સાર્થક છે.'

ઉપર પ્રમાણે પોતાને થતી અસર છુપાવી, વડારણને બીજા કામે વળગાડી, તરતજ રથમાં પોતાની પાસે ઝવેરાતની પેટી હતી તે ઉઘાડીને તેમાંથી તેણે કાગળ કાઢયો અને ઉતાવળમાંજ લખી કાઢયું:–

( સોરઠા. )

ખેતા ચતુર સુજાણ, મોહબાણ માર્યાં મને
ઝાલા કુળના ભાણ, અર્પ્યું તનમન મેં તને !
લેજે મુજ સંભાળ, રખે લાગ આ ચુકતો
સ્ત્રી હત્યાનું પાપ, શિરે ના કદી વ્હોરતો.
તારા માટે પ્રાણ, તારા વિણ તજું પલકમાં
એ છે મુજ નિરધાર, વધુ કહું મકવાણ શું !
ક્ષત્રી કરી ટેક, (જો) તજીને હિંમત હારશો
ઇશ્વરને દરબાર, જવાબ પુછીશ ખેતજી !

કુંવરીએ કાગળની ઘડી કરી, કસબનો તાર તેના ઉપર વીંટયો,

અને વડારણને બોલાવી તેના હાથમાં એ ચીઠી મુકીને તે ખેતોજીને પહોંચાડવાની આજ્ઞા કરી.

ગરીબ બિચારી વડારણ! એ તો ચિઠ્ઠીની ચાકર. એક વખત વિચાર થયો કે આવી રીતે સંદેશો તે લઇ જવાય? પરંતુ સ્વાર્થ! ભવિષ્યમાં રાણીનીજ દયા ઉપર રહેવાની કલ્પનાથી તેની વિચાર-શક્તિ બહેર મારી ગઇ. સંદેશો પહોંચ્યો. ખેતોજી કંઈ બન્યું જ ન હોય-સંદેશાની દરકારજ ન હોય તેમ ઘોડાને ખેલાવતો ખેલાવતો ત્યાંથી ચાલ્યો ગયો. વડારણ કંઇક સંતોષ પામી. તેને એમજ લાગ્યું કે ખેતોજીના મનમાં એ સંદેશાથી કંઈ પણ અસર થઇ નથી. આ પ્રસંગનું વર્ણન કરતાં ભાટચારણો કથે છે કેઃ-

( દુહા )

**વાઘેલાની જાન, આવી સરોવર ઉતરી**
**ત્યાં છોગાળો ઝાલ, ખેતસી ઘોડો ખેલવે.**
**ખેતસી શિર મોળિયો ખસ્યો, જાંકે છુટા કેશ**
**મન બાઈનું મોહી રહ્યું, જ્યમ ચંદનને લપેટે શેષ.**
**બાઇએ વડારણ મોકલી, સુણ ખેતા મકવાણ**
**વરૂં હું ઝાલા વર જાણજે, નીકે પલમેં છોડું પ્રાણ.**

## ૪ ખેતોજી.

પાટડીમાં ઝાલાઓની ગાદી સ્થાપનાર શૂરવીર હરપાળદેવને શકિત અથવા સોલંકીદેવીથી ત્રણ પુત્રો થયા હતા-સોઢોજી, માંગોજી અને શેખડોજી. તેમાંના બીજા માંગોજીને જાંબુ તથા કુંદણી સાથે ચોરાસી ગામોનો ગરાસ મળ્યો હતો. આગળ ઉપર તેના વંશજોએ લીંબડી રાજ્યની સ્થાપના કરી.

માંગોજી પછી તેનો પુત્ર મુંજપાળ ગાદીએ આવ્યો. તેનાં લગ્ન જુનાગઢના ચૂડાસમા રા'ની પુત્રી સાથે થયાં હતાં અને તેનાથી

ધામળ નામનો પુત્ર થયો હતો, જે મુંજપાળ પછી ગાદીએ આવ્યો. તે વેરાવળ પાટણના રાજા વૃજપાળજીની પુત્રી વેરે પરણ્યો હતો. દિલ્લીના સુલ્તાન કુતુબુદ્દીને તેની પાસેથી જાંબુ ઇ. સ. ૧૧૯૪ માં જીતી લીધું તેથી તે વેરાવળ ગયો અને પોતાના સસરાની સહાયથી સમુદ્ર કાંઠાના ૪૧ ગામોનો કબજો કરીને પોતાના નામ ઉપરથી ધામળેજ ગામ સ્થાપીને ત્યાં પોતાની રાજ્યધાની કરી. તેણે જાંબુ અને કુંદણી પુનઃ જીતી લીધાં, પરંતુ પોતાનું થાણું ત્યાં રાખીને પાછો ધામળેજ ગયો. ત્યારથી તેની સાથે ગયેલા અને ત્યાં રહેલા ઝાલાઓ ' ધામળેજીયા ઝાલા ' કહેવાય છે.

ધામળના પુત્ર કલુજીએ ગાદી ધામળેજથી કુંદણીમાં ફેરવી ત્યાર પછીના છ રાજાઓ પોતાની ગાદી કુંદણીમાં રાખતા અને કેટલોક વખત જાંબુમાં પણ રહેતા હતા. સાંધોજી પછી તેના પુત્ર શેશમલજીએ જાંબુમાં ગાદી કરી. તેનો પુત્ર સારંગજી કુંદણી પાસેની ચોવીસીના જસદણમાં રહેતો હતો. ત્યાર પછીના રાજા લાખોજી બીજો અને વેજરાજજી મરજી મુજબ ઘડીમાં જાંબુ તો ઘડીમાં કુંદણીમાં રહેતા હતા. નાગજીએ શિયાણીની ચોરાસી પોતાના રાજ સાથે જોડી દીધી. ગુજરાતના સુલ્તાન અહમદશાહનો કોપ તેણે વ્હોરી લીધો હતો. તેના પુત્ર ઉદયભાણજીએ જાંબુનો કિલ્લો ફરાથી બંધાવ્યો. તેના પછી અનુક્રમે ખેતોજી પહેલો, ભોજરાજજી બીજો, નાગજી બીજો અને ખેતોજી બીજો ગાદીએ આવ્યા. આ ખેતોજી બીજો તેજ આ વાર્તાનો નાયક.

ઝાલા રજપૂતો મકવાણા જાતના છે, અને તેઓ માર્કંડ ઋષિના વંશના છે એવી માન્યતા છે. ખેતોજી મકવાણા સ્વરૂપવાન, શક્તિવાન, અને શૂરવીર વીરનર તરીકે તે સમયે પંકાતો હતો. તેણે પોતાની રાજ્યધાની કુંદણીમાં રાખી હતી.

આજે તે અશ્વને ફેરવવા માટે, સૃષ્ટિસૌંદર્યથી બે ઘડી મન-રંજન કરવા માટે, ગામની સીમમાં પાકની સ્થિતિ નજરે જોવા માટે બહાર નીકળી પડયો હતો. પાછા ફરતાં તે સરોવર તીરે અશ્વને ફેરવતો હતો તેવામાં મદભર્યા અશ્વે છલંગ મારતાં તેની પાઘડી નીચે પડી ગઇ. તેના નાગ જેવા કાળા ચળકતા વાળ છૂટા થઇ જઇ પીઠ ઉપર લટકવા લાગ્યા. રથમાં બેઠેલી સરવૈયાણીએ આ જોયું. આ 'કામદેવના અવતાર' ને જોઇ તે મોહમુગ્ધ બની, મનથી તેનેજ વરી ચૂકી, અને પોતાનો સ્વીકાર કરવા—વહારે ધાવા માટે તેને સંદેશો મોકલ્યો. ખેતાજી વિચારમાં પડયો, "હવે શું કરવું? સરવૈયાણી ખાંડા સાથે સરધાર જાય છે. સરધાર તે જશે તો જરૂર આપઘાત કરશે અને સ્ત્રીહત્યાનું પાપ મારે માથે આવશે. ગમે તેમ થાય પરંતુ એક વખત તેને સમજાવવી જોઈએ. પછી શું થાય છે તે જોઈ લેવાશે.

મનમાં તેણે કંઇ નિશ્ચય કર્યો, અશ્વને એડી મારીને તેને પવન વેગે દોડાવીને તે શહેરમાં આવ્યો અને દિવાનને સત્વર બોલાવવાની સેવકને આજ્ઞા કરી.

દિવાન આવ્યો. બંને જણાએ ખાનગી મસલત કરી. રાજાના મુખ ઉપર સંતોષનાં—આનંદનાં ચિહ્નો જણાયાં. દિવાન નમન કરીને ત્યાંથી ગયો. પ્રસન્ન વદને ખેતાજી તેના તરફ જોઇ રહ્યો. હર્ષાવેશમાં તેનાથી બોલી જવાયું, "શાબાશ! ડાહી માના દીકરા તે આનું નામ! રાજાના મનની મુંઝવણ મટાડે—ગુંચવાયલું કોકડું ઉકેલી જાણે તેનું નામ દિવાન. કહે છે કે 'વાણીઓ દિવાન હોત તો રાજા રાવણનું રાજ્ય ન જાત' એ અક્ષરશઃ સત્ય છે."

**૫ મહેમાન.**

દિવાને સરધારના માણસો પાસેથી યુક્તિ પ્રયુક્તિથી ડોલા

સાથે આવેલા સરદારનું નામ, માણુસોની સંખ્યા, વગેરે જરૂરી માહિતી મેળવી લીધી. સરોવર તીરે ડોલાનો પડાવ નાખવાની તૈયારી થતી હતી ત્યાં તે આવ્યો. માણુસો આડા અવળા દોડધામ કરતા હતા. હજી મુકામનો જોઇએ તેવો બંદોબસ્ત થયો ન હતો.

સરદાર પાસે આવી તેણે ' રામ રામ ' કર્યા. સરદારે તેનો જબાબ વાળ્યો અને સહર્ષ ભેટયો. ક્ષેમ કુશળની વાતો ચાલી. અંતે લાગ જોઇને દિવાન બોલ્યો, " રંગ છે બાપુને ! અહીં ગામને પાદર મુકામ કર્યો એ બહુ સારૂં કર્યું હો ? તમને એમ લાગ્યું હશે કે કુંદણીના રાજાને ત્યાં ધાન્યનો હિસાબ હશે ! અથવા તો તમે એક દિવસ આવો તો તેનો ખજાનો ખૂટી જાય ! કેમ એમજ ને ? ભલા માણુસ, અમારી આબરૂનો તો વિચાર કરવો હતો ! સરધારના વાઘેલા રાજાનું ખાંડુ ડોલા સાથે જાય અને વિસામા માટે આમ ગામની ભાગોળે પડી રહે એમાં તમને તો કંઇ નહિ પણ અમને કલંક લાગે. "

મીઠા મધ જેવા શબ્દો કોને પ્રિય ન લાગે ? શો ઉત્તર આપવો તે સરદારને સૂઝયું નહિ. અંતે તે બોલ્યો, " દિવાનજી, આપે તેમાં માઠું લગાડવાનું નથી. અમારે જેમ બને તેમ જલ્દી સરધાર પહોંચવાનું છે એટલે માર્ગમાં મોટી થવું પાલવે નહિ. આ તો માત્ર વિશ્રાંતિ લેવા માટે પડાવ કરવો પડયો છે. "

" એ તો હું પણ સમજું છું. સરધાર પહોંચવાની ઉતાવળ હોયજ, પરંતુ આમ ગામ બહાર પડાવ નાંખ્યો તે ખોટું દેખાય. અહીં આપ જેટલો વખત ગાળો તેટલો સમય અમારા મહેમાન બની અમને આભારી કરો. આપને વધારે રોકવાનો આગ્રહ નહિ કરીયે. અમારા અન્નદાતા રાણાશ્રીએ આપને ખાસ આમંત્રણ કર્યું છે, અને એ સ્વીકારવાની મારી આપને નમ્ર વિનંતિ છે. "

સરદાર સપડાયો. હવે બીજું બહાનું કાઢી શકાય એમ ન હતું. બહાર વગડામાં પડયા રહેવાની અગવડના વિચારોએ, રાણીની મહેમાનગતની મધુર કલ્પનાએ, દિવાનજીની વાક્પટુતાએ સરદારના નિશ્ચય ઉપર વિજય મેળવ્યો અને 'ડાહી માના દીકરા' ની કળા ફાવી.

ખેતોજીના આમંત્રણનો સ્વીકાર થયો, અને સરવૈયાણી અને સરદાર સઘળા માણસો સહિત તેના મહેમાન બન્યા.

## ૬. એ તો આશ્ચર્ય !

સરદારને અને તેના માણસોને જુદો ઉતારો આપવામાં આવ્યો. રાણીનો યોગ્ય મલાજો સચવાય એવી સગવડ તે ઉતારામાં નથી એમ જણાવીને તેમજ રણવાસમાં રાણીઓના સહવાસમાં તેને વધારે આનંદ આવશે એમ કહીને સરવૈયાણીને રાજમહેલના રણવાસમાં રહેવાનું ઠરાવ્યું. સરદારને શંકા લાવવાનું કારણ ન હતું. ખેતોજી અને સરવૈયાણી વચ્ચે ચાલેલા સંદેશાની તેને ખબર ન હતી.

સરવૈયાણીના સંદેશા ઉપર ખેતોજીએ લક્ષ નથી આપ્યું એમ માનીને વડારણ નિશ્ચિંત બની હતી, એટલુંજ નહિ, પરંતુ એ વાત સરદારને જણાવવા જતાં પોતે રાણી તેમજ સરદાર બંનેના કોપનું કારણ બને એ ડરથી તે મૌનજ રહી હતી. જ્યારે તેણે જાણ્યું કે સરદાર તો ખેતોજીનું આમંત્રણ સ્વીકારી તેના ગામમાં જાય છે ત્યારે તેને પોતાની ભૂલ સમજાઈ, સરદારને વાત જણાવવાનું મન થયું, પરંતુ હવે બહુ મોડું થયું હતું. કહેવા જતાં 'પડ પાણા પગ પર' જેવું થાય તેમ હતું. કહેવું કે નહિ તેનો નિશ્ચય તે કરી શકી નહિં. પોતાના હિતને ખાતર પોતે રાણીનો સંદેશો ખેતોજીને આપ્યો એ વાત પોતાના પેટમાંજ સદાને માટે છુપાવવામાંજ શ્રેય

માની લીધું. ' ન બોલ્યામાં નવ ગુણ ' એ સિદ્ધાંતનો તેણે સ્વીકાર કરી લીધો.

રાજવંશી મ્હેમાનોને છાજે તેવી તમામ પ્રકારની ગોઠવણ ડોલાના માણસો માટે કરવામાં આવી. મીઠી મહેમાનગતના અનુભવથી સૌ સંતોષ પામ્યા, અને ખેતાજીના ઔદાર્યની પ્રશંસા કરવા લાગ્યા.

સરદારના આનંદનો પાર રહ્યો નહિ. ખુદ સરધારના રાજાને માટે જે કરવામાં આવે તે તેને માટે થયું. ખેતાજીએ પોતાની મુલાકાતનું માન તેને આપ્યું, સારી રીતે આદર સત્કાર કર્યો, અને તેની મહેમાનગત કરવાની પોતાને મળેલી તક માટે હૃદયનો આનંદ દર્શાવ્યો. આવા અણધાર્યા માનથી સરદાર ફૂલાયો. હર્ષની ધુનમાં પોતાની ખરી સ્થિતિનું પણ તે ભાન ભૂલ્યો.

વડારણને જુદો ઓરડો આપીને રાણીની તહેનાતમાંથી મુક્ત બનાવવામાં આવી હતી. સરવૈયાણીની દાસીઓ ખડે પગે તૈયાર હતી. પરિશ્રમ નિવારવા માટે સ્નાનાદિથી પરવારી સુંદર વસ્ત્રાભૂષણો સજીને તે તત્પર બની. તરતજ એક દાસી બુટ્ટાદાર કીનખાબથી ઢાંકેલો સુવર્ણ થાળ લઇને ત્યાં આવી અને બોલી, " બાઇ સાહેબ, આપને માટે આ થાળ લાવી છું. ભોજન કરી ક્ષુધાને શાંત કરવાની કૃપા કરો. "

" તે મારાથી બની શકશે નહિ. "

દાસી આશ્ચર્યચકિત બની. આ વળી કેવો જવાબ ? તેણે દિન વદને કહ્યું, " બા સાહેબ, એમ શા માટે કહો છો ? કૃપા કરી અન્નદેવતાની અવગણના ન કરો. "

" રાણા ખેતાજી અહીં આવ્યા પછી જે થવાનું હશે તે થશે. તું જા, અને તેમને અહીં બોલાવી લાવ. "

દાસી દિગ્મૂઢ બની. ભોજનને માટે સરવૈયાણીને કંઇ શંકા પડી હશે ? એતોજીનું બીજું શું કામ હોય ? શું સરધારની રાણી લજ્જાનો ત્યાગ કરીને પર પુરૂષનું મોં જોશે ? તેની સાથે વાત કરશે ? એ તો આશ્ચર્ય ! વિચારતરંગમાં તણાતી દાસી આજ્ઞાનો અમલ કરવા ચાલી ગઇ.

## ૭ પ્રેમ ભિક્ષા.

એતોજીને ખબર મળ્યા. કારણુ તેના લક્ષમાં આવ્યું. હૃદયના ભાવોને વ્યકત કરવાની-રૂબરૂ મળી ખુલાસો કરવાની આ એક યુક્તિ હતી !

સરવૈયાણીના અવાસ આગળ તે આવ્યો. દાસીઓને બહાર રહીને કોઇને ત્યાં આવવા ન દેવાની આજ્ઞા કરી. દ્વારમાં પ્રવેશ કરતાંજ તે ચમક્યો. આ કોણુ ?

સુંદર વસ્ત્રાભૂષણોમાં સજ્જ બનેલી, યૌવનબાગની પૂર્ણ વિકસિત કળી સમાન સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિ, સ્વર્ગમાંથી ઉતરી આવેલી રંભા કે રતિના અવતારરૂપ આ સરવૈયાણી ! આ સૌંદર્ય દેવીનો ઉપાસક કેવો ભાગ્યશાળી ! ક્ષણવાર તે સૌંદર્યદર્શનમાંજ લીન બન્યો.

સરવૈયાણી તો આ વીર પુરૂષના દર્શનથી પ્રેમમુગ્ધ બનીજ હતી. આ પ્રેમવશ મુગ્ધા પ્રેમીજનને જોતાંજ હર્ષપ્રફુલ્લ બની અને બોલી, “ પધારો, વીરનર, શામાટે સંકોચ પામો છો ? ”

“ તમે મારા તરફથી આવેલા થાળનો સ્વીકાર કરતાં સંકોચ પામ્યાં તો પછી મને અહીં આવતાં સંકોચ થાય તેમાં શી નવાઇ ? ” એતોજીએ મર્મસૂચક ઉત્તર આપ્યો.

“ આપના થાળની મેં અગવણના કરી નથી, પરંતુ આપ જમ્યા પહેલાં મારાથી જમી શકાય એમ નથી એટલે લાચાર. ”

" એટલે ? "

" હજી પણ એ પ્રશ્ન બાકી રહ્યો છે? **આપને મેં જોયા છે ત્યારથી તન અને મન આપને સોંપી ચૂકી છું.*** મારી વડારણ દ્વારા આપને મેં તે વિદિત પણ કર્યું છે. હવે તો તમેજ મારા..."

તેને અટકાવી એતોજી વચમાંજ બોલી ઉઠયો, 'સાહસ ન કરો, ધીરજથી શાંત ચિત્તે પૂર્ણ વિચાર કરો. તમારા પિતાએ તમને સરધારના વાઘેલા રાજા સાથે પરણાવ્યાં છે. તે તમારા પતિ. "

" નહિ, હું તે સ્વીકારતી નથી. તેની સાથે મારો હસ્તમેળાપ થયો નથી, તેના તરફ પતિ તરીકેના પ્રેમભાવે મારા હૃદયમાં સ્થાન લીધું નથી. સરોવર તીરે આપનાં દર્શન થતાંજ આપના પ્રત્યે પતિભાવ ઉત્પન્ન થયો છે અને એ નિશ્ચય હવે ટાળી શકાય એમ નથી. આપ સિવાય જગતના સર્વ પુરૂષો મારે ભાઇબાપ સમાન છે. "

તેના વચનોમાં દઢતા હતી. તેને સમજાવવાનો–નિશ્ચયથી ચલિત કરવાનો યત્ન કરવો નિષ્ફળ હતો. એતોજીએ વાત બદલી, " વારૂ. એ તો બધું થઇ રહેશે. પ્રથમ આ ભોજન આરોગો, શ્રમ અને ક્ષુધાથી પીડિત દેહને આરામ આપો. "

" જ્યાંસુધી મારી વિનંતિનો સ્વીકાર થાય નહિ, ત્યાં સુધી આનો સ્વીકાર પણ મારાથી કરી શકાય નહિ. "

" આનું પરિણામ કેવું આવશે તેનો વિચાર કર્યો છે ? "

" જી હા, પરિણામમાં મારા પિતા અને જેને તે જમાઇ ગણે છે તે સરધારના રાજાના કોપનું હું કારણ બનીશ. કદાચ એ કોપનું બળીદાન પણ બનવું પડે. પરંતુ તેથી શું ? હું ક્ષત્રિયાણી છું, વીર પિતાનું વીર સંતાન છું. શું એવા ક્ષુલ્લક વિચારથી ડરી જઇને મારો નિશ્ચય ફેરવું ? 'સિંહણ ભૂખે મરે પણ તૃણ કદી ન

---

* જુઓ ચિત્ર.

ચરે. ' ભલે સંકટનું વાદળ મારા ઉપર તુટી પડે, પરંતુ આપને મારા પતિ માન્યા છે તે નિશ્ચય હવે ટળવાનો નથી. આપ ક્ષત્રિય પુત્ર છો, ઝાલાકુળદિપક છો, વીરનર હરપાળદેવના વંશજ છો. આપની વીરતાનાં યશોગાન ભાટચારણોને મોંઢે મેં અનેકવાર સાંભળ્યાં છે. આપની ક્ષાત્રટેકમાં-આપના શૌર્યમાં મને વિશ્વાસ છે. શું આપને શરણે આવેલી અબળાને આશ્રય નહિ આપો ? હું આપની પાસે પ્રેમ ભિક્ષા યાચું છું. જોઇએ તો ભિક્ષા આપો. નહિ તો આપની આ રણશૂરી તરવારથી આ અબળાનું શિર કાપો. આપનો આશ્રય મળતાં મારૂં જીવન સફળ થશે, જો તે નહિ મળે તો છેવટે એક અબળાની આત્મહત્યા થશે. ”

સરવૈયાણી ખેતોજીને પગે પડી-જાણે કોઇ અપ્સરા ઇંદ્રદેવનું શરણ યાચી રહી હોય !

૮ શું કરવું ?

ખેતાજીએ જોયું કે સરવૈયાણીનો નિશ્ચય કોઈ રીતે ફેરવી શકાય તેમ નથી. તે ધર્મસંકટમાં આવી પડયો. તેનો સ્વીકાર કરવાથી સરધારના રાજા સાથે શત્રુતા થાય, તેની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે, અને તેમાં પોતાના માણસોનો સંહાર થાય. સરવૈયાણીને તરછોડવાથી સ્ત્રીહત્યાનું પાપ લાગે. સૂડી વચ્ચે સોપારી જેવી તેની સ્થિતિ થઇ. યુદ્ધના ભયથી તે ડરે તેવો ન હતો. રણસંગ્રામ એતો ક્ષાત્રજીવનનો લહાવો હતો. અબળાનું રક્ષણ કરવાના શાત્રધર્મે અંતે વિજય મેળવ્યો. તેણે સરવૈયાણીનો કર ઝાલીને તેને ઉભી કરી. કરાંગુલીઓના સ્પર્શથી બંનેના શરીરમાં વિદ્યુતનો સંચાર થયો.

તેનું સાંત્વન કરતાં તે બોલ્યો, “ ધન્ય છે તારી દૃઢતાને. ખાત્રી પૂર્વક માનજે કે આ ખેતોજીના દેહમાં જીવ છે ત્યાં સુધી

કોઇથી તારો વાળ પણ વાંકો થઇ શકે એમ નથી. હવે તું ભોજન કરી લે. હમણાં તો હું જાઉં છું. સરધારના સરદાર અને ડોલાના માણસો પ્રાતઃકાળે વિદાય માંગશે તેને શો ઉત્તર આપવો અને શી વ્યવસ્થા કરવી તેને માટે મારે મંત્રી અને સામંતો સાથે મસલત કરવી પડશે.''

ખેતોજી ગયો. સરવૈયાણી તેની પાછળ જોઇ રહી. " કેવી તેની કેસરી સમી ચાલ ! કેવું કદાવર શરીર ! કેવી વીરતાથી છલકાતી છટા ! અહા પ્રભુ ! કૃપા કર. મને પત્ની તરીકે સ્વીકારવાની તેના ઉરમાં પ્રેરણા કર. ''

ખેતોજીએ વૃદ્ધ સામંતોને, દિવાનને અને દાના દરબારીઓને બોલાવીને ખાનગી દરબાર ભર્યો. અત્યારે રાતના સમયે દરબાર ભરવાનું શું કારણ હશે તે તેઓ સમજી શકયા નહિ. મનમાં અનેક તર્ક વિતર્ક કરતા તેઓ દરબારમાં એકઠા થયા.

દિવસે દરબાર ભરાતો હતો ત્યાં નહિ, પરંતુ એક ખાનગી ખંડમાં-હજુરીઆઓ પણ ન આવી શકે તેવા સ્થળમાં રેશમી ગાદી તકિયાની બેઠક કરવામાં આવી હતી. એક આસન ખાસ ઉંચું રાખવામાં આવ્યું હતું ત્યાં કીનખાબના ગાદીતકિયા બિછાવ્યા હતા. આગળ નકશીવાળો સોનેરી હુકો પડયો હતો. બીલોરી કાચની હાંડી અને ઝૂમ્મરમાં બળતા દીપકની ઝળહળતી જયોત તે ખંડમાં પ્રકાશ પાડી રહી હતી.

દરબાર ભરાયો. ખેતોજીએ અત્યાર સુધીમાં બનેલી બીના યથાસ્થિત નિવેદન કરી અને કહ્યું, " મારા દાના દિવાન અને શુરવીર સામંતો ! આટલા માટેજ અત્યારે તમને બોલાવવા પડયા છે. તમારી સલાહની મને પ્રથમ જરૂર છે. અત્યારે હું ધર્મસંકટમાં આવી પડયો છું. સરવૈયાણીને ના કહેતાં તે અહીંજ—આપણા રણ-

વાંસમાંજ આત્મહત્યા કરશે એમાં જરાય શંકા જેવું નથી. તેનો સ્વીકાર કરતાં સરધારના વાઘેલા સાથે વેર થશે અને તેની સાથે યુદ્ધ કરવું પડશે એ પણ નિર્વિવાદ.

એક વૃદ્ધ સામંતનું લોહી ઉછળી આવ્યું. વચમાંજ તે બોલી ઉઠયો, " યુદ્ધ કરવું પડે તો શો વાંધો છે ? શું અમે ટક્કર ઝીલી શકીએ એવા નથી ? આપણા સામંતો મરવા પડયા નથી. તેઓમાં ચેતન છે. રજપૂત લોહી તેમની રગેરગમાં ઉછરે છે. યુદ્ધમાં ઝઝુમવા તેઓ તત્પર છે. "

ખેતોજી ટટાર થયો. મૂછો પર હાથ ફેરવતાં તે બોલ્યો, "દાજી, એ તો હું સારી રીતે જાણું છું. હું તે બાબતની ચિંતામાં છું એમ સમજતા નહિ. યુદ્ધ થાય તેની મને દરકાર નથી, પરંતુ તેમાં માત્ર મારે ખાતર મારા નિર્દોષ સેવકોનો અને પ્રજાજનોનો સંહાર થાય એ ઇચ્છવા યોગ્ય નથી. "

" એ વિચાર અત્યારે કરવાનો નથી. જે કાળે જે બનવાનું હશે તે બન્યાજ કરશે. આપ પ્રજા માટે અને પ્રજા આપને માટે." એક યુવાન રજપૂત પોકારી ઉઠયો.

" ચાલો એ વાત જવા દો. પરંતુ સરવૈયાણીને અહીં રાખવી એ ધર્મ વિરૂદ્ધ નહિ ગણાય ? એ કાર્ય જગતની નજરે નિંદાપાત્ર નહિ જણાય ?"

દિવાને વાત ઉપાડી લીધી, " મહારાજાધિરાજ, સરવૈયાણી પોતાની ઇચ્છાથી અહીં આવી છે. નથી આપણે તેનું હરણ કર્યું કે નથી તેને બળાત્કારથી ઉપાડી લાવ્યા. આમ હોવાથી જગતને નિંદા કરવાનું કારણજ કયાં રહે છે ? તેથી ઉલટું જો આપ તેનો ત્યાગ કરશો તો લોકો આપને નિર્બળ ગણી નિંદા કરશે. આ સેવકનું

કહ્યું જો માનો તો સરવૈયાણીનો આપ સ્વીકાર કરી તેની ઇચ્છા ફળીભૂત કરો."

"અને આ ડોલા સાથેના માણસોનું શું ?"

"તે કામ મને સોંપો, હું બધી વ્યવસ્થા કરીશ."

સઘળા સામંતો અને દરબારીઓને આ વાત ગમી. સર્વાનુમતે દિવાનની દરખાસ્ત પસાર થઇ અને દરબાર વિસર્જન થયો. દિવાન અને ખેતાજીએ પાછળથી કેટલોક વખત ખાનગી મસલત ચલાવી અને જુદા પડયા.

ખેતાજી સરવૈયાણી પાસે આવ્યો અને કહ્યું, "સરવૈયાણી ! તારી દૃઢતાએ મારા વિચારો ઉપર વિજય મેળવ્યો છે. તારી માગણીનો હું સ્વીકાર કરૂં છું."

સરવૈયાણીનું હૃદય આનંદથી ઉછળ્યું. હર્ષાવેશમાં ખેતાજીને આલિંગન આપતાં તે બોલી, "પ્રભુ ! આ દાસી ઉપર આપનો કેવો ઉપકાર !"

## ૯ યુક્તિ.

પ્રાતઃકાળ થયો. ડોલાને જેમ બને તેમ જલદી વિદાય થવાનું હોવાથી માણસો શૌચ સ્નાનાદિથી વહેલા પરવાર્યા. કસુંબા પણ નીકળ્યા અને ઠુંગાપાણીની તૈયારી ચાલી. સૌ પોતપોતાનો સામાન સંભાળી બાંધવા લાગ્યા. સરદાર પણ તૈયાર થયો. માત્ર તેઓની રાણીને તૈયાર કરવાનીજ વાર હતી.

સરદારે પોતાના એક માણસને રણવાસમાં મોકલ્યો. ડોઢીવાળાએ તેને રોકયો. કોઇપણ પુરૂષથી ત્યાં પ્રવેશ કરી શકાય એમ ન હતું. ડોઢીવાળાએ સરદારની વડારણને ત્યાં બોલાવી. માણસે તેને સરદારનો સંદેશો કહ્યો અને રાણીજીને લેવા માટે હમણાંજ રથ આવે છે એમ જણાવ્યું. વડારણ સંદેશો લઇ અંતઃપુરમાં ચાલી ગઇ.

ઝણુઝણાટ અવાજ કરતો રથ ત્યાં આવી લાગ્યો. સારથી રાણીની રાહ જોઇ અંતઃપુરના પ્રવેશદ્વાર તરફ જોઇ બેસી રહ્યો. વખત પોતાનું કામ કર્યા જતો હતો. ભગવાન સૂર્યનારાયણ ધીરે ધીરે પોતાના કર્તવ્યપાલનની તૈયારી કરતા જણાતા હતા. દિવસ ચડતો જતો હતો.

ધાર્યા કરતાં વધારે વખત વીતવાથી સરદારના ધૈર્યનો અંત આવ્યો. તેણે પુનઃ પોતાના માણસને અંતઃપુરમાં સંદેશો કહેવા મોકલ્યો. તે માણસ મનમાં બબડતો, સરદારને અને રાણીને મનમાં ગાળો દેતો ત્યાં આવ્યો. તેને તો બિચારાને 'સકરમીની જીભ અને અકરમીનાં ટાંટિયા' જેવું હતું.

સરવૈયાણીને તૈયાર થવાનું કહેતાં તેણે તે તરફ બિલકુલ લક્ષ ન આપ્યું એ જોઇ વડારણ આશ્ચર્ય પામી હતી. પુનઃ તેણે તેને તેજ વિનતિ કરી, પરંતુ માત્ર 'થાય છે' એટલો જ ઉત્તર મળ્યો. વડારણને ગઇ કાલના પ્રસંગનું સ્મરણ થયું. સરવૈયાણી દગો તો ન દે? એવી શંકા થઇ, પરંતુ જે થાય તે મૂગે મોંઢે જોયા વિના બીજો ઉપાયજ ન હતો.

સરદારના માણસે ત્યાં આવીને જોયું તો રથવાળો બગાસાં ખાતો અંતઃપુરના પ્રવેશદ્વાર તરફ તાકીને બેસી રહ્યો છે!

ડોઢીવાળા પાસે આવીને પૂછતાં તે બબડયો, "ભલા માણસ આટલી બધી ઉતાવળ શાની? એ તો રજવાડાના મામલા. અહીં તે કંઇ 'બાંવો ઉઠયો અને બગલમાં હાથ,' એના જેવો હિસાબ છે? રાણીજી તો મરજીમાં આવે ત્યારે તૈયારી કરે. એમને તે વારંવાર સંદેશો કહેવરાવાય?"

"હશે. કૃપા કરી ફૂલીને બોલાવશો?"

"ફૂલી? કોણ તમારી વડારણ? ઠીક છે, તેને બોલાવું છું."

ફૂલીને સંદેશો પહોંચ્યો. તેણે પુનઃ સરવૈયાણીને વિનતી કરી. રાણી નિરાંત કરી બેઠી હતી. તેણે ગુસ્સે થઇને કહ્યું, "હવે થાય છે. એટલી બધી શી ઉતાવળ છે? જા, કહે તારા સરદારને કે તેને બહુ ઉતાવળ હોય તો ચાલતા થાય." ફૂલી સમજી ગઈ. પોતાની શંકા સત્ય છે એવી તેની ખાત્રી થઇ.

તે બહાર આવી. ડોઢીવાળાને શંકા ન પડે તે માટે પોતાના સાથીને તેણે કહ્યું, "રાણીજીની એક વસ્તુ સરદારની પાસેથી લાવવાની છે તે આવે ત્યાર પછીજ તેમનાથી રવાના થઇ શકાય તેમ છે. ચાલ, તે લઇ આવવા માટે મારે પોતાનેજ ત્યાં આવવું પડશે."

ફૂલી ઉતારે આવી. સરદારે વાક્પ્રહાર શરૂ કર્યો, "ફૂલી, અત્યારમાં શા માટે આવી? હજી તો દિવસ પણ નથી ઉગ્યો! જા, બાપુ જા, હજી થોડીક ઉંઘ લઇ લે."

આ વચનો ફૂલીને મર્મભેદક નીવડયાં, પરંતુ સત્ય ઘટનાનો સ્ફોટ કરી શકાય એમ ન હતું. નમ્ર સ્વરે તેણે ઉત્તર આપ્યો, "બાપુ, હું શું કરૂં? મારો એમાં જરાય દોષ નથી. રાણી સાહેબને કહી કહીને મારૂં તો મોં દુઃખવા આવ્યું, પરંતુ તેઓ તો નિરાંતે બેઠાં છે. બહુ કહ્યું ત્યારે રોકડો જવાબ આપ્યો કે, "તારા સરદારને ઉતાવળ હોય તો ચાલતા થાય."

સરદારનો મિજાજ ગયો. "પછી તેં શું કહ્યું?"

"હું શું કહું? સત્તા આગળ શાણપણ શા કામનું? કોઇને શંકા ન પડે એટલા માટે ખોટું બહાનું કાઢી હકીકત જણાવવા માટે હું આપની પાસે આવી. મને લાગે છે કે આટલા વર્ષની મારી ચાકરી ઉપર પાણી ફરવા બેઠું છે."

ફૂલીનો સ્વર ગળગળો થયો. તેની આંખમાં આંસુ આવ્યાં. અંતઃપુરના ભેદભરમોને પેટમાં છૂપાવી રાખનારી, રણવાસની ખટ-

પટ રૂપી રમકડાની ચાવી બનનારી, રાણીઓને પોતાની ઇચ્છાનુસાર રમાડનારી વડારણો અને ખવાસણો વખત પ્રમાણે ગીત ગાવામાં-જોઇએ તેવો ઢોંગ મચાવવામાં પ્રવીણ હોય છે. ફૂલી પણ એમાંની એક હતી !

સરદારને શંકા થઇ. રખેને છળકપટની બાજી રમાતી હોય ? રખે કોઇ પ્રપંચના પાસા ફેંકાતા હોય ! તેણે દિવાનને બોલાવવા માણસ મોકલ્યું.

## ૧૦ ઝપાઝપી.

દિવાને આવીને પોતાની મીઠી જીભથી સરદારને મ્હાત કર્યો. તાકિદે બંદોબસ્ત કરવાનું વચન આપીને તે ત્યાંથી ગયો. પુનઃ એકાદ કલાક જેટલો સમય વીત્યો, પરંતુ રાણીની તૈયારીનું ન મળે નામ કે નિશાન !

સરદાર અધીરો બન્યો. તેની ખાત્રી થઇ કે જરૂર આમાં કંઇ દાવપેચ જેવું છે. તે પોતે અશ્વારૂઢ થયો અને પોતાના તમામ માણસોને લઇ અંતઃપુર તરફ ગયો.

કુંદણીની પ્રજા સરદારને પોતાના માણસો સાથે અંતઃપુર તરફ જતાં જોઇ આશ્ચર્ય પામી. જોતજોતામાં દરબારમાં વાત પહોંચી. શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલા માણસો રણવાસ તરફ ધસ્યા.

પ્રવેશદ્વાર આગળ આવતાંજ પહેરાવાળાએ સરદારને અંદર જતાં અટકાવ્યો. અને કહ્યું, " સરદાર, જેવા આવ્યા છો તેવાજ પાછા ચાલ્યા જાઓ. સરવૈયાણીની આશા રાખવી હવે વ્યર્થ છે. એ તો ખેતોજી રાણાને વરી ચૂકી છે. "

સરદારની આંખો ફાટી, " કદી બનેજ નહિ. તેને અહીં હાજર કરો, નહિ તો અમારે અંતઃપુરમાં પ્રવેશ કરવો પડશે."

" તે પહેલાં તો તમારા દેહ લોહીમાં રગદોળાશે. "

સરદારે પોતાના માણસોને શસ્ત્રો સજ્જ કરવા હુકમ આપ્યો, પરંતુ તેઓ કંઇ પણ કરી શકે તે પહેલાં ખેતાજીના માણસોએ તેઓને ઘેરી લીધા. સરદાર મરણીઓ બન્યો. રાણીને લીધા વિના સરધાર જવામાં પણ નામોશી અને મોતજ હતું. તેની સાથેના વાઘેલાઓને પણ એમજ લાગ્યું કે સરધાર જઇ નામર્દ ગણાઇ કલંકિત બનવું તેના કરતાં અહીંજ જીવ આપવો એ ઉત્તમ. ખેતાજીના માણસોએ સરદારને ત્યાંથી ચાલ્યા જવા બહુ સમજાવ્યો, પરંતુ તે ત્યાંથી ડગલું પણ ખસ્યો નહિ. ઝપાઝપી શરૂ થઇ. સરધારના માણસો મરણીયા થઇ લડયા, પરંતુ મૂઠીભર માણસો ખેતાજીના સુસજ્જ સૈન્ય પાસે શા હિસાબમાં? વાઘેલાઓનો કચ્ચરઘાણ વળી ગયો. કોઇ જીવતું રહેવા પામ્યું નહિ.

## ૧૧ યુદ્ધના ભણકારા.

સરધારનો રાજા ગોધાજી પોતાનું ખાંડું ડોલા સાથે આવ્યાની આતુરતાથી રાહ જોતો હતો. વખત થઈ જવા છતાં તે આવવામાં જે ઢીલ થતી હતી તે તેને અસહ્ય થઈ પડી. રાજમહેલની અગાશીમાં બેસીને સરધારની સીમ તરફ તે જોઇ રહેતો, પરંતુ ડોલો નજરે ન પડતાં નિરાશ થતો.

એવામાં ચાર પાંચ ખેડુતોનું એક ટોળું કોઈ સ્ત્રીને ઉંચકી લઇને આવતું હોય એવું જણાયું. સ્ત્રીને તેઓએ શા માટે આમ ઉંચકી હશે તે જાણવાની ગોધાજીને જીજ્ઞાસા થઈ.

તેણે પોતાને એક સ્વારને તપાસ કરવા મોકલ્યો.

સ્વાર અલ્પ સમયમાં ખબર લઇ મારતે ઘોડે પાછો ફર્યો અને જણાવ્યું, "એ તો ફૂલી વડારણ છે. ભૂખ તરસને લીધે તેનું શરીર નંખાઇ ગયું છે."

ગોધાજીને ફાળ પડી. જરૂર માર્ગમાં કંઇ નવાજુની થઇ લાગે છે. તેણે ફૂલીને બીજે ક્યાંય ન લઇ જતાં પોતાની સમક્ષ લાવવાનો હુકમ કર્યો.

ફૂલીને ત્યાં લાવવામાં આવી. પરિશ્રમ અને ભૂખની વેદનાથી તે તરફડિયાં મારતી હતી. શીતોપચાર કરીને તેને શાંત કરવામાં આવી. આંખમાં આંસુ સાથે ફાટેલા ડોળે રાજા તરફ જોઇને તે બોલી, " મારો જીવ આ ખેડુતોએ બચાવ્યો છે, તેની કદર..."

ગોધાજી વિસ્મય પામ્યો. હડપચીએ હાથ મુકીને તે ગાંડી જેવી લાગતી ફૂલીના રડતા ચહેરા તરફ જોઈ રહ્યો.

અશક્તિને લીધે ધરણી ઉપર ઢળી પડતી ફૂલીને ખેડુતે પોતાના બંને હાથથી ટેકો આપ્યો, ફૂલીના મનનું શાંત્વન કરવા માટે રાજાએ



ગોધાજી વિસ્મય પામ્યો.

તેના સાંભળતાં તે ખેડુતના ખેતરની વીઘોટી માફ કરવાનું વચન આપ્યું અને તેને વિદાય કર્યો. ફૂલીને સચેત કરીને રાજાએ એકંદર હકીકત પૂછી.

ફૂલી ગભરાવા લાગી. ગોધાજીએ તેને નિર્ભય વચન આપીને સત્ય હકીકત કહેવા સમજાવી.

"મહારાજ, ડોલા સાથે અમે કુંદણી ગામ પાસે પડાવ નાંખ્યો હતો ત્યારે ત્યાંના મકવાણા રાણા ખેતોજી આમંત્રણ કરીને અમને પોતાના શહેરમાં લઇ ગયા. વિદાય થતી વખતે રાણીએ તૈયાર થવાની ના પાડી, અને 'હું તો ખેતોજીને વરી ચૂકી છું' એમ જણાવ્યું. સરદાર અને તમામ વાઘેલાઓ ખૂબ જોરથી લડયા, પરંતુ બધા લડાઇમાં ખપી ગયા. મને એ ખબર મળતાં હું ત્યાંના માણસોની નજર ચૂકવીને એક શિવાલયમાં ભરાઇ પેઠી, અને લપાતી છપાતી ત્યાંથી નીકળીને ભૂખ અને તરસ વેઠતી આપને એ ખબર કહેવા અહીં આવી. માર્ગમાં હું બેભાન થઇ પડી હતી, પરંતુ પેલા ખેડુતોએ મારો જીવ બચાવ્યો. મને હવે મરવા દ્યો. હું શું મો લઇને જીવું?"

કોપ, દયા, નિરાશા અને અંતરવેદનાની મિશ્રિત લાગણીઓ સહિત ગોધાજી આ સમાચાર સાંભળી રહ્યો. સરદારની મૂર્ખતા ઉપર તે ખીજાયો. સરવૈયાણીના વર્તન માટે તેને તિરસ્કાર ઉપજ્યો. ખેતોજી ઉપર તે ક્રોધે ભરાયો. વેરનો પ્રબળ અગ્નિ તેના હૃદયમાં ભડભડ બળવા લાગ્યો. પોતાના અપમાનનું વેર વાળવા માટે મોટી તૈયારી સાથે કુંદણી ઉપર ઘેરો ઘાલી, ખેતોજીને મારી, સરવૈયાણીને પકડી લાવવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતાના સસરાને–ભડલીના સરવૈયા રાવને તેણે કહેવરાવ્યું કે "તમારી કુંવરીએ તમારા અને સાથે મારા કુળને કલંક લગાડયું

છે. તેનું વેર લેવા હું ખેતાજી સામે યુદ્ધ કરનાર છું તેમાં તમે સામેલ થજો, નહિ તો તમે તેના મળતિયા છો એમ માનીને તમારી સાથે પણ મારે યુદ્ધ કરવું પડશે. ”

રાવ આ ખબર સાંભળીને આભો બન્યો. તેને એવું થયું કે કુંવરી નજરે પડે તો તેનું માથું કાપી નાખું. ખેતાજી ઉપર પણ તેને અનહદ દ્વેષ થયો. તેને લાગ્યું કે ‘ ખેતાજીએ મારૂં નાક કાપી નાખ્યું ’. તેણે ગોધાજીને કહેરાવ્યું કે, ‘ હું હમણાંજ કુંદણી ઉપર હલ્લો લઇ જઉં છું અને એ ઉદ્ધત મકવાણાની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવું છું.’

બંને પક્ષ તરફથી સૈન્ય અને રણસંગ્રામની સામગ્રી એકત્ર કરવાની તૈયારી ચાલી. સરધાર અને ભડલીની પ્રજામાં હાહાકાર વર્તાઇ રહ્યો. ખેતાજીને આ વાતના સમાચાર પહોંચ્યા વિના રહ્યા નહિ. તેણે તો કયારની તૈયારી કરવા માંડી હતી. કુંદણીમાં યુદ્ધના ભણકારા વાગવા. માંડયા.

## ૧૨ ખેતાજીની શૂરવીરતા.

સરવૈયા રાવ પોતાનું સૈન્ય લઇને કુંદણી ઉપર ચડી આવ્યો. ખેતાજી તેનો સત્કાર કરવાને તૈયારજ હતો. તેણે પોતાના સૈન્ય સાથે એવો મારો ચલાવ્યો કે ભડલીના સૈન્યમાં ભંગાણ પડયું અને નાસભાગ થઇ રહી. રાવ જીવ લઇને નાઠો અને ભડલીમાં ભરાયો. ભડલીના અનેક યોદ્ધાઓ માર્યા ગયા અને ‘ ભડલી ભાંગી પડયું ’ એમ લોકો નિઃશ્વાસ નાખવા લાગ્યા.

રાવના ખેતાજી સાથેના વેરમાં વૃદ્ધિ થઇ. પોતે એકલો હવે કંઇ કરી શકે એમ ન હોવાથી તે ગોધાજીને જઇ મળ્યો અને ‘ ખેતાજીને માર્યા વિના મારા જીવને ટાઢક વળનાર નથી ’ એમ

જણાવી ગોધાજીને યુદ્ધ માટે ઉશ્કેર્યો. ગોધાજીને તો એટલુંજ જોઇતું હતું. તેણે કુંદણી તરફ પ્રયાણ કર્યું.

સરધાર અને ભડલીના સૈન્યે કુંદણીને ઘેરો ઘાલ્યો. ભડલીનો રાવ હારી ગયા છતાં ફરીથી ગોધાજી સાથે મળી જશે એવું ખેતોજીએ સ્વપ્ને પણ ધાર્યું ન હતું. પરંતુ આથી તે હિંમત હાર્યો નહિ. માત્ર ખુલ્લા મેદાનમાં ગોધાજીના સૈન્ય સાથે ભેટો કરવાનો તેણે ઠરાવ કર્યો હતો તે બદલવો પડયો. શહેરના બાકીના દરવાજા બંધ કરાવીને મુખ્ય પ્રવેશદ્વાર આગળ તેણે પોતાના સૈન્યનો મોરચો માંડયો.

શત્રુના સૈન્યે નગરમાં પ્રવેશ કરવાનો યત્ન કર્યો. દ્વારના સંરક્ષકો પોતાની રક્તપિપાસુ તરવારોને તૃપ્ત કરવાનો રૂડો અવસર મળ્યો હોય તેમ શત્રુ ઉપર તૂટી પડયા. બંને પક્ષ સતેજ હતા. બંનેના માણસો ઘવાયા, મરણશરણ થયા, પરંતુ કોઈ નમ્યું આપે તેવા ન હતા.

સંધ્યા સમય થયો, ક્ષત્રિયોના યુદ્ધધર્મને અનુસરી યુદ્ધ બંધ રાખવામાં આવ્યું. પ્રવેશદ્વાર બંધ કરવામાં આવ્યું. ગોધાજી અને રાવે પોતાનાં અસંખ્ય માણસોનો સંહાર થયેલો જોઇને બળાપો કર્યો, ખેતોજી ઉપર ક્રોધની વરાળ ખાલી થઇ અને આવતી કાલે શું કરવું તેની બંને જણાએ ખાનગી મસલત કરી.

સવાર પડી. ગોધાજીના સૈન્યે બંદુકનો છૂટથી ઉપયોગ કરવા માંડયો. આ સ્થિતિ જોતાં પ્રવેશદ્વાર બંધજ રાખવામાં આવ્યું. ગઢની રાંગઉપરથી ખેતોજીના સૈનિકોએ પણ બંદુક અને તોપનો મારો શરૂ કર્યો. ગોધાજીનું સૈન્ય નીચા પ્રદેશમાં હોવાથી તેમની પાસે સાધનની છુટ હોવા છતાં ગેરલાભજ થયો. એ યુક્તિમાં તે ફાવ્યો નહિ.

તેને લાગ્યું કે કોઇ પણ ઉપાયે પ્રવેશદ્વાર ઉઘડે અને નગરમાં સૈન્ય પ્રવેશ કરે તોજ જીત મેળવી શકાય. બીજો કોઇ માર્ગ ન

સૂંઢવાથી પોતાના હાથીને ત્યાં લાવીને તેના મસ્તકપ્રહારથી દ્વાર તોડી નાખવાની તેણે આજ્ઞા કરી.

મહાવતે હાથીને છંછેડયો, હાથી મસ્તાન બની ધસ્યો, પરંતુ તીક્ષ્ણ ધારવાળા મોટા ખીલાઓ સાથે મસ્તક ભટકાતાં તેણે ચીસ પાડી અને વેદનાથી ચીડાતો તે પાછળ હઠયો. ખોરાકના કોથળાઓને અને તંબુ તથા રાવટીઓનાં કપડાંને ખીલા ન વાગે એવી રીતે ગોઠવીને પુનઃ હાથીને દરવાજા ઉપર ધસાવ્યો. મદોન્મત્ત માતંગ ક્રોધાવેશમાં ધસ્યો, પૂરજોસથી પ્રવેશદ્વારને ધક્કો દીધો, મોટો કડાકો થયો, કડડડ કરતાં કમાડ તૂટયાં અને ' જય ભવાની ' નો પોકાર કરતું લશ્કર નગરમાં ધસી આવ્યું.

સરવૈયાણી પોતાના પતિને યુદ્ધમાં સંચરવા શસ્ત્રાસ્ત્ર સજાવતી હતી, તેવામાં દ્વાર તૂટવાનો પ્રચંડ ધ્વનિ સંભળાયો. ખેતોજી ચમકયો. " પ્રિયે! હું જાઉં છું. શત્રુઓએ નગરમાં પ્રવેશ કર્યો જણાય છે. "

" પધારો મારા મુગટમણિ! પ્રભુ આપનો વિજય કરો ! આ દાસીની માત્ર એટલીજ વિનંતી છે કે આપ યુદ્ધમાં જરા પણ પાછી પાની કરશો નહિ. ઝાલાવંશના ઉજ્વળ નામને રંગભૂમિમાં દીપાવજો અને કીર્તિ અમર કરજો. અમારી ચિંતા કરશો નહિ. અમે અમારો ધર્મ સારી રીતે સમજીએ છીએ. આપ નિશ્ચિંત બની સિધાવો અને રણશૂરા રજપૂતો સાથે યુદ્ધમાં ઝઝૂમી વિજયમાળને વરો. "

ખેતોજી રાજમહેલના ચોગાનમાં આવ્યો. તેના સામંતો તૈયાર બનીને તેની રાહ જોઈ રહ્યા હતા. ભાટ ચારણો વીર પૂર્વજોનાં યશોગાન ગાઇને તેઓના હૃદયમાં વીરરસ રેડતા હતા. ખેતોજીએ તેઓને સંબોધીને કહ્યું, " મારા બહાદૂર સામંતો અને શુરા સૈનિકો ! આજે આપણી વીરતાની કસોટીનો સમય આવ્યો છે. આપણા પૂર્વજોના પગલે ચાલી યુદ્ધમાં પાછી પાની ન કરતાં શત્રુનો સંહાર કરી શૌર્ય

બતાવજો. યુદ્ધમાં મૃત્યુ થાય એ તો સ્વર્ગની પ્રાપ્તિ કરાવે. અપ્સરા ઓની વિજયમાળ તેઓને માટે સદા તૈયારજ હોય છે. માટે કેસરીયાં કરી શત્રુઓ ઉપર તૂટી પડો. બોલો શ્રી શક્તિ માતાનો જય."

"શક્તિ માતાનો જય" ચોમેર એજ ધ્વનિ ગાજી રહ્યો.

શત્રુઓ કુંદણીના માણસો સાથે ઝપાઝપી કરતા રાજમહેલ સુધી આવી પહોંચ્યા. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. ઝાલાઓ ઘાસની માફક શત્રુને કાપવા લાગ્યા. ગોધાજીએ પણ પોતાના માણસોને ઉશ્કેરીને દુશ્મનનો સંહાર શરૂ કર્યો. 'જય શક્તિ' અને 'જય ભવાની'ના જયનાદથી,' ઓ માર્યા ' 'ઓ કાપ્યા' ના આર્તનાદથી વાતાવરણ ભેદાવા લાગ્યું. લોહીની નીકો વહેવા લાગી. શબના ઢગેઢગ થવા લાગ્યા. ઝાલાઓ ઝનૂનથી લડતા હતા. તેઓના સખ્ત પ્રહારથી ગોધાજીનું લશ્કર પાછળ હઠવા લાગ્યું. ખેતાજીનો વિજય થાય એવા ચિહ્નો સ્પષ્ટ જણાયાં. પરંતુ વિધિએ કંઇ જુદુંજ નિર્માણ કર્યું હતું. નગરમાં દાખલ થયેલા સૈન્યે તમામ દરવાજાઓ ઉઘાડીને પોતાના પક્ષને નગરમાં પ્રવેશ કરવાનો માર્ગ મોકળો કરી દીધો. તીડની માફક ઉભરાઈ જતા સૈનિકોએ કુંદણીના નાના સરખા સૈન્યને ચોમેરથી ઘેરી લીધું. ખેતાજીએ જાણ્યું કે હવે વિજયની આશા વ્યર્થ છે.

છતાં તે હિંમત હાર્યો નહિ. શક્તિ માતાના જયધ્વનિથી પોતાના સૈન્યને ઉત્તેજીત કરતો, પોતાના શૌર્યનો શત્રુને પરિચય કરાવતો તે દુશ્મનોને પાછાજ હઠાવતો ગયો. એવામાં અચાનક પાછળથી કોઇએ તરવારનો ઘા કર્યો. એ ઘાનો જવાબ વાળે તે પહેલાં તો એ જીવલેણ ઘાથી તેનું મસ્તક ધડથી જુદું થઈ પડયું. ગોધાજીના માણસોએ ' જય ભવાની ' નો વિજયનાદ કર્યો, પરંતુ 'જય શક્તિ' ના નાદમાં તે નાદ દબાઇ ગયો. ખેતાજીનું ધડ ધરતી ઉપર

પડયું નહિ. પૂર્વવત્ તે શૂરતાથી લડતું રહ્યું* અને દુશ્મનોને હઠાવતું હઠાવતું છેક કુંઢણીના દ્વાર સુધી આવ્યું. શત્રુઓ આશ્ચર્યચકિત–દિગમૂઢ બન્યા, 'કેવો આ વીર નર કે મસ્તક છેદાઇ જવા છતાં માત્ર ધડ પણ આવી બહાદૂરી બતાવે છે? ખેતોજીની વીરતાથી તેઓ મુગ્ધ બન્યા.

ખેતોજીનો પૂત્ર સાંગોજી ત્યાં હાજર હતો. પિતાના ધડને આટલો બધો પરિશ્રમ પડતો જોઇને તેણે પ્રતિજ્ઞા કરી કે, 'મારા પિતાનો સંહાર કરનાર ગોધાજીને મારીને પિતાનું વેર ન વાળું ત્યાં સુધી મારે કુંઢણીની ગાદીએ ન બેસવું.' આ પ્રતિજ્ઞાથી ખેતોજીના આત્માને શાંતિ થઇ હોય તેમ તે ધડ શાંત બન્યું, નિર્જીવ થઇ ધરતી ઉપર ઢળી પડયું. સાંગોજીએ પોતાના માણસો સાથે તે ધડને સુરક્ષિત સ્થળે પહોંચાડયું. વીરનર ખેતોજીનો દેહ ઇ. સ. ૧૪૮૬ (સંવત ૧૫૪૨) માં પડયો, પરંતુ તેની કીર્તિ તો સદાને માટે અમર બની રહી!

ખેતોજીના મૃત્યુથી તેના સૈન્યનો ઉત્સાહ મંદ પડયો. પોતાનો પરાજય થતો જોઇ કેટલાક વૃદ્ધ સામંતોના આગ્રહથી સાંગોજી થોડા શૂરવીર સામંતો સાથે લાગ જોઇને ત્યાંથી નાસી છુટયો. ગોધાજીનો માર્ગ મોકળો થયો. વિજયનાદથી તેના સૈનિકોએ વાતાવરણ ભેદી નાખ્યું, અને પોતાના તથા રાવના અસંખ્ય સૈનિકોની સહાયથી નાની સંખ્યા ઉપર મેળવેલા વિજયથી ગર્વાંધ બનેલા ગોધાજીએ નગરમાં પ્રવેશ કર્યો.

## ઉપસંહાર.

નગરમાં પ્રવેશ કરતાંજ ગોધાજીનું પ્રથમ લક્ષ સરવૈયાણીનો કબજો મેળવવા તરફ ગયું. તુરત તેણે રણવાસને ફરતી ચોકી મુકી

* મોખડાજી ગોહેલનું ધડ આવી રીતે લડયાનો પ્રસંગ પણ ઇતિહાસમાં મળી આવે છે.

અને બારીક તપાસ કરાવી. ગોધાજી અને રાવ બંને સરવૈયાણીને શોધી કાઢવાની ઉત્સુકતામાં આખો મહેલ ફરી વળ્યા, પરંતુ સરવૈયાણી કે અન્ય રાણીઓને બદલે **એક મોટી ચિતા ભડભડ બળતી તેઓની** નજરે પડી.



એક મોટી ચિતા ભડભડ બળતી તેઓની નજરે પડી.

ખેતોજીનું મસ્તક છેદાયાની વાત જાણુતાંજ તે મસ્તક મંગાવીને તેની સાથે સરવૈયાણી અન્ય રાણીઓ સહિત ચિતાપ્રવેશ કરીને બળી મરી હતી—સતી થઇ હતી. હવે તો માત્ર ધગધગતી રાખ અને અંગારા બાકી રહ્યા હતા !

પુત્રીના મૃત્યુથી રાવે કપાળ કુટયું. સરવૈયાણી હાથ ન લાગતાં ગોધાજીએ હાથ ઘસ્યા. માત્ર ખેતોજીને માર્યાનો સંતોષ અને કુંદણીનો કબજો મળ્યાનો લાભ તેને પ્રાપ્ત થયો.

ગોધાજીએ કુંદણી અને જસદણને પોતાને તાબે કર્યું, અને પોતાની સત્તા ત્યાં સ્થાપીને સરધાર પાછો ગયો. ખેતોજીના બીજા ગામો જાંબુ અને શિયાણી પણ પાછળથી અમદાવાદના પાદશાહ મહમ્મદ બેગડાએ કબજામાં લીધાં.

સાંગોજી સામંતો સાથે જ્યાં ત્યાં ભરાઇને ગોધાજી સામે બહારવટું કરવા લાગ્યો. કેટલાક વખત પછી તેણે રાજભક્ત વીસા ભરવાડની સહાયથી પોતાના પિતાનું વેર વાળીને-પ્રતિજ્ઞા પૂર્ણ કરીને પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું હતું. સાંગોજી પછી કેટલીક પેઢીએ હરભમજી આવ્યા. તેણે રાજ્યધાની લીંબડીમાં સ્થાપી, જ્યાં તેમના વંશજો અદ્યાપિ રાજ્ય કરે છે.

સરવૈયાણી પતિ પાછળ સતી થઇ. ખેતોજી અતુલ પરાક્રમ કરી ક્ષાત્રધર્મ બજાવતાં મૃત્યુવશ થયો. એ વાતને આજે સેંકડો વર્ષ વીત્યાં છે, છતાં તેનું અમર નામ ઇતિહાસ પૃષ્ટ પર અંકિત છે.

આ વીરનરની પ્રતિમા સમો પાળિયો કુંદણીથી આથમણો છે, અને ભાટ ચારણો અદ્યાપિ તેની વીરતાનું સ્મરણ કરાવનાં નીચેનો દુહો લલકારે છે:—

**કુંદણીએ કેકાણુ, ખેલે ખેત નરેંદ્ર,**
**ભડલીયે ભંગાણુ, શહેર સરવૈયા તણે.**

# વફાદાર વીસો.

૧ બહારવટે !

"બાપુ ! અમ જેવા રાંક માણસોને કાં રીબાવો ?* અમે તમારો શો ગનો કર્યો છે?"

"તમે નહિ તો તમારા રાજાએ..."

"કોણ સરધારના શિરતાજ ગોધાજીએ ?"

"હા, એ મદમાં માતેલા ગોધાએ."

"પ્રભુ પ્રભુ ! એવું ન બોલો, બાપુ!"

"કેમ ?"

* જુઓ ચિત્ર.

વફાદાર વીસો.



"બાપુ! અમ જેવા રાંક માણુસોને કાં રીબાવો?" [પૃ. ૨૯૮.

"ગમે તેમ તોપણ તે અમારા ધણી છે. તે અમારો રૂડો રાજા, અમે તેની રાંક રૈયત..."

"અને તેથીજ તમારાથી અહીંથી એક ડગલું પણ આગળ નહિં જવાય. ગોધો મારો શત્રુ છે, અને એની રૈયતને રંજાડીને, લોકોને લૂંટીને, એના ગામો ભાંગીને તેને કાયર કરવો એજ મારો ઉદ્દેશ છે."

"પણ તેમાં અમને શું? આ તો 'તું નહિં ને તારો ભાઇ' એમ કહેનાર વરૂના જેવો ન્યાય થયો. આપના જેવા બળિયાએ તો સિંહનો શિકાર કરવો જોઇએ. અમારા જેવા ચાંચડને ચોળવામાં શો સાર?"

"ડોસા! તું બહુ બટકબોલો લાગે છે હો! પણ કંઇ નહિં, તારી હિંમત જોઇને તારા ઉપર હું પ્રસન્ન થયો છું. તને અને તારી સાથેના આ સંઘને હું જવા દઉં છું—પણ એક શર્તે."

ડોસાની આંખ ચમકી. આટલી સહેલાઇથી પોતાનો છુટકો થશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મુક્તિ મળવાની વાતથી તેને આનંદ થયો, પરંતુ શર્તની વાત આવતાં વળી તે વિચાર વમળમાં ગુંચવાયો. એ શર્ત વળી શી હશે?

"બાપુ! એ શરત બરતની વાત ન કરો. કંઈ લેવું હોય તો આ ગરીબનું ગજું જોઇને વાત કરજો બાપલા!"

"ડોસા! તું ભૂખડી બારસ જેવો આપવાનો યે શું હતો? જા, આજે તું સારા શુકન જોઇને નીકળ્યો લાગે છે. તારી પાસેથી લેવાનું કંઇજ નથી. શર્ત માત્ર એટલીજ છે કે તારા રાજાને જઇને કહેજે કે ખેતોજી મકવાણાનો કુમાર સાંગોજી પોતાના બાપનું વેર વાળવા બહારવટે નીકળ્યો છે."

"જરૂર કહીશ, બાપુ! બીજું કંઇ?"

" અને કહેજે કે હવે તે ચેતતો રહે. તેની પ્રજાને હવે સુખે સુવાનો વખત નહિં રહે. સાંગોજી હવે જંપીને નહિ બેસે."

" એ પણ કહીશ. બીજું કંઈ?"

" બીજું તારૂં કપાળ! બહુ ચાંપલો થાય છે તે! જા, મેં તને અભયદાન આપ્યું છે એટલે લાચાર, નહિં તો તારી જીભ..."

ડોસાએ બન્ને હોઠ પીસીને મોં બંધ કર્યું. રખેને જીભ ગુમાવવાનો વખત આવે!

કમાન છટકે તે પહેલાં તો તે સાંગોજીના પગમાં પડ્યો, માફી માગતો હોય તેમ પ્રણામ કર્યા અને પોતાના સાથીઓને લઇ ત્યાંથી વંજો માપી ગયો. જીવવાની આશાએ તેના ટાંટિયામાં અજબ જોર આવ્યું. ભયથી થરથરતા તેના સાથીઓ તેની પાછળ ધસડાવા લાગ્યા.

## ૨ કજીયાનું મૂળ.

પાટડીમાં ઝાલાઓની ગાદી સ્થાપનાર શૂરવીર હરપાળદેવને શક્તિ અથવા સોલંકી દેવીથી ત્રણ પુત્રો થયા હતા. સોઢોજી, માંગોજી અને શેખડોજી. તેમાંના બીજા માંગોજીને જાંબુ તથા કુંદણી સાથે ચોરાસી ગામોનો ગરાસ મળ્યો હતો.

માંગોજી પછી મુજપાળ, ધામળ, કલુજી, સાંઘોજી, શેશમલજી, સારંગજી, લાખોજી, વજેરાજજી, નાગજી, ઉદયભાણુજી, ખેતોજી પહેલો, ભોજરાજજી, નાગજી બીજો અને ખેતોજી બીજો એમ અનુક્રમે ગાદીએ આવ્યા.

ઝાલા રજપૂતો મકવાણા જાતના છે અને તેઓ માર્કંડ ઋષિના વંશના છે એવી માન્યતા છે. ખેતોજી બીજાનું નામ ઇતિહાસમાં ખેતોજી મકવાણા તરિકે પ્રસિદ્ધ છે. તેણે પોતાની રાજ્યધાની કુંદણીમાં રાખી હતી.

એક વખત એતાજી મકવાણા તલાવની પાળે ઘોડાને ખેલવી રહ્યા હતા તેવામાં ભડલીના સરવૈયા રાવની કુંવરીની નજર તેમના ઉપર પડી અને તે મોહ પામી. એ કુંવરીના લગ્ન સરધારના વાઘેલા રાજા ગોધાજી સાથે થવાના હતા અને ગોધાએ મોકલેલા ખાંડાં સાથે કુંવરીનું ઓંઝણું ભડલીથી સરધાર આવવા નીકળ્યું હતું ત્યાં માર્ગમાં કુંદણીની સીમમાં તળાવ આગળ મુકામ કર્યો હતો. રથમાં બેઠેલી કુંવરીએ પડદો ઉંચો કર્યો અને આ કાંતિવાન શૂરવીર એતોજી ઉપર તેની નજર ઠરી. તેણે પોતાની વડારણ માર-ફત સંદેશો મોકલ્યો કે 'તમે મને સ્વીકારો, નહિ તો હું બળાત્કારે જીવ આપીશ.

એતોજીએ સરવૈયાણીનો સ્વીકાર કર્યો.

ગોધાજીએ આ વાત જાણી એટલે તે કુંદણી ઉપર ચઢી આવ્યો. ભડલીનો રાવ પણ તેની મદદે આવ્યો. મહાભારત લડાઇ થઇ. એતોજી લડાઇમાં મરાયા પછી પણ તેનું ધડ લડતું લડતું કુંદણીના દરવાજા સુધી ગયું. એતોજીનું ધડ પડતું નહોતું તેથી તેના પુત્ર સાંગોજીએ પ્રતિજ્ઞા કરી કે 'જ્યાં સુધી ગોધાજીને મારીને પિતાના મૃત્યુનું વેર ન વાળું ત્યાં સુધી હું કુંદણીની ગાદીએ નહિ બેસું.'

એતોજીનું ધડ પડયું, શત્રુઓનો વિજય થયો, સાંગોજી થોડા શૂરવીર સામંતો સાથે નાસી છુટયો, સરવૈયાણી પતિ પાછળ સતી થઇ, ગોધાજીએ કુંદણી અને જસદણ પોતાને તાબે કર્યું, અને ત્યાં પોતાની સત્તા સ્થાપી.

સાંગોજીનો અત્યારે નબળો વખત હતો. પિતાના મૃત્યુ વખતે લીધેલી પ્રતિજ્ઞાની પૂર્ણાહૂતી કરવા માટે તે ઉત્સુક હતો. તેણે ગોધાજી સામે બહારવટું ખેડવા માંડયું હતું. ગોધાજીની સત્તા નીચેના પ્રદેશમાં આ બહારટીયાનો ત્રાશ ફેલાયો હતો અને સાંગોજીના નામથી લોકો ભયથી કંપી ઉઠતા.

### ૩ ફરિયાદ.

"ફરિયાદ! ફરિયાદ! ગરીબપરવર! આ આપની રાંકડી રૈયત આપને બારણે ધા નાંખતી આવી છે તેની કંઇક તો દાદ ફરિયાદ સાંભળો!"

સરધારના દરબારગઢની દોઢી આગળ લોકના થોક ઉલટી પડયા હતા, ત્યાં કાળો કકળાટ થઇ રહ્યો હતો, અંતરની વેદનાના હૃદયભેદક નિસાસા દરબારગઢને હમણાંજ ડગમગાવી નાંખશે એવું શોકજનક વાતાવરણ ફેલાઇ રહ્યું હતું.

લોકોની ધા દરબારગઢના એ ધણીને કાને પડી અને એ રૈયતની વ્હારે ધાયો–દોડતો તે ડોઢીએ આવ્યો.

ગામધણીને જોતાંજ 'ધણી ખમ્મા અન્નદાતાને! જુગજુગ જીવો સરધારધણી!" ના આશિર્વચનો વૃદ્ધ જનોના મુખમાંથી નીકળી પડયા અને ક્ષણભર ત્યાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું.

"કેમ જગુ શેઠ! આજે આ બધી શી ધમાલ?" સરધારના ધણી ગોધાજીએ નગરશેઠને કારણ પૂછ્યું.

નગરશેઠે દાવકું મ્હોં રાખીને ઉત્તર આપ્યો, "બાપુ! આપ તો ગામધણી છો. આપનાથી કંઇ અજાણ્યું હોય? અત્યારે તો સરધારની પ્રજાના પૂરા ભોગ છે. કયાંઇ ગામ ગામતરે જવાય નહિં, અને જઇએ તો લૂંટાયા વિના પાછું અવાય નહિં.

"એમ? એવો કોણ બે માથાળો ફાટી નીકળ્યો છે?" જીજ્ઞાસાપૂર્વક ગોધાજીએ પ્રશ્ન કર્યો.

'પેલો સાંગોજી–ખેતોજી મકવાણાનો કુંવર!" અધીરા બનેલા એક યુવાને વચમાંથીજ ઉત્તર વાળ્યો.

ખેતોજી મકવાણાનું–તેના પુત્ર સાંગોજીનું નામ સાંભળીને ગોધાજી ક્રોધથી સળગી ઉઠયો. વિસારે પડેલા પોતાના કટ્ટા શત્રુનું

સ્મરણ થતાં તેનું અંતર કોપાનળથી સળગવા લાગ્યું. ક્રોધાવેશમાંજ તેણે ત્રાડ પાડી, "કોણ પેલો કુંદણીનો હતભાગી કુમાર? માથે આટઆટલાં વીતક વીતવા છતાં હજી તેને સાન આવી નથી?"

"ક્યાંથી આવે? મારા પ્રભુ! એનો દી' વાંકો હોય એટલે એને આડા ધંધાજ સૂઝે. બીજા કોઈ રાજ ઉપર નહિં, ફક્ત તમારા ઉપરજ એને ખાર છે." એક વૃદ્ધ પુરૂષે ખુલાસો કર્યો.

'એમ? પાંચા પટેલ! શા ઉપરથી તમે એમ કહો છો?"

"એણે જાતે મને કહ્યું હતું, અન્નદાતા! હું પણ થોડા દિવસો પહેલાં એના સપાટામાં આવ્યો હતો, પરંતુ મારી જીભ રહી છુટી અને બોલવામાં હું જરા બાંગડ ગણાઉં છું એટલે એનું મન મનાવીને માંડ માંડ નાસી છુટયો. નહિં તો..."

"નહિં તો શું?" ગોધાજીએ વિગત જાણવા માગી.

"નહિં તો મને અને મારી સાથેના સંઘને લૂંટી લેત અને અમે બધા હળવે હાથે–નફ્કરા થઇને રડતાં મ્હોં લઇને ઘેર આવેત."

"આટલે સુધી એણે ઉપાડો લીધો છે?" ગોધાજીના માનવામાં આ વાત ન આવી.

"અરે! આપને શું કહું? એણે તો મારી સાથે કહાવ્યું છે કે તારા રાજાજીને કહેજે કે સાંગોજી તેની સામે બહારવટે નીકળ્યો છે અને રાજા પ્રજા કોઇને જંપીને બેસવા નહિં દે."

"એમ? ઠીક છે ત્યારે હું પણ હવે જોઉં છું કે એનું બહારવટું ક્યાં સુધી ટકે છે? હું ગોધાજી ત્યારે ખરો કે જ્યારે તેને મારી સીમમાંથી નસાડી મૂકું અને લાગ ફાવે તો તેને પુરોજ કરી નાખું."

"ખમ્મા અન્નદાતાને!" લોકોના મુખમાંથી હર્ષોદ્દ્ગાર નીકળી પડયા.

" નગરશેઠ, આપ સુખે સીધાવો અને બેફીકર રહો. હવે તમારૂં એ દુઃખ એક દિવસ પણ નહિ રહે. હમણાંજ હું એ મારા કટ્ટા શત્રુને દાબી દેવાની પેરવી કરૂં છું.

'વાહ ! પ્રજાવત્સલ રાજા, વાહ! વાહ!' 'ગૌબ્રાહ્મણપ્રતિપાળ વાહ!' એવા સંતોષભર્યા ઉદ્દગારો કાઢતાં પ્રજાજનો વિખરાયા. જુદા પડતાં પડતાં પણ લોકો સાંગોજીના બહારવટાની અને તેના ત્રાસનીજ વાતો કરવા લાગ્યા.

૪ નિષ્ફળ.

સાંગોજીનાં વચનો ગોધાજીને હાડોહાડ લાગી ગયાં હતા. તેને પાંસરો કરવાની ગોધાજીએ પ્રતિજ્ઞા લીધી.

મોટો ગઢ જીતવા જવું હોય તેવી તૈયારી સરધારમાં ચાલી રહી. જોતજોતામાં ગોધાજીએ ૨૦૦૦ માણસોનું સૈન્ય તૈયાર કર્યું.

એ તૈયારી પૂરી થાય તે પહેલાં તો ફરી સરધારની સીમમાં બહારવટાની બૂમ પડી, અને ગોધાજી પોતાના માણસો સાથે એ બહારવટીયાને દાબી દેવા માટે નીકળ્યો.

બાવળીયાના ઝાડોના ઘાટા ઝુંડોમાં બહારવટીયાઓ પડાવ નાખતા અને તેમના નાયક સાંગોજી સાથે સરધારના માર્ગેથી જતા આવતા મુસાફરોને લૂટી લઇ એ અરણ્ય જેવા નિર્જન પ્રદેશમાં ભરાઈ રહેતા.

ગોધાજીને એ સ્થળની ભાળ મળી અને તેણે પોતાના માણસોને એ માર્ગે વાળ્યા.

સાંગોજીના બાતમીદારોને ગોધાજીના આગમનના ખબર પડયા. તેમણે પોતાના નાયકને એ વાતની જાણ કરી. સાંગોજીએ બાવળી-યાના વનને મોખરે પોતાના માણસોને એકત્ર કરીને મોરચો માંડ્યો.

ગોધાજી આવ્યો. તેના માણસોએ એકાએક છાપો માર્યો.

સાંગોજીના માણસો ગભરાયા. આગળ શત્રુનું જબરૂં સૈન્ય અને પાછળ બાવળની ઝાડી! બન્ને તરફથી પૂરી મુંઝવણ!

સાંગોજીએ જોયું કે અત્યારે ગોધાજી સામે થવામાં સાર જેવું નથી. તેણે પોતાના માણસોને બાવળના ઝુંડમાં પાછા ફરવાની આજ્ઞા કરી.

સાંગોજીના માણસોને પાછા હઠતા જોઇ તેમને બાવળની ઝાડીમાં ભીંસવાની હામમાં ગોધાજીના માણસો આગળ વધ્યા. સાંગોજીએ પોતાના માણસોને બાવળની ઝાડી વટાવીને બહાર ખુલ્લા વગડામાં આવેલા જોઇને રણશીંગું ફુંક્યું અને એના એકજ ઇસારે તેના તમામ સાગરીદોએ પોતાના ઘોડા પૂરપાટ મારી મુકયા.

ગોધાજીએ એ બહારવટિયાને નાસી જતો જોયો, તેણે પોતાના માણસોને પાછળ પડવાની આજ્ઞા આપી, પરંતુ બાવળની ઝાડી ભેદીને તેઓ સામે પાર નીકળે તે પહેલાં તો સાંગોજી દૂર નીકળી ગયો હતો. આ વખતે તો ગોધાજી ન ફાવી શકયો. પોતાના પ્રયત્નમાં તે નિષ્ફળ નિવડયો.

**૫ ભાયાતોના ગામમાં.**

" હિમ્મત રાખો, બાપુ, આમ ઢીલા થઇ જવાથી કંઇ દા'ડો વળવાનો છે ? "

" ઢીલા થવા જેવું તો કંઇ નથી, ભાઇ, પરંતુ મને ફિકર તો એજ થયા કરે છે કે—"

" કે શું ? " અધવચથી પ્રશ્ન થયો.

" કે મારે લીધે તમને મુસીબતમાં નાખવા એ ઠીક નહિ. વેર મારે અને ગોધાજીને છે, તેમાં તમારે શું ? "

" કેમ અમારે શું ? અમે તમારા ભાયાત નહિ ? ગમે તેમ તોપણ આપણે એક લોહીઆ—એકજ મગની ફાડ. ઝાલા-

કુળનું ગૌરવ આ દેહના રોમેરોમે ભર્યું છે, ઝાલાવંશનું લોહી અમારી રગેરગે વહે છે, પછી અમે જુદારો કેમ ગણીયે ? તમારો શત્રુ તે અમારો પણ શત્રુ."

"એ આપની ભલી લાગણી માટે આપનો પાડ માનું છું. પરંતુ કૃપા કરી મને અહીંથી જવા દો. આ હિણભાગી સાંગોજીને ખાતર તમે શા માટે ઉપાધિમાં પડો છો ?"

બાવળની ઝાડીમાંથી નાસી છુટેલો સાંગોજી લીંબડીથી દશ માઇલ દૂર આવેલા ઝોબાળા નામના ગામમાં આવી રહ્યો હતો. ઝોબાળા ગામ તેના ભાયાતોના હાથમાં હતું. ભાયાતોએ સાંગોજીના દુઃખમાં ભાગ પડાવવાનો નિશ્ચય કરીને તેના નબળા વખતમાં તેને પોતાને ત્યાં રાખ્યો હતો—આશ્રિત તરીકે નહિ, પણ માનવંતા મ્હેમાન તરીકે. તેને કોઇ પણ રીતે માઠું ન લાગે એવી ખાસ સાવચેતી રાખવામાં આવતી, અને તેને રજભાર પણ અગવડ ન જણાય એવો પ્રબંધ કરવામાં આવ્યો હતો.

પરંતુ સાંગોજીનું મન ત્યાં પણ સ્વસ્થ ન બન્યું. પિતાના મૃત્યુ વખતે પોતે લીધેલી પ્રતિજ્ઞા તેના સ્મરણપટ પર ક્ષણેક્ષણે મૂર્તિમંત બનતી અને તેના ચિત્તને વ્યગ્ર બનાવી મુકતી. જ્યાં સુધી એ વેરની વસુલાત ન થાય ત્યાં સુધી તેને ક્યાંથી કળ વળે ?

એણે ઉડતા ખબર સાંભળ્યા હતા કે ગોધાજી ઝોબાળા ઉપર ચડી આવવાની તૈયારી કરે છે. ગોધાજી ઝોબાળા ઉપર ચડી આવે તો પોતાને લીધે ભાયાતોને પણ છાંટા ઉડે. 'મારે તો તેની સાથે વેર છે, એટલે એની સાથે લડતાં મારો દેહ પડે તો પણ એમાં વાંધો નહિ, પરંતુ આ ભાયાતોનો એમાં શો વાંક ? એ બિચારા મારે લીધે શા માટે ખુવાર થાય ? એના કરતાં મારા માણસો સાથે હું અહિંથી ચાલ્યો જઉં એજ ઉત્તમ. પછી હું છું, મારા માણસો

છે અને એ મારો કટ્ટો શત્રુ છે. જે થવાનું હશે તે થશે, પરિણામ ગમે તે આવે, પરંતુ આ ભાયાતોને તો કોઇ પણ રીતે હેરાનગતિ ન થવી જોઇએ,' આમ વિચાર કરીને તેણે ઓખાળાનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેના ભાયાતો તેને આવી સ્થિતિમાં વિખુટો પાડવા ખુશી નહોતા. તેમણે તેને ઓખાળામાંજ રહેવા આગ્રહ કર્યો અને ગોધાજી આવે તો તેને જવાબ દેવા તેઓ તત્પર છે એમ જણાવ્યું.

ભાયાતોના મુખી ભિમસિંહે ભડવીરની માફક હિંમત આપી, "ભાઇ, તું ગમે એટલા ધમપછાડા મારીશ તો પણ તને અમે નહિંજ જવા દઇએ. આ બધા તારા ભાયાતો ભિમસિંહ, ધીરસિંહ, વીરસિંહ, ગંભીરસિંહ એ બધા જીવતા જાગતા બેઠા છે ત્યાં સુધી બેતોજી મકવાણાનો વીરકુમાર સાંગોજી એકલો શત્રુની દાઢમાં દબાવા જાય એ તે કંઇ બને?"

"અરે રામરામ કરો, મારા ભાઈ, એતો જુવાનીના જોમમાં એકલો સાહસ ખેડવા તૈયાર થાય, પરંતુ આપણેય દુનિયામાં કંઇ નાક રાખવું હોય કે નહિ?" ધીરસિંહે પોતાનું ગૌરવ સાચવવાની વાત કાઢી.

"અરે, એ તો વિવેક કરે, પણ શું અહીં બધા બંગડી પહેરીને બેઠા છે કે એને એકલાને શત્રુ સામે જવા દઇએ?" વીરસિંહે વીરતા ભર્યો વિચાર દર્શાવ્યો.

"ભાઇ સાંગોજી, અહીંથી તમે ચાલ્યા જાઓ, અને ન કરે નારાયણ અને કંઈ અણધાર્યું પરિણામ આવે તો એમાં અમારી આબરૂના કાંકરાજ થાયને? અમારે ધરડેધડપણ અમારા ધોળામાં ધૂળ નાખવી નથી, સમજ્યા?" ગંભીરસિંહે ગંભીરતાપૂર્વક એ પ્રસંગની ગંભીરતા જણાવી દીધી.

ભાયાતોના આગ્રહ આગળ સાંગોજી લાચાર બન્યો.

## ૬ ફરી છટક્યો !

ભાયાતોના અત્યાગ્રહને વશ થઇને સાંગોજી ઝોબાળામાં રહ્યો તો ખરો, પણ ત્યાં તેને જરાયે ચેન ન પડયું. વેરની વસુલાતના વિચારો એક ક્ષણ પણ વિસારે ન પડતા અને ગોધાજીના આક્રમણના ભણકારા નિરંતર વાગ્યા જ કરતા. આવા અશાંત જીવનથી તે કંટાળ્યો, ભાયાતોને ત્યાં પરવશ પડયા રહેવાથી તે થાકયો, પોતાને ખાતર ભાયાતોને પણ કોઇ વખતે ખુવાર થવું પડે એ વિચારથી તે દુભાયો, અને એક દિવસે પોતાના તમામ માણસોને તૈયાર રહેવાની ખાનગી સૂચના આપીને કોઈ ન જાણે તેમ પ્રાતઃકાળ પહેલાંજ તે ઝોબાળામાંથી પોતાના માણસો સાથે નીકળી પડયો.

× × × ×

ગોધાજીએ સાંગોજીની ભાળ મેળવી હતી. ઝોબાળામાં તે છે એવી ખબર પડતાંજ તે પોતાની સાથે ૨૦૦૦ માણસોનું સૈન્ય લઇને નીકળ્યો. ઝોબાળા પાસે આવે તે પહેલાંજ માર્ગમાંજ સાંગોજી અને ગોધાજીનો ભેટો થઇ ગયો.

સાંગોજી મરણિયો થઇને લડયો, પરંતુ પોતાના સૈન્ય કરતાં ચાર પાંચ ગણી વધારે સંખ્યાવાળા શત્રુના સૈન્ય ઉપર વિજય મેળવવો મુશ્કેલ જણાયો. પરાજય પામી કલંક વહોરી લેવું અથવા યુદ્ધમાં ખપી જઇને પોતે લીધેલી પ્રતિજ્ઞા અપૂર્ણ રાખવી એ બેમાંથી એકે માર્ગ તેને હિતાવહ ન લાગ્યો. ' અણીનો ચૂકયો સો વરસ જીવે ' એ કહેવત લક્ષમાં રાખીને હાલ તરત તો પોતાના માણસોનો વૃથા સંહાર અટકાવીને સહીસલામત છટકી જવામાંજ માલ છે એવી માન્યતાથી ગોધાજીના સૈનિકોના હુમલાને અટકાવવાનો યત્ન કરતો તે પાછળ હઠવા લાગ્યો.

ગોધાજીએ આ જોયું. સાંગોજીની યુક્તિ તે કળી ગયો. તેણે ત્રાડ મારી "અરે ફટ ભૂંડા સાંગા! ઝાલાકૂળને લજવેછ કે? સામી છાતીએ લડવાને બદલે આમ પાછળ પગલાં કાં ભરેછ?"

"તને જીવતો મારવો છે તે માટે. આમ મારા કરતા ચાર ગણું સૈન્ય રાખીને મારી સાથે સામનો કરવામાં તારી પણ શી શોભા છે? કોઈ વખતે એકલા મળશું ત્યારે ખરી ખબર પડશે."

સાંગોજી દૂર હોવાથી તેના વચનો પૂરેપૂરા ગોધાજીને કાને પડયા નહિ, પરંતુ આ ઉત્તમ લાગ હાથમાં આવ્યો છે એમ માનીને તેણે પોતાના સૈન્યને ભેદીને મોખરે આવવા માટે ઘોડાની લગામ ખેંચી. ઘોડો બે પગે ઉછળ્યો. સૈનિકોમાં હોહા થઇ રહી.

સાંગોજીએ આ જોયું, પોતાના અશ્વને વાંક ખવરાવીને પાછો વાળ્યો અને એડી મારી. પવનવેગી અશ્વ ઉપડયો, ઉડયો અને પૂરપાટ આગળ વધ્યો. સાંગોજીના સૈનિકોએ પોતાના સ્વામીનું અનુકરણ કર્યું. 'શત્રુ નાઠો! નાઠો!' એવી બૂમો ગોધાજીના સૈન્યમાં પડવા લાગી અને ગોધાજી કંઇ પણ આજ્ઞા કરે તે પહેલાં તો સાંગોજી પોતાના સૈન્ય સાથે દૂર નીકળી ગયો.

### ૭ ઘેલછા કે સ્વામિભક્તિ?

"રામ રામ! કયાં રહેવું?"

"ભાઇ, રહેવું તો સરધાર, પણ અત્યારે ઢોરઢાંખર લઇને રખડતા રામની માફક ફરવું પડે છે."

"એમ કેમ?"

"કેમ તે બધું એમાજ તો. પેલી કહેતત છે ને કે બે પાડા લડે તેમાં બિચારા ઝાડનો ખો (ક્ષય). આ અમારા સરધારના રાજાજી પેલા કુંદણીના કુમાર સાથે લડયા કરે છે એટલે ઘોડાને માટે બીડનું બધું ઘાસ રાજની ઘોડારમાં સંઘર્યું છે. પછી અમારા

જેવા ગરીબ માણસનાં ઢોરઢાંખરને ચારો કયાંથી મળે ? તમે કયાંના ?"

"હું મૂળ તો કુંદણીનો. થોડો વખત થયાં અહીં વીજીશીયલ ગામમાં રહું છું."

"તમારૂં નામ ?"

"વીસો."

"ઓહહો ! વીસાભાઇ ! તમારૂં નામ તો આટલામાં સારી પેઠે જાણીતું છે. તમારી હિંમતનાં તો લોકો બહુ બહુ વખાણ કરે છે. મારૂં નામ ભીમો. કોઇ વખતે ઓળખાણ તો રાખજો !" ભીમા ભરવાડે પોતાની લાંબી કડીયાળી ડાંગ કાંધ ઉપર નાંખી અને નદીમાં પાણી પીવા છુટા મૂકેલા ઢોરોને વાળવા આગળ વધ્યો.

સરધારમાં ચારો ચરવાનાં સાધનો ખૂટી પડવાથી પોતાનાં ઢોરઢાંખર લઈને સરધારનો ભીમો ભરવાડ ગામતરે નીકળ્યો હતો. ગામે ગામ ફરતો ફરતો તે વીજીશીયલ ગામને પાદર આવેલી નદી આગળ આવી લાગ્યો અને ત્યાં પોતાના ઢોરોને પાણી પીવા માટે નદી કાંઠે છુટા મૂકી દીધા. એજ વખતે કુંદણીનો વતની વીસો ભરવાડ ત્યાં આવી ચડયો અને બંને એકજ જ્ઞાતિના હોવાથી અનાયાસે એકબીજાના ખબર અંતર પૂછ્યા. વાતવાતમાં જણાયું કે બંને શત્રુ રાજાઓની રૈયત છે ! આટલું જણાતાં જે નિખાલસ સ્નેહભાવ જ્ઞાતિબંધુ તરીકે પ્રગટ થાય તે દબાઈ ગયો અને સ્નેહના ઉમળકાને બદલે વિખવાદની ભાવના ઉત્પન્ન થઇ.

પોતાનાં ઢોરોને ભેળાં કરીને ભીમો ભરવાડ ત્યાંથી ઉપડવાની તૈયારી કરતો હતો તેવામાં નદીને સામે કાંઠે તેણે અસંખ્ય મનુષ્યોને ઉતાવળથી આગળ ધસતા જોયા. નદીનો પટ બહુજ સાંકડો

હતો અને ભર ઉનાળો હોવાથી પાણી પણ સૂકાઇ ગયું હતું. માત્ર પગનાં કાંડાં ડૂબે એટલા ઉંડા પાણીના આછા પ્રવાહનાં ઝરણાં વહેતાં હતાં. સામે પાર નજર કરતાં તેણે જોયું કે સાંગોજી પોતાના માણસો સાથે નાસે છે!

તેની જીભ સળવળી. તેણે જોયું કે વીસાને મેણું મારવાનો આ ઠીક લાગ છે. પોતાની ડાંગ સામે પાર તાકીને તેણે કહ્યું, "જુઓ, જુઓ, વીસાભાઇ, આ તમારો રાજા જેમ કુતરો ઉભી પુછડીએ નાસે તેમ જીવ લઇને નાસે છે!" ×

વીસાએ સામે તીરે નજર કરી. ખરેખર કુંદણીનો સાંગોજી પોતાના માણસો સાથે ઉતાવળથી આગળ ધસ્યો જતો હતો. પોતાના માલિકની આવી હાલત જોઇને તેનું હૃદય દ્રવ્યું.

ભીમાએ ઉચ્ચારેલા અપમાનકારક શબ્દો તેને હાડેહાડ લાગી ગયા. એ વચનબાણથી તેનું સ્વમાન ઘવાયું. તેના મર્મભેદી વચનોનું ખંડન કરતાં તે બોલ્યો, "ભીમાભાઈ! તમે સરધારના એટલે તમારા રાજાનું ભલું તાકો. હું કુંદણીનો એટલે મારા રાજાનું—સાંગોજીનું સારૂં વાંચું. પરંતુ એમાં અભિમાનથી ફુલાઇ જવાનું કંઇજ કારણ નથી. એમાં સાંગોજીનો દોષ નથી, વાંક તો વખતનો છે. એનો દીનમાન અત્યારે વાંકો છે તેથી એ આમ રખડે છે, નહિં તો ખેતોજી મકવાણા જેણે ગોધાજીને કાયર કાયર કરી નાખ્યો હતો તેનો ભડ કુંવર આમ વનવન રઝળે? એ તો સમય બળવાન છે. કહ્યું છે ને કે—

"સમય સમય બળવાન હય, નહિ પુરૂપ બળવાન;
કાબે લૂટી ગોપિયો, યહ ધનુષ્ય, યહ બાણ."

"ઇ તો બધી વાતું." ભીમાએ પોતાનું છોગું ઉંચુ રાખવા-

× જુઓ ચિત્ર.

નો યત્ન કર્યો, "વીર નરને વખત બખત કંઇ નહિં. ગમે તે રીતે પોતાની ટેક સાચવે તે ખરો શૂરો."

"એ તો બધું વખત આવે ત્યારે જણાય. પણ તારા રાજાને કહી આવજે કે હવે છેવટને માટે સાબદો થાય. સાંગોજીને એકલો ન ધારશો. આ વીસો ભરવાડ પણ તેના પડખે સદાય ઉભો રહેશે." વીસાએ નવી વાત સંભળાવી.

ભીમો ખડખડ હસી પડયો. "વાહ! વીસાભાઇ! વાહ! ભરવાડથી જો રાજા જીતાતો હોય તો પછી બીજું શું જોઇએ! હા હા હા હા!"

"જો હું સાંગોજીને જીતાડું તોજ મારૂં નામ વીસો. એમ ન થાય ત્યાં સુધી મારે માથે ફાળિયું બાંધવું હરામ છે" વીસાએ પોતાને માથે વીંટેલો ફેંટો–ફાળિયું કાઢયું અને દૂર–જમીન ઉપર ફેંકી દઇને ભીમા તરફ નજર કર્યા વિનાજ તેણે દોટ મૂકી, નદીમાં પડયો અને સામે પાર નીકળી ગયો.

તેની આ ઘેલછા માટે આશ્ચર્યચકિત બનેલો ભીમો તેની પાછળ જોઇ રહ્યો. તે બિચારો શું જાણે કે આ ઘેલછા નહિં પણ દૃઢ સ્વામિભક્તિ હતી!

## ૮. નિઃસ્વાર્થ સેવા!

"ઉભા રહો! ઉભા રહો! એ બાપુ! જરા ધીરા પડો! મારા બાપલા ધીરા પડો!" ની બુમો સંભળાઇ અને સાંગોજીએ પોતાના અશ્વની લગામ ઢીલી મુકી. પાછળ જુએ તો પાણકોરા (ખાદી) નું ટુંકું થેપાડું અને કસવાળી બંડી પહેરીને ઉઘાડાજ માથા સાથે એક ગામડીઓ હાથમાં મજબુત ડાંગ લઇને પોતાની તરફ શ્વાસભર્યો ધસમસ્યો આવે છે!

અશ્વ પાસે આવતાંજ તેણે લાકડી ફેંકી દીધી અને જમીન ઉપર પડીને સાંગોજીને દંડવત પ્રણામ કર્યાં. સાંગોજી અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને પોતાને દંડવત પ્રણામ કરનાર એ માણસને ઉભો કરી તેને આશ્વાસન આપ્યું.

શ્વાસ હેઠો બેસતાંજ તેણે કહ્યું, "અન્નદાતા ! હું આપની રંક રૈયત છું, કુંદણીનો વતની છું, મારી સેવા આપના ચરણે ધરવા આવ્યો છું."

"ભાઇ અત્યારે મારી સેવામાં કંઇજ સાર નથી. નથી મારી પાસે રાજસત્તા કે નથી નાણાંનું કંઇ સાધન. મારી સેવા કરીને તું શું પામીશ ?"

"આત્મસંતોષ. હું તો મારી નિઃસ્વાર્થ સેવા આપના ચરણે ધરવા આવ્યો છું. આપની સ્થિતિની મને ખબર પડી છે. આપના શત્રુને હરાવીને આપનું રાજ્ય પાછું મેળવવામાં મદદગાર થવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, એ થાય નહિ ત્યાં સુધી માથે ફાળિયુંજ ન વીંટવું એવી મેં બાધા રાખી છે."

"પણ તું કેવી રીતે મદદગાર થશે ?"

"આપ આજે આ ગામમાં મુકામ કરો. પછી હું બધી હકીકત જણાવીશ."

"એ નહિ બને, ભાઇ, વાઘેલાનું મોટું લશ્કર મારી પાછળ પડયું છે. મારી પાસે બહુ થોડા માણસો છે. તેના મોટા સૈન્ય સામે એટલાથી ટકી શકાય એમ નથી."

"તેની કંઇ ફીકર નહિ. આ વીજીશીયલ ગામમાં ૮૦૦૦ ભરવાડ વસે છે. આપના પુણ્ય પ્રતાપે તેઓ મારૂં માન જાળવે છે. હું કહીશ એટલે તેઓ તમારી મદદે ઉભા રહેશે. પછી કંઇ વાંધો છે બાપુ ?"

"ધાર કે તેઓ આપણા પડખે નહિ ઉભા રહે તો ?"

"એમ બનેજ નહિ. મને તો સોળેસોળ આના ખાત્રી છે. તમે જરા પણ ચિંતા ન કરો અને મારી સાથે પધારો." વીસાએ ખાત્રી આપી.

સાંગોજીએ વિચાર કર્યો. બીજો એકે ઉપાય ન મળવાથી તેણે વીસાના આમંત્રણનો સ્વીકાર કર્યો.

## ૯ એકની પાછળ આઠ હજાર!

"અરે વીસાભાઈ, આમ ઉઘાડે માથે કાં ?" વીજીશીયલ ગામને ગોંદરે આવેલા એક ચોરા ઉપર બેઠેલા ભરવાડો એક સાથે બોલી ઉઠયા.

"ભાઇ, શું કરીયે ? માથે બાંધવાનું ફાળિયું દુશ્મને ઝુંટવી લીધું." વીસાએ ભારેખમ મ્હોં રાખીને જવાબ દીધો.

"હેં ? વીસાભાઇની પાઘડી ઝુંટવી લીધી ? એવા તે કોના માથામાં ગજ ઘાલ્યા છે કે તમારા માથા તરફ આંગળી ચીંધે ?" એક ભરવાડ ઉશ્કેરાયો.

"અરે પાઘડી ઝુંટવી લેવી અને માથું વાઢવું એ બેય બરાબર. એ તો માથાનો વાઢનારો ગણાય. એનું તો ભોડુંજ ઉડાવી દેવું જોઇએ." બીજા ભરવાડે મનનો ઉકળાટ ઠલવ્યો.

"ભાઇ, પણ એ શત્રુ એવો તો લોંઠકો છે કે મારા એકલાથી કંઈ થઇ શકે તેમ નથી. તમે બધા મદદે આવો તોજ તે પાંશરો થાય." વીસો હજી પણ એવોજ ગંભીર હતો.

"તો એમાં શી મોટી વાત છે. હાલોને અત્યારેજ. હમણાંજ એના રાઇરાઇ જેવડા કટકા કરીને ભોંમાં ભંડારી દઇએ."

"ભાઇ, એમ આકળા ઉતાવળા ન થાઓ. પહેલાં બધા

માતીલાઓને અને પટેલીયાને ભેગા કરો અને પૂછો કે આ વીસાની મદદે ઉભા રહેવા બધા રાજી છે કે કેમ? પછી બધો વિચાર."

"અરે, નાતને શું પુછ્વાનું હતું? આ પાંચ પટેલ તો અહીંજ બેઠા છે ને! કેમ, કાના બાપા, તમે તો બધાયના મુખી. તમારો શો વિચાર છે?" એક પટેલે તડ ને ફડ તોડ કાઢ્યો.

ઘડપણને લીધે ધોળી લાંબી મૂછોના થોભીયાથી પોતાનો પ્રતાપ પાડતા કાના બાપાએ થોડીવાર વિચાર કર્યો અને કહ્યું, "ભાઇ, પંચ બોલે તે પરમેશ્વર. તમારો બધાનો મત મળે છે તો પછી એમાં શો વાંધો છે? આપણે બધાએ વીસાભાઇને પડખે ઉભાજ રહેવું જોઇએ. એ તો આપણી નાતનું નાક છે."

થયું. નાતના પટેલીયા એકમત થયા એટલે આખી નાતના ૮૦૦૦ ભરવાડો પણ તેમાં આવી ગયા. વીસાએ વખત વર્તીને વાત કરી, તેમાં તે ફાવ્યો, અને જ્યારે પોતાના બધા જ્ઞાતિબંધુઓની લાગણી પોતાના તરફ વળેલી જોઈ ત્યારે તેણે સાંગોજીની વાત મુકી. બધાય ભરવાડોએ વીરતા માટે વિખ્યાત બનેલા ખેતોજીના કુંવર માટે પોતાના પ્રાણ આપવા તત્પરતા બતાવી.

## ૧૦ વફાદાર વીસો!

સાંગોજી વીજીશીયલ ગામમાં રહ્યો. ગોધાજી ગમે ત્યારે આવે ત્યારે તેની સામે થઇ શકાય તે માટે ભરવાડોએ પણ તૈયારી કરી રાખી હતી. એ જમાનો મારામારી અને કાપાકાપીનો હતો એટલે સ્વરક્ષણ માટે સૌ કોઈ હથિયાર વાપરી જાણતું. કોઈ પણ કોમના માણસો જરૂર પડયે યુદ્ધમાં ઉતરી પડતા અને પોતાના શૌર્યનો પરિચય કરાવતા.

ભીમા ભરવાડને વીસાના વચનો ગોધાજીને કાને નાખ્યા વિના ચેન પડયું નહિં. સાંગોજી વીજીશીયલમાં છે એવી ખાત્રી થતાં

સાંગોજીની શોધમાં નીકળેલો ગોધાજી વાઘેલો પુનઃ પોતાના ૨૦૦૦ સ્વારો સાથે વીજીશીયલ ઉપર ચડી આવ્યો.

સાંગોજી, તેની સાથેના માણસો, વફાદાર વીસો અને ૮૦૦૦ ભરવાડો ગોધાજી સામે લડવા નીકળી પડયા. તમામ ભરવાડોએ તરવાર, બંદુક, તીરકામઠાં વિગેરે હથિયાર ધારણ કર્યાં હતાં. સાંગોજીને ખાત્રી થઇ કે આ વખતે વિજયદેવી જરૂર પોતાના ઉપર પ્રસન્ન થશે !

સાંગોજીને આવી અણધારી મદદ મળેલી જોઇને ગોધાજીનાં ગાત્ર ગળી ગયાં. કયાં પોતાના ૨૦૦૦ સૈનિકો અને કયાં આ 'મારૂં કે મરૂં' એવો નિશ્ચય કરીને બહાર નીકળી પડેલા ભડવીર ભરવાડો!

ગોધાજી પ્રથમથીજ હિમ્મત હારી ગયો છતાં લડયો. લડતાં લડતાં તેની નજર માત્ર સાંગોજી તરફ હતી. પોતાનો વિજય થાય કે પરાજય, પણ માત્ર સાંગોજી મરણ પામે તો કજીયાનું મૂળ ટળે એ તેની તીવ્ર ઇચ્છા હતી. તેણે સાંગોજી તરફ બરાબર નિશાન તાકીને તીર છોડયું.

સાંગોજીની નજર પૂર જોસમાં ચાલતા યુદ્ધ તરફ હતી. વીસાએ જોયું કે ગોધાજીના તીરથી હમણાંજ સાંગોજી વીંધાઇ જશે. પોતાના શરીરને આગળ નમાવીને તેણે એ તીર સામે પોતાનો ધીંગો હાથ ધર્યો. સનનન કરતા તીરે વીસાના હાથને વીંધી નાંખ્યો,* લોહીની શેડ છૂટી. વીસાએ બીજા હાથથી એ વીંધાયલા હાથના કાંડાને મજબુત પકડી રાખ્યું.

સાંગોજીએ આ જોયું અને તેની આંખ ફાટી. 'શક્તિમાતાની જય' બોલાવી તે આગળ ધસ્યો, તેના સૈનિકોએ એ જયધ્વનિ ઝીલ્યો અને નૂતન ઉત્સાહથી ગોધાજીના લશ્કર ઉપર હલ્લો કર્યો. ભરવાડો પણ પૂરજોરથી તૂટી પડયા. ગોધાજીના માણસોનો સોથ નીકળી ગયો.

* જુઓ ચિત્ર.



સનનન કરતા તીરે ભીમાના હાથને વીંધી નાંખ્યો. [પૃ. ૩૧૬



" જુઓ, જુઓ, તમારો રાજા નાસે છે ! " [પૃ. ૩૧૧

ગોધાજીના માણુસો ઉત્સાહભંગ બનીને નાસભાગ કરવા લાગ્યા .એ ઉત્તમ તકનો લાભ લઇને સાંગોજી પોતાનો ઘોડો છેક ગોધાજી પાસે ઠેકાવી ગયો અને ગોધાજીને નાસી જવાનો વખત મળે તે પહેલાં તો સાંગોજીએ પોતાનો લાંબો અણીદાર ભાલો ગોધાજી વાઘેલાની છાતીમાં મારીને તેના પ્રાણુ હરી લીધા.

ગોધાજીનો દેહ પડતાં તેના બાકી રહેલા સ્વારો જીવ લઇને નાસી ગયા.

'શક્તિમાતાનો જય' એ વિજયધ્વનિથી વાતાવરણુ ગાજી ઉઠયું.

## ૧૧ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ !

વીજીશીયલના ભરવાડોના આનંદનો આજે પાર નહોતો. તેમણે વફાદાર વીસાના માનમાં આજે ઉજાણી ગોઠવી હતી અને સાંગોજીને પાટે બેસવાનું આમંત્રણુ કર્યું હતું.

સાંગોજી આવ્યો, ભરવાડોએ તેના નામનો જય પોકાર્યો. વીસો તેના ચરણે પડયો. સાંગોજીએ તેની પીઠ થાબડી, શાબાશી આપી અને હર્ષપૂર્વક તેને ભેટયો.

" વીસા ! તું તો મારા જમણા હાથ સમો છે. તને મારો ભાઇ ગણું, મિત્ર ગણું કે મારો તારણુહાર ગણું જે ગણું તે ઓછુંજ છે " સાંગોજીએ સર્વે ભરવાડો સાંભળે તેમ વીસાની કદર કરી.

" અન્નદાતા ! એ આપની મોટાઇ. હું તો આપની રૈયત–આપના ચરણુની રજ–આપનો દાસાનુદાસ છું."

" એમ ન કહે વીસા ! તારો તો હું બમણો રૂણી છું. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ હોય તો તે તારે લીધે. મારો જીવ બચ્યો હોય તો તે પણુ તારે લીધે ! "

" તે કેવી રીતે ? " ભરવાડોએ જીજ્ઞાસા પૂર્વક પૂછ્યું.

"વીસા! તારો હાથ લાવ જોઉં? આ જોઇ એની આરપાર વીંધાયલી હથેળી? એ હથેળીએ આ સાંગોજીના હૃદયને વીંધી નાખનાર ગોધાજીના તીરને અટકાવીને એ તીક્ષ્ણ ઘાની તીવ્ર વેદના વહોરી લીધી છે. એ બારીક સમયે વીસો નહોત–તે આડો પડયો ન હોત તો આ સાંગોજી તમારી પાસે અત્યારે ઉભો પણ ન હોત." સાંગાજીએ ખુલાસો કર્યો.

"એમ? વીસાભાઇ, તમે તો કંઇ વાત પણ ન કરી?"

"એમાં કહેવા જેવું શું હતું? ધણીને ખાતર દેહ આપવો પડે તો તે પણ આપીયે, તેમાં કંઇ કહી બતાવવાનું હોય?" વીસાએ પ્રજાધર્મનું રહસ્ય સમજાવ્યું.

"અરે રંગ છે રે વીસા! તેં તો આ ગામનું નાક રાખ્યું મારા બાપલા!" ભરવાડની નાતના મુખી કાના બાપાએ વીસાનો વાંસો થાબડયો અને લાલ ગજીયાણીની પાઘડી પોતાના હાથમાં હતી તે વીસાના માથે વીંટવા ગયો.

"હં હં! કાના બાપા! જોજો ગજબ કરશો!"

"કેમ?"

"હજી મારૂં લીધેલું પણ ક્યાં પુરૂં થયું છે?"

"કેમ? ગોધાજીને તો મારી નાખ્યો!"

"પણ હજી સાંગોજી કુંદણીની ગાદીએ ક્યાં બેઠા છે?" વીસાએ મુદ્દાની વાત જણાવી.

"ઓ તારી! તું તો બહુ જબરો. તે સાંગોજીને ગાદીએ બેસતાં પણ નહિ આવડે?" ડોસાએ ટોળમાં કહ્યું.

"બાપા! એ તમે ન સમજો. કુંદણીમાં ગોધાજીની સત્તા છે. ત્યાંના થાણુદારને હાંકી કાઢીને મારા સાંગોરાજને ગાદીએ ન બેસાડું

ત્યાં સુધી મારી બાધા પૂરી થાય નહિં અને હું માથે કંઇ બાંધુય નહિ." વીસાએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

"વીસા ! વીસા ! હવે તો હદ થાય છે, તારૂં આ રૂણુ હું કેવી રીતે વાળીશ ?" સાંગોજીની ઉપકારવશ આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

"એ બધી વાત પછી, બાપુ ! હમણાં આપ એક વખત ગાદીએ તો બેસો ! પછી કોઇ કોઇ વખત સલામે આવવા દેજો એટલે બસ !" વીસાએ ઉત્સાહમાં આવી જઇને પોતાની ઇચ્છા જણાવી દીધી.

"અરે તારે માટે તો ચોવીસે કલાક દરબારગઢના દરવાજા ખુલ્લાજ છે, વાસા ! અત્યારે તે શું કહું ? કહ્યા કરતાં કરી બતાવવું એજ ઉત્તમ છે."

"બરાબર છે બાપુ," કાના બાપુએ ટાપસી પુરી. માણુસનું પારખું તો ખરા વખતે થાય. પણ આ વીસો તમને ગાદીએ બેસાડયા વિના જંપવાનો નથી. તેથી કાલે જ આપણે અહીંથી નીકળીયે. આ ગામના બધા ભરવાડો વીસા સાથે આવશે એટલે પછી કુંદણીમાં કોઇની તાકાત નથી કે ઉં કે ચું કરી શકે."

સાંગોજી આભાર ભરી નજરે ઘડીમાં વીસા તરફ અને ઘડીમાં કાના બાપા તરફ જોઇ રહ્યા.

× × × ×

ગોધાજીના મૃત્યુના ખબર જાણીને અને આટલા બધા અસંખ્ય મનુષ્યો સાંગોજીને પડખે છે એ જોઈને થાણુદાર કુંદણીમાંથી પલાયન કરી ગયો. કુંદણીની પ્રજા પોતાના ખરા હકકદાર રાજાને આવેલો જોઇને હર્ષ પામી અને કુંદણીમાં આનંદ આનંદ છવાઇ રહ્યો.

સાંગોજી ધામધુમથી કુંદણીની ગાદીએ બેઠો. ભર દરબારમાં તેણે પોતાના હાથે કસબી કોર છેડાવાળો ફેંટો વીસાને માથે બંધાવ્યો,* અને તેને વિશાળ જમીન બક્ષિસ આપી. રાજ્યમાં વીસો તેના જમણા હાથ સમો થઈ પડયો અને સાંગોજીના ઉદ્ધારક તરીકે પ્રજાજનોમાં વફાદાર વીસો માન પાન અને પ્રતિષ્ઠા પામ્યો.

કુંદણીના રાજદરબાર ઉપર પુનઃ ઝાલા કુળના નિશાનરૂપ સૂર્યદેવની આકૃતિવાળો રાજ્યધ્વજ ફરકવા લાગ્યો!

---

* જુઓ ચિત્ર.





ભર દરબારમાં.........ફેંટા બંધાવ્યો. [પૃ. ૩૨૦.

[ હવે પછી આપવામાં આવેલી વાર્તાઓ ઝાલાવંશની નહિં, પરંતુ કાઠિયાવાડનાજ ઐતિહાસિક પ્રસંગોની છે. તેમાંની પહેલી બે ગોહિલવંશ અને ત્રીજી વાળા કુળને લગતી છે. ]

# સ્વાર્થની બાજી !

કિંવા

# હક્કદારનો હક્ક.

## ૧ એક તીરે બે પક્ષી.

" એમ નહિં ચાલે ઠાકોર ! સુલતાન સાહેબ એવા ભોળા નથી કે માત્ર શબ્દોથી સમજી જાય. "

સાંભળનાર ઊંડા વિચારમાં ઉતરી પડયો હતો. એકાએક ચમકી ઉઠયો હોય તેમ તે બોલ્યો " શું કહ્યું સરદાર ? અમારા વચનમાં તમને વિશ્વાસ નથી ? "

" એવો લુખ્ખો વિશ્વાસ રાખવાનું અમે શીખ્યા નથી. " સરદારે ઠંડા પેટે ઉત્તર આપ્યો.

"પરંતુ રજપૂતોને પોતાના વચનની કિંમત હોય છે હો ? 'અબી બોલા અને અબી ફોક' જેવી નીતિ અમે શીખ્યા નથી. રજપૂતના પ્રાણ જાય પણ વચન ન જાય. આ રામજી ગોહિલના વચનોની એક વખત કસોટી તો કરી જુઓ !"

અમારા ખુદાવિંદનો તેવો હુકમ નથી એટલે લાચાર. કાં તો અત્યારેજ પુરેપુરો દંડ આપો, નહિં તો તેના બદલે કંઇ ખાત્રી પૂર્વક બ્હાનું આપો."

"દંડ આપી શકાય એમ નથી એ તો આપને જણાવ્યુંજ છે."

"તો પછી તમારા રાજકુટુંબના જ કોઇ માણસને ઓળખાં આપો." બોડી મોગલે ચોખ્ખો ને ચટ ઉત્તર સંભળાવી દીધો.

રામજી ગોહિલ વિચારમાં પડયો. ઓળમાં કોને આપવો ?

અંતે એકાએક તેને વિચાર સ્ફુર્યો. એક તીરે બે પક્ષી મારવાની તેને યુક્તિ સુઝી.

"ત્યારે ગાદીવારસ સારંગજીને ઓળમાં આપીયે તો ?"

"તો તો બ્હોત ખૂબ !" બોડી મોગલ ખુશ થઇ ગયો. એને તો ભાવતું હતું અને વૈદે બતાવ્યું એવું થયું. ખુદ ગોઘાના રાજકુંવરને સુલ્તાન પાસે હાજર કરવો એના કરતાં વધારે સારો વિજય શો હોઇ શકે ?

રામજી ગોહીલ અને બોડી મોગલ વચ્ચે ગુપ્ત વાતચિત થઈ અને બન્ને પ્રસન્ન વદને જુદા પડયા. જતાં જતાં બોડી મોગલ મનમાંજ બબડયો, 'સ્વાર્થ ! તારો કેવો પ્રતાપ ?'

## ૨ મોખડાજી ગોહિલનો વંશજ !

મહંમદ તુઘલુખને ત્રાહિ ત્રાહિ પોકરાવનારા મોખડાજી ગોહિલના શૌર્યગાન અદ્યાપી ગવાય છે. પીરમ બેટ ઉપર પોતાની સત્તાનું નિશાન ફરકાવનાર, ગોઘામાં પોતાની વીરહાક વગાડનાર

મોખડાજી ગોહિલ–સેજકજી ગોહિલના પૌત્ર પોતાના અતુલ વીરત્વ માટે ઇતિહાસમાં પ્રખ્યાત છે. મહંમદ તુઘલુખની સાથેના યુદ્ધમાં લડતાં લડતાં તેમનું માથું ગોધાના દરવાજા વચ્ચે પડયું છતાં તેમનું ધડ લડતું લડતું દુશ્મનોને કાયર કરવા લાગ્યું અને તેમના છુટા પડેલા મુખમાંથી 'મારો મારો'ના વીર વચનો નીકળવા લાગ્યા. એવા આ વીરનરની કીર્તિ ઇતિહાસમાં અમર બની છે.

મોખડાજી ગોહિલની ઠકરાણી વદનકુંવરીબા પાલીતાણા પાસે હાથસણી ગામના સરવૈયા રજપૂતના કુટુંબની હતી. તેના પેટનો ડુંગરજી કરીને કુંવર હતો. મોખડાજી ૫૦ વર્ષની વયના થયા ત્યાં સુધી તેમને કંઇ સંતાન પ્રાપ્ત થયું નહોતું. બાલાશાહ નામના ફકીરની પ્રસન્નતા અને આશીર્વાદથી તેને આ કુંવર પ્રાપ્ત થયો હતો એમ કહેવાય છે. ડુંગરજીએ પીરમ છોડીને ગોઘામાં પોતાની ગાદી રાખી. તેણે ઇ. સ. ૧૩૪૭ થી ૧૩૭૦ સુધી રાજ્ય કર્યું. તેના પછી તેના પુત્ર વિજોજીએ ૧૩૯૫ સુધી અને તેના પુત્ર કાનોજીએ ૧૪૨૦ સુધી રાજ્યગાદી ભોગવી.

કાનોજીનું મૃત્યુ થયું ત્યારે તેના બે પુત્રો સારંગજી અને ગેમલજી છેક ન્હાના હતા તેથી કાનોજીના ભાઇ રામજીના હાથમાં રાજ્ય કારભાર આવી પડયો. કાનોજીના મૃત્યુનો લાભ લઇને અમદાવાદના સુલ્તાને બોડી મોગલ નામના સરદાર સાથે ફોજ મોકલી, એ ફોજે ગોઘા ઉપર હલ્લો કર્યો અને રામજીને સુલતાનનું શરણુ સ્વીકારવાની ફરજ પાડી.

રામજી શરણે થયો. બોડી મોગલે વિજયના ચિહ્ન તરીકે મોટી રકમનું નજરાણું માગ્યું. રામજી તે આપી શકે તેવી સ્થિતિ નહોતી. તેને એક યુક્તિ સુઝી. હાલ તરત તો વિપદવાદળ વિખરાઇ જાય અને પોતાનો સ્વાર્થ સધાય એવો માર્ગ તેણે શોધી કાઢયો. જ્યાં સુધી

ઓડી મોગલે કરેલી શર્તો પુરેપુરી ન પાળી શકાય ત્યાં સુધી ગોઘાની ગાદીના ખરા હક્કદાર વારસને–બાળ સારંગજીને તેણે બ્હાના તરીકે ઓળ (બાન)માં આપ્યો. વીર મોખડાજી ગોહિલના આ બાળ વંશજને રાજ્યાસનનું સુખ ભોગવવાને બદલે સુલતાનના સકંજામાં નજરકેદ બનવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું. હતભાગી રાજકુમાર !

## ૩ સ્વાર્થ અને સત્તા.

રામજીના આ કાર્યથી પ્રજાનું અંતર કકળી ઉઠયું. જેને માટે આખી પ્રજા પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવા માટે તત્પર હતી તે પોતાના સદ્દગત માલિકના પુત્રને–ગાદીના ખરા હક્કદારને બાલ્યવસ્થામાંજ આમ શત્રુના હાથમાં સોંપી દેવો એ કેવી ત્રાસદાયક કલ્પના ! રંક રૈયત મનમાંજ સમસમીને બેસી રહી, કારણ રામજીને ઓઠી મોગલની હુંફ હતી. એની હુંફે એ ધાર્યું કરતો હતો. ગોઘાની ગાદી પચાવી પાડવાની લાલચે તેને વિવેકભ્રષ્ટ બનાવ્યો હતો.

પરંતુ પ્રજામાં પોકાર ન ઉઠે તે માટે પ્રથમ તો તે બહુજ શોકમાં રહેવા લાગ્યો. " શું કરીયે ? સુલ્તાનની સામે માથું ઉંચુ કરીને ક્યાં રહીયે ? હું પોતેજ બ્હાના તરીકે જવા ખુશી હતો, પરંતુ ઓઠી મોગલ નજ માન્યો, કોઇપણ રીતે તે એકનો બે નજ થયો, અને સુલતાનનો કોપ વ્હોરી લેવો ન હોય તો રાજકુમારને ઓળમાં આપવોજ પડશે એવી હઠ પકડીને તે બેઠો એટલે શું કરીયે ? લાચારીથી મારે તેની આવી આકરી શર્ત સ્વીકારવી પડી. બાકી મારૂં અંતર પણ ભત્રીજાના વિયોગથી ચીરાઇ જાય છે" એમ કહીને પોતાની નિર્દોષતા જાહેર કરવામાં તેણે જરા પણ મણા ન રાખી. ભોળી બિચારી પ્રજા ! રામજીની વાત સાચીજ હશે એમ સમજીને તેણે મન વાળ્યું, અને જતે દિવસે વાત વિસારે પડી.

પ્રથમ તો પોતાને રાજ્યસત્તા ગમતીજ ન હોય તેવો ડોળ

તેણે ચાલુ રાખ્યો, પરંતુ ધીરેધીરે તેણે પોતાની સત્તા જમાવવા માંડી. સારંગજી સુલતાનના કબજામાં અમદાવાદ હતો, ગેમલજી તદન બાલ્યાવસ્થામાં હતો, એટલે રાજ્યની લગામ તેણે પોતાના હાથમાં લીધી. પ્રથમ તો પ્રજા પણ સંતોષ પામી કે રામજી પોતાનો ધર્મ સમજીને રાજ્યવહીવટ ચલાવે છે. પરંતુ સ્વાર્થની બાજી જેમ જેમ વધારે ને વધારે ખેલાતી ગઇ, સત્તાનો શોખ જેમજેમ વધતો ગયો તેમતેમ રામજીની ભ્રષ્ટ દાનત સ્પષ્ટ જણાવા લાગી. ધીરેધીરે પોત પ્રકાશવા માંડયું અને પ્રજા તેની સત્તાની ભૂખ કળી ગઇ. પોતાનો સ્વાર્થ સાધવા માટે–પોતાની સત્તા જમાવવા માટે રામજી પ્રજાને ગમે તેમ રંજાડતો અને એ વખતે પ્રજા સારંગજીને યાદ કરતી. ગમે તેમ થાય તો પણ સારંગજીને કોઇ પણ રીતે છોડાવવો જોઇએ એવો અંતરધ્વનિ પ્રજાના હૃદયમાંથી નીકળવા લાગ્યો.

## ૪ પાંચો કુંભાર.

"ચલબે! યે સબ ગધ્ધેકુ ઇધરસે જલ્દી નીકાલ દે!" મિયાંભાઇએ મૂછ ઉપર તાવ દેતાં, મૂછને આમળીને આંકડા ચડાવતાં રોફથી હુકમ કર્યો અને કુંભાર ચમકયો.

"જઉં છું! જમાદાર સાહેબ! આપને તકલીફ તો પડી નથી ના? આ ચાલ્યો" કહી તેણે ગધેડાં રાજમહેલની પાછળ આવેલા બાગ તરફ વાળ્યા.

જમાદાર જોઇ રહ્યો. 'આ અક્કલનો ઓથમીર આમ કયાં જાય છે?'

"અબે ગંડુ! દિવાના હો ગયા કયા? બાગમેં જાયગા તો તેરા બાપ માર મારકે દમ નીકાલેગા!" જમાદારે દમ ભરાવ્યો અને મારની બ્હીક બતાવી.

કુંભાર સ્વસ્થ હતો, "ફિકર ન કરો, જમાદાર સાહેબ! મારો

બાપ તો મરી ગયો છે અને અમારા લોકોને એકજ બાપ હોય છે એટલે એ હવે મને મારવા માટે આકાશમાંથી ઉતરી આવે એવું કદી નહિ બને!"

જમાદાર હસ્યો—કુંભારના માર્મિક વચનોથી. કુંભાર પણ ખડખડ હસી પડયો. જમાદારને બનાવ્યાની મધુર કલ્પનાથી-કુંભારે જોયું કે જમાદાર ખુશ મિજાજમાં આવી ગયા છે. તરતજ તેણે ગધેડાંને આગળ ચલાવ્યા અને કહ્યું, "જમાદાર સાહેબ, આ મકાનની માટી તો રોજ લઇ જઉં છુંજ, પરંતુ બગીચામાં ફુવારો નવો બાંધવાનો હોવાથી જે માટી ખોદાઇ છે તે બધીજ આજે મારે ખસેડી જવી એવો મને હુકમ મળ્યો છે. શું કરીયે? આપણે તો ચીઠ્ઠીના ચાકર."

જમાદારના મનનું સમાધાન થયું. રાજમહેલની પડખેજ નવું મકાન બંધાવવાનું હોવાથી એ મકાનના પાયા ખોદવામાં આવ્યા હતા, તેની ધુળ લઇ જવાનું કામ આ કુંભારે માથે લીધું હતું. સાથે સાથે રાજમહેલની પાછળજ બગીચામાં ફુવારો બાંધવા માટે જમીન ખોદાતી હતી. વાતનો બરાબર મેળ મળવાથી જમાદારને શંકા કરવાનું કારણ નહોતું.

આ કુંભારનું નામ પાંચો ગૂજર. તે કોલિયાર ગામનો વતની હતો. અમદાવાદમાં ઉદરનિર્વાહ માટે પોતે આવ્યો છે એમ તે સૌ કોઇને જણાવતો હતો. હમણાં તે પોતાના ગધેડાંની મદદથી માટી સારી જવાનું કામ કરતો હતો. પોતાના હસમુખા સ્વભાવને લીધે પાંચા કુંભારનું નામ જાણીતું થઇ પડયું હતું.

### ૫ માટીને બદલે માણસ.

પાંચો બગીચામાં આવ્યો, પોતાના ગધેડાંને ફુવારાવાળા સ્થાને ઉભા રાખીને તે ગધેડાં ઉપર રાખેલી ગુણોમાં માટી ભરવા લાગ્યો.

માટી ભરતો જાય અને વારે ઘડીયે બગીચામાં ચોમેર નજર કરતો જાય: તેના સદ્દભાગ્યે બગીચામાં કોઇ નહોતું, નહિતો પાંચાને આજે 'વાઇ' તો નથી લાગુ પડી એવી શંકા જરૂર તેની હિલચાલ જોનારને થાત!

પાંચાએ એકાએક પોતાનો પાવડો જમીન ઉપર ફેંક્યો, એક છલાંગ મારી, અને સિંહ જેમ કોઇ શિકાર ઉપર તુટી પડતો હોય તેમ તેણે એક ઝાડ પાછળ લપાતા છુપાતા બાળકને પોતાની બાથમાં પકડી લીધો.

બાળક બ્હીનો. તે ચીસ પાડવા ગયો, પરંતુ તેના મુખ ઉપર માટીથી ખરડાયલો પાંચાનો પ્રચંડ હાથ પડયો, મ્હોં બંધ થઈ ગયું અને ચીસ ગુંગળાટમાંજ દબાઇ ગઇ.

"ખબરદાર! જો જરા પણ બોલશો કે બૂમ પાડશો તો તમારા અને મારા બાર વાગ્યા સમજજો. એક શબ્દ પણ નહિ. મુંગે મોઢે હું કહું છું તેમ કરો. એક વખત આ રાક્ષસી જાળમાંથી મુક્ત થાઓ અને પછી હું બધો ખુલાસો કરીશ. ભગવાન રામચંદ્રજીને સાક્ષી રાખીને કહું છું કે હું તમારો વાળ પણ વાંકો નહિં થવા દઉં."

કોઇ જાદુગરની લાકડીથી પ્રેરાઇને નીર્જીવ વસ્તુ ખસે તેમ તે બાળક પાંચા કુંભારના ઇસારા મુજબ તેના ગધેડાં ઉભાં હતાં ત્યાં આવ્યો. પાંચા કુંભારે તેને ઉપાડયો, એક ગધેડા ઉપરના લગડામાં–ગુણમાં તેને નાંખ્યો અને પોતાની ભેટે બાંધેલું ફાળિયું છોડીને તેના ઉપર ઢાંકીને થોડી થોડી માટી ભભરાવી દીધી. ગુણની બીજી બાજુએ સમતોલ પણું સચવાય તેવી રીતે તેણે માટી ભરી લીધી અને બધા ગધેડાંને લઇને તે બગીચાની બહાર નીકળ્યો.

જમાદાર તો અજબ લ્હેરમાં હતા. પાંચા કુંભારને જોતાજ તેને હસવું આવ્યું અને પેટ પકડીને ખૂબ હસવા લાગ્યા. તે તો

બિચારો એમજ સમજતો હતો કે કુંભાર બગીચામાંથી માટી લઇ જાય છે! તેને શી ખબર કે માટીની સાથે સાથે માટીને બદલે માણસ પણ ચાલ્યું જાય છે!

## ૬. બાવાની જમાતમાં.

પાંચો કુંભાર અમદાવાદના દરવાજાની બહાર નીકળી પડયો અને ગધેડાંને મારી મારીને ખૂબ દોડાવતો આગળ વધવા લાગ્યો. અમદાવાદની સીમ આગળ તે આવી પહોંચ્યો તેવામાં પાછળથી ઘોડેસ્વારોનું ટોળું તેની પાછળ પડયું હોય તેવી તેને ભ્રાંતિ થઇ. તેના પેટમાં ફાળ પડી.

પ્રભુનું નામ સ્મરણ કરતો તે ગધેડાંઓને ખૂબ દોડાવતો આગળ વધ્યો. એકાદ મહાત્માની પવનપાવડી હાથ લાગી જાય તો પોતે તરતજ તેની મદદથી ઉડીને આગળ નીકળી જાય એમ તેને થયું. પરંતુ એ આશા મૃગજળ સમાન હતી.

"ઓ પ્રભુ! અત્યારે લાજ તમારે હાથ છે. અત્યારે તું વ્હારે નહિ ધા તો મારી કરી કમાણી ધૂળમાં મળી જશે!" આમ પ્રભુ પ્રાર્થના કરતો ઘડીયે ઘડીયે પૂરપાટ દોડી આવતા ઘોડેસ્વારો તરફ પાછું વાળી વાળીને જોતો તે આગળ વધ્યો. એવામાં 'અહાલ્લેક!' ની બૂમ તેના કાને પડી, અને જાણે સાક્ષાત પ્રભુજ મદદે આવ્યા હોય એવી શ્રદ્ધા તેના અંતરમાં જાગી.

તે જતો હતો તેની આડી દિશાએથી બાવાઓની જમાતનું એક ટોળું 'અહાલ્લેક! ગીરનારી, તેરા ભરોસા ભારી' ની જય-ઘોષણા કરતું તેની નજદીક આવી પહોંચ્યું. પાંચાના વ્યાકુળ દેહમાં જીવ આવ્યો.

દોટ મુકીને તે જમાતના મહંત આગળ જઇને તેના પગમાં પડયો. મહંતે આશીર્વાદ આપ્યા, "ઉઠ બચ્ચા! તારૂં કલ્યાણ થશે."

"આપનો આશીર્વાદ ફળો, મહંત શ્રી! પરંતુ એક કામ કરો. એક માણસને જીવતદાન આપવાની કૃપા કરો!"

"કેમ તારા ઉપર કંઈ ભય છે?"

"ના, પ્રભુ, મારા ઉપર નહિં, પણ એક રાજકુમાર ઉપર–ગોધાના ભાવિ નરેશ ઉપર. કોઇ પરભવના પાપે નાનપણમાંજ તે બિચારો સુલ્તાનના સંકજામાં સપડાયો. મેં આજે તેને બચાવ્યો છે, પરંતુ શત્રુઓ પાછળ પડયા છે, અને જો તેના હાથમાં તે ફરી સપડાઈ જશે તો તેનું જીવન ભયમાં આવી પડશે. તેથીજ આપને પગમાં પડીને વિનવું છું કે બચાવો, બાપલા, એને બચાવો! તે જીવતો હશે તો કોઇ દિવસ તે ગોધાનો ધણી થશે અને આપને પણ ઉપયોગી થઇ પડશે."

તેણે પોતાના ગધેડા ઉપરના લગડામાં છુપાવેલા બાળક–રાજકુમારને કાઢયો અને મહંતને ચરણે ધરીને પોતે તેને કેવી રીતે છોડાવ્યો તે હકીકત જણાવી.

સારંગજીના પક્ષના એક માણસે સારંગજીને રોજ સાંજે બાગમાં ફરવા દેવામાં આવતો હતો તે બાતમી મેળવી હતી, અને પાંચા કુંભાર સાથે ગુપ્ત સંકેત કરીને તેને છોડાવવાની યુક્તિ રચી હતી. સારંગજીના સદ્દભાગ્યે એ યુક્તિ પાર પડી હતી.

મહંત વસ્તુસ્થિતિ સમજી ગયો. એક પળ પણ ગુમાવ્યા વિના તેણે સારંગજીના કપાળે અને મસ્તક ઉપર ભભુત ચોળી. તેના અંગ ઉપર પોતાનું એક વસ્ત્ર ઓઢાડયું અને પોતાના શિષ્યોને તેને સંભાળપૂર્વક સાથે રાખવાની આજ્ઞા કરી. બાવાઓની જમાત અલલ્ખ જગાવતી પોતાની જમાતમાં એક મનુષ્યનો વધારો કરીને ત્યાંથી ચાલી ગઇ.

પાંચાના હર્ષનો પાર ન રહ્યો. એકાએક કંઇ યાદ આવ્યું હોય

તેમ તેણે મહંતની પાછળ જઇને પુછ્યું "મહંતશ્રી ! આપનું નામ?"

" પ્રતાપગિરિ. અને તારૂં ? "

" પાંચો કુંભાર. "

બાવાઓ જે આડે રસ્તેથી આવ્યા હતા તેની સામી દિશાએ ચાલ્યા ગયા. કુંભાર જે સીધે રસ્તે આવતો હતો તેજ રસ્તે, પોતાના ગધેડા ઉપરની માટી ઠીકઠાક કરીને આગળ ચાલ્યો. ઘોડેસ્વારો તેની પાછળ ધસ્યાજ આવતા હતા.

અંતે સ્વારોએ આવીને પાંચાને ઘેરી લીધો અને તેની જડતી લીધી. પાંચાનો દેહ, તેણે પહેરેલા વસ્ત્રો, ગધેડાં અને તેના ઉપર લાદેલી માટી સિવાય બીજું કંઈ તેમની નજરે પડયું નહિ, નિરાશ થઇને તેઓ સઘળા પાછા ફર્યા. પાંચાનો જીવ હેઠો બેઠો.

### ૭. પતાઈ રાવળના આશ્રયે.

પ્રતાપગિરિ મહંતનો બાવાઓની જમાતમાં એ વખતે જબરો પ્રતાપ પડતો. પવિત્ર જીવનથી તેમણે અનેક મનુષ્યોને પોતાના ભક્ત બનાવી લીધા હતા. સારંગજીના પીતા કાનોજીની કિર્તિ એણે ઘણી વાર સાંભળી હતી. તેનો પુત્ર–ગોધાનો ગાદી વારસ આવી નિરાધાર દશામાં આવી પડે એ જોઇ તેનું અંતર ભેદાયું, દયાવૃતિ તેના દિલમાં પેદા થઇ અને કોઇ પણ રીતે આ કુંવરને સહાય કરવીજ એવી તેના અંતરાત્માએ પ્રેરણા કરી.

બાવાઓની જમાત સાથે તેને ફેરવ્યા કરવાથી તેની વૃતિમાં–તેના જીવનમાં ફેરફાર થઇ જાય એ પહેલી મુશ્કેલી. એ રાજકુમાર છે એમ કોઈ જાણે તો વા વાત લઇ જાય અને ફરી તે બિચારો દુઃખમાં સપડાય એ બીજી મુશ્કેલી. પ્રતાપગિરિ વિચારમાં પડયો. શું કરવું ? સારંગજી નિર્ભય રીતે રહી શકે, એટલુંજ નહિ, પરંતુ તેને રાજવીને ઉચિત સંસ્કારો પડે, રાજરીત તે જાણવા પામે અને

પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાની પ્રેરણા અને શૌર્ય તેનામાં પ્રગટે એવી ગોઠવણ કરવાની જરૂર હતી. તેણે એક માર્ગ શોધી કાઢ્યો.

ડુંગરપુરનો પતાઇ રાવળ સારંગજીની ફોઇ વેરે પરણ્યો હતો. ફોઇ પોતાના ભત્રીજાને આશ્રય આપશે, એટલુંજ નહિં, પરંતુ પુત્રવત્ તેનું લાલનપાલન કરીને તેના હિત માટે યત્ન કરશે એમ પ્રતાપગિરિને સુઝી આવ્યું. તે સારંગજીને લઇને ડુંગરપુર ગયો.

પતાઈ રાવળે મહંતનો સત્કાર કર્યો અને તેની જમાત માટે ભોજન ઉતારા આદિની ઉત્તમ વ્યવસ્થા કરી આપી.

પરંતુ પ્રતાપગિરિને આતિથ્યની દરકાર નહોતી. તેણે રાજાને એકાંતમાં મળવાની ઇચ્છા દર્શાવી.

મહંત દરબારગઢમાં ગયો, પતાઇ રાવળને મળ્યો અને તેના ચરણમાં સારંગજીને ધર્યો. પતાઇ રાવળ આશ્ચર્યચકિત થઇને ઘડીમાં મહંત તરફ અને ઘડીમાં સારંગજી તરફ જોઈ રહ્યા.

" રાવળ ! તમારા ચરણમાં પડ્યો છે તે કોઇ સાધારણ બાવો નથી. એ તો એક રાજ્યગાદીનો હકદાર છે. તમારા સાળા કાનોજીનો પુત્ર સારંગજી તમારા આશ્રયે આવ્યો છે. "

" સારંગજી ? અહિંયાં ? સાંભળ્યું છે કે તેને તો રામજીએ સુલ્તાનને ઓળમાં આપીને અમદાવાદ મોકલી દીધો છે. " રાવળને શંકા થઇ.

" સત્ય છે, પરંતુ સારંગજીના સદ્દભાગ્યે તે છુટો થવા પામ્યો છે. તેના ફોઇની પાસે તેને લઇ જાઓ એટલે ખાત્રી થઇ જશે. "

પતાઇ રાવળ સારંગજીને રણવાસમાં લઇ ગયો. બાળકને જોતાંજ ફોઇનું હૈયું સ્નેહથી ઉછળ્યું. રાવળે વાત કરી અને ફોઇની ખાત્રી

થઇ કે એજ સારંગજી છે. તેણે સારંગજીને પોતાની પાસેજ રાખી લીધો.

પતાઇ રાવળ મહંત પાસે આવ્યો, સઘળી વાત જાણી લીધી અને સારંગજી માટે નિશ્ચિંત રહેવા કહ્યું.

" પ્રભુ તમારૂં કલ્યાણ કરશે, રાજન્! પરંતુ એક વાત ખાસ લક્ષમાં રાખજો. સારંગજી અહીં છે એવું બહાર કોઇ જાણવા ન પામે તેની ખાસ સાવચેતી રાખજો. તેમાંજ તેનું શ્રેય છે. વખત આવ્યે તેને સહાય કરજો. તેના ભાગ્યમાં રાજ્યસુખ લખ્યુંજ છે એટલે તે વહેલો મોડો પણ ગાદીએ બેસવાનોજ."

પ્રતાપગિરિ ગયો. સારંગજી પોતાની ફોઇની વાત્સલ્યભરી છાયામાં ઉછરવા લાગ્યો. રાજકુમારને છાજતા સંસ્કારો મેળવવા તે ભાગ્યશાળી થયો.

૮ પ્રયાણ.

સારંગજી વીસ વર્ષનો થયો. એ ડુંગરપુરમાં છે એમ બહાર કોઇ જાણવા પામ્યું નહોતું એટલે કોઇ પ્રકારનું વિઘ્ન તેને નડયું નહોતું. પરંતુ એમ પરવશ થઇ ક્યાં સુધી પડયા રહેવું ? તેણે પોતાની ફોઇની રજા માગી.

રજપૂતાણી સમજી ગઈ. એને પણ રાજ્ય માણવાના કોડ થાય એ સ્વાભાવિક હતું. રાજ્ય એનુંજ હતું, કાકાએ તે છીનવી લીધું હતું, તે પાછું મેળવે એટલીજ વાર હતી. ફોઇએ તેની માગણી સ્વીકારી.

પતાઇ રાવળે તેના રક્ષણ માટે તેની સાથે શસ્ત્રાસ્ત્રથી સુસજ્જ કેટલુંક સૈન્ય આપ્યું, ફોઇએ ઓવારણાં લીધાં અને ' બાપ! વહેલો વહેલો રાજધણી થજે! ' એવા શુભાશિર્વાદ આપ્યા. સારંગજી પોતાના રાજ્ય તરફ આવવા નીકળી પડયો. તેણે ઉમરાળાની દિશામાં પ્રયાણ કર્યું.

## ૯ કપટજાળ.

ગોધામાં રામજી નિશ્ચિંત નિષ્કંટક રાજ્ય કરી રહ્યો હતો. તેને તો એમજ લાગતું હતું કે પોતાને પુછનારૂં કોણ છે? જીવનભર પોતે ગોધાની ગાદીનો ભોક્તા રહેશે એવી તેને નિરાંત હતી.

પરંતુ આભમાંથી વીજળી તુટી પડે તેમ તેણે સારંગજીના આગમનના સમાચાર સાંભળ્યા. જે સારંગજીને શોધવા માટે સુલ્તાને પારાવાર પ્રયત્નો કર્યા હતા, જે સારંગજીનો પત્તો આપવા માટે પોતાના ઉપર સુલ્તાન તરફથી દબાણ થયું હતું તે સારંગજી આટલા વર્ષે એકાએક કયાંથી ફુટી નીકળ્યો? તેની નિરાશાનો પાર રહ્યો નહિં.

અંતે તેણે પોતાની કપટકળાનો આશ્રય લીધો. કોઈ પણ રીતે હાલ તરત તો સારંગજીનો પરાજય કરીને તેને પાછો હાંકી મુકાય તો પછી કાંઈજ વાંધો ન આવે. તેણે કપટજાળ બીછાવવી શરૂ કરી.

પોતાના પીત્રાઇ—સેજકજી ગોહિલના નાના કુંવરના વંશની શાખાના ગોહિલો–ગારિયાધાર અને લાઠીના ધણી હતા. તેમને તેણે ગોધા નોતર્યા.

બન્ને ગામધણી આવ્યા. રામજીએ તેમનો રૂડો સત્કાર કર્યો અને ધીરે રહીને વાત કાઢી.

" ભાઇ, આપની અને મારા હિતની એક વાત છે. સાંભળ્યું છે કે સારંગજી પોતાની સાથે સૈન્ય લઇને ગોધા ઉપર ચડી આવે છે. પતાઇ રાવળની તેને સહાય છે. તમે બન્ને ભાઇઓ જો મને મદદ કરો તોજ મારી ગાદી સલામત રહે એમ છે. "

" પણ તેથી અમને શો લાભ? એમાં અમારા હિતની વાત કયાં રહી? " મ્હેમાનોએ પોતાના લાભની વાત કાઢી.

" તમને દરેકને બાર બાર ગામ આપું. "

" તો પછી અમે જરૂર તમારી પડખે ઊભા રહીશું. "

રામજીએ ગારિયાધારવાળાને ત્રાપજ અને બીજા ૧૧ ગામ લખી આપ્યાં અને લાઠીના ઠાકોરને વાલુકડના બાર ગામ લખી આપ્યાં.

બંને ઠાકોરોએ રામજીની રજા લીધી. અમુક સમયે અમુક સ્થળે સૈન્ય લઇને એકત્ર થવું એવો નિશ્ચય થયો અને સૌ છુટા પડયા. સારંગજી માટે કપટજાળ ફેલાવવાની તૈયારી થઈ ચૂકી.

## ૧૦ બાજી બદલાઇ.

લાઠી અને ગારિયાધારના ઠાકોરો ગોઘાથી નીકળ્યા અને માર્ગમાં વાતે ચડયા.

" ભાઇ, મને તો રામજીના વર્તનમાં શંકા આવે છે. રખેને ક્યાંક દગો દે ! "

" દગો તે શું દે ? કંઇ એના માથામાં ગજ ઘાલ્યા છે ? માથું ધડથી જુદુંજ ન થઇ જાય ? હા, પણ મને એક વાતનો વિચાર આવે છે અને મનમાં પશ્ચાતાપ થયા કરે છે. બાર બાર ગામના મોહમાં ફસાઇને આપણે ખરા હક્કદારનો હક્ક ડુબાડવા તૈયાર થયા છીએ તે બહુ બુરૂં કહેવાય હો ! બિચારો આશા ભર્યો જુવાનજોધ કુંવર ! તેને પોતાના બાપની ગાદી ભોગવવાની કેવી હોંસ થતી હશે ? આપણે આપણા સ્વાર્થ માટે તેનું બધું ટાળી દેવા માટે તૈયાર થઇ ગયા છીએ, પણ પ્રભુ તે નહિ સાંખે. આજે એનો વખત છે, કાલ આપણો વખત આવે. આપણાજ કુંવરને એવો વખત આવે તો તેને કેવું લાગી આવે ? "

" ખરી વાત છે, ભાઇ, આપણે ભૂલ તો કરી. પણ હવે શું થાય ? "

" હજી કયાં બગડી ગયું છે ? રામજીએ ઘણા વર્ષો સુધી હરામનું રાજ્ય ભોગવ્યું. આપણે શા સારૂ તેની સાથે મળીએ ? એના

કરતાં સારંગજીનેજ સહાય કરીએ તો એમાં આપણી આબરૂ વધે.”

“ચાલો ત્યારે સારંગજી પાસે જઇએ. તે ઉમરાળા સુધી પહોંચી ગયો છે એમ સાંભળ્યું છે. ત્યાંજ તેને મળીએ અને રામજીની કપટજાળમાંથી તેને ઉગારી લઇએ.”

ગરીબનો બેલી—પરમકૃપાળુ પ્રભુ આ ઠાકોરોના અંતરમાં વસ્યો. સારંગજી ઉપરનું વિપદવાદળ વિખરાઇ ગયું. બાજી પલટાઇ ગઈ.

## ૧૧ હક્કદારનો હક્ક !

સારંગજી ઉમરાળા આગળ આવ્યો એટલામાં લાઠી અને ગારિયાધારના ઠાકોરો તેને આવી મળ્યા અને રામજીએ લખી આપેલા પટા તેના ચરણે ધર્યા.

સારંગજી વિચારમાં પડયો. આમ કરવાનું શું કારણ હશે ?

“સારંગજી ! તમે અમને ઓળખતા નહિ હો. આ ગારિયાધારના ગામધણી છે. લાઠી મારી હકુમતમાં છે. અમને બંનેને તમારા કાકા રામજીએ બોલાવીને લાલચમાં લપટાવ્યા, અમને બંનેને બાર બાર ગામનો પટો લખી આપ્યો અને તેના પક્ષમાં ભેળવીને તમને હાંકી કાઢવાનો તાગડો રચ્યો. અમે કબુલ તો કર્યું, પટા પણ લખાવી લીધા, પરંતુ પ્રભુની તમારા ઉપર કૃપા હશે એટલે તેણે અમને પ્રેરણા કરી અને અમારી બગડેલી મતિ ફરી ગઇ. મુખ્ય હકદારને રોવરાવીને પેટા ભાગિયાને ગાદીનો હક્ક આપવામાં ભાગ લેવો એ અમને ઠીક ન લાગ્યું, એટલે અમે તમારા પાસે આવ્યા છીયે.”

સારંગજીએ મનમાંજ પ્રભુનો પાડ માન્યો. “ત્યારે હવે આપનો શો વિચાર છે ?”

“તમને સહાય કરવાનો—ગોઘાની ગાદીએ તમનેજ બેસાડવાનો.”

સારંગજીએ પોતાના પગ પાસે પડેલા પટા ઉપાડી લીધા અને તેમાંથી રામજીનું નામ છેકી કાઢીને પોતાની સહી કરી.

" લ્યો આ પટા, પ્રભુકૃપાથી અને આપની સહાયથી મારો વિજય થશે તો જે ગામો મારા કાકા તરફથી આપને મળેત તે મારા તરફથી તમને મળશે."

થયું, સારંગજીનો પક્ષ બળવાન બન્યો. તેના પગમાં જોર આવ્યું. તેના અંતરાત્મામાંથી ધ્વનિ ગાજી ઊઠ્યો, ' હવે કાકાના શા ભાર છે કે હરામની ગાદી પચાવી શકે ? '

## ૧૨ કેવળ સ્વાર્થ અને સત્તા માટે !

રામજી લાઠી અને ગારિયાધારના ઠાકોરની સહાય મળવાની આશાથી નિશ્ચિંત બન્યો હતો. એ તો આ ઠાકોરો પોતાના સૈનિકો સાથે ક્યારે પોતાની મદદે આવી લાગે તેનીજ આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો.

ઠરાવેલી મુદતે તેઓ ન આવ્યા એટલે તે અધિરો બન્યો. તેણે તપાસ કરાવી અને ખબર મળ્યા કે તેઓ તો સારંગજીના પક્ષમાં ભળી ગયા છે !

આ ખબરથી રામજીના રામ રમી ગયા. તેણે જાણ્યું કે તાલ કથળી ગયો છે, બાજી બગડી ગઇ છે, પોતે બીછાવેલી જાળમાં પોતેજ ફસાઇ પડયો છે !

તેણે ઘણા ઘણા વિચારો કર્યાં પરંતુ એકે માર્ગ ન સુઝયો. પ્રજા સારંગજીને સંભારતી હતી, સારંગજીના આગમનના ખબર મળતાં તેને વધાવી લેવાને ઉંચી નીચી થઇ રહી હતી, એટલે પ્રજા-પક્ષ તરતજ સારંગજી સાથે મળી જાય તેવું હતું. સારંગજીના હાથે પરાજય પામીને તિરસ્કૃત જીવન ગાળવું તેના કરતાં તેની પાસે જઇને ક્ષમા યાચી લેવી એજ ઉત્તમ માર્ગ જણાયો. માન-ભંગ બનીને પોતાના ભત્રીજાને શરણે જવું એ તેને મરવા જેવું લાગ્યું, પરંતુ તેમ કર્યાં વિના બીજો કંઇ ઉપાયજ નહોતો.



'બેટા! ઉપકાર ઇશ્વરનો. મનુષ્ય તો નિમિત્ત માત્ર છે!  [ પૃ. ૩૨૯.

વીરની વાતો (૧)        સ્વાર્થની બાજી.



હથિયાર ઉતારીને તેના ચરણે ધર્યાં.        [પૃ. ૩૩૭.

**રામજી ઉમરાળે આવ્યો, સારંગજીને મળ્યો અને પોતાના હ-થિયાર ઉતારીને તેના ચરણે ધર્યા.***

ગમે તેવો તોય કાકો ! સારંગજીનું હૈયું ભરાઈ આવ્યું. "કાકા ! આ શું ?"

" ભાઈ ! પસ્તાઉં છું. કેવળ સ્વાર્થ માટે મેં તને સુલ્તાનના કબજામાં સોંપી દીધો અને સત્તા મેળવવા માટે તારો હક્ક ડુબાવીને ગોધાની ગાદીનો મેં કબજો કરી લીધો."

"અને એ સત્તા ટકાવી રાખવા માટે તમે અમને બાર બાર ગામો બક્ષિશમાં આપવા તૈયાર થયા!" લાઠી અને ગારિયાધારના ઠાકોરોએ કટાક્ષ કર્યા.

રામજીને 'ધરતી માર્ગ આપે તો સમાઇ જઉં' એવું થયું. તે જમીન તરફ નીચું મ્હોં ઘાલીને બેસી રહ્યો.

સારંગજીએ જોયું કે પશ્ચાતાપનો કીડો પોતાના કાકાનું કાળજું કોરી રહ્યો હતો. પડતા ઉપર પાટુ મારવાની તેની ઈચ્છા નહોતી.

" કાકા ! ગઇ ગુજરી વિસારી દયો. રાજ્યસત્તાજ એવી છે. રાજ્યને માટે ભાઇ ભાઇમાં કજીયા થયા છે, પિતા પુત્ર વચ્ચે ચક-મક ઝરી છે, કાકા ભત્રિજા વચ્ચે કલહ પેદા થયેલ છે. ઇતિહાસમાં આવા પ્રસંગો અનેક બન્યા છે. આપનો એમાં દોષ નથી. દોષ મારા ભાગ્યનો. ઉઠો, કહો, આપની શી ઇચ્છા છે?"

" તમને ગાદીએ બેસાડવાની—ખરા હક્કદારને તેનો હક્ક અર્પણ કરવાની."

" તો ચાલો આજેજ પ્રયાણ કરીએ. અમે સાથે આવીશું અને સારંગજીને ગોધાની ગાદીએ બેસાડીશું." બંને ઠાકોરને હજી

---

* જુઓ ચિત્ર.

રામજીના વર્તનમાં શંકા હતી. તેમણે સાથે રહેવામાંજ સારંગજીની સલામતી માની.

ડાયરો જામ્યો, કાકા ભત્રિજાએ કસુંબા પીધા, અને પાછલી વાત વિસારે પડી.

સારંગજીને ગોધાની ગાદી સોંપવા માટે સર્વ ત્યાંથી નીકળી પડયા.

## ૧૩. ઉપસંહાર !

ગોધાની પ્રજાએ પોતાના રાજકુંવરને સહર્ષ વધાવી લીધો. આખા ગામમાં આનંદ ફેલાયો, કાકાની ધાકમાં દબાઇ બેઠેલો ગરીબ બીચારો ગેમલજી પોતાના મોટાભાઇ આવ્યાની વાતથી હર્ષઘેલો થયો અને ભાઈને ઉમળકાથી ભેટયો. જ્યાં ત્યાં આનંદના વધામણાં ચાલ્યાં.

શુભ મુહૂર્ત જોઇને સારંગજીને ગોધાની ગાદીએ બેસાડીને રાજતિલક કરવામાં આવ્યું, અને ગામમાં તેની આણ ફરી વળી.

રામજી ગાદીને નમ્યો, સારંગજીએ તેનું માન સાચવીને તેને ઉખરાળું, અગિયાળી, અને ભડેલી એ ત્રણ ગામ જીવાઇ સારૂ આપ્યા. ત્યાંના ગરાશિયા હજી પણ ગોધારી કહેવાય છે.

સારંગજીએ લાડી અને ગારિયાધારના ઠાકોરોનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો, તેમનું ઉત્તમ પ્રકારનું સ્વાગત કર્યું, અને તેમને અપાયલા બાર બાર ગામનો પાકો પટો કરી આપ્યો.

ગોધા ઉપર સારંગજીની સત્તા ચાલવા લાગી, બાલ્યાવસ્થાથીજ દુઃખમાં પડેલા કુમારે અત્યારે સુખસાયબી પ્રાપ્ત કરી, પ્રજાને તો પોતાનો ખરો હકદાર રાજા મળતાં પરમ સુખનો અનુભવ થયો, અને ખરા હકદારને તેનો હક્ક પ્રાપ્ત થયો તે માટે સૌ કોઇ પ્રભુનો પાડ માનવા લાગ્યા.

સારંગજીને પેલો પાંચો કુંભાર યાદ આવ્યો. તેને બોલાવીને તેણે ભરદરબારમાં પોશાક આપ્યો, અને ખેતી માટે તેને સારામાં સારી જમીન બક્ષિશ કરી.

"બાપુ! એ તો મોટાના નસીબ મોટાં! આપના લલાટમાં રાજ્યસુખ લખેલાં હોય તે મિથ્યા કેમ થાય? મારા જેવા કુંભારનું શું ગજું? હું તો નિમિત્ત માત્ર, અરે! ઉપકાર તો પેલા પ્રતાપગિરિ મહંતનો. એ ન હોત તો મારી બધી મહેનત રદ જાત અને......"

'અહાલ્લેક!' બહારથી અવાજ આવ્યો અને સૌ ચમક્યા. પ્રતાપગિરિ મહંત અહિં ક્યાંથી? એ ત્રિકાળજ્ઞાની તો નહિ હોય?

સારંગજી–ગોધ્રાનો ધણી દોડયો, મહંતને પગે પડયો, "પધારો! પ્રભુ! પધારો! આપનો મહદ્ ઉપકાર! આપેજ મને જીવતદાન આપ્યું અને આપની આશિષથીજ હું રાજ્ય મેળવવા ભાગ્યશાળી થયો."

મહંતે સારંગજીના મસ્તકે હાથ મુકયો, "બેટા! ઉપકાર ઇશ્વરનો. મનુષ્ય તો નિમિત્ત માત્ર છે!* વિપદ્ વાદળ વિખરાયને તને રાજ્યગાદી મળી એ સૌ પરમ કૃપાળુ પ્રભુનો પ્રતાપ!"



* જુઓ ચિત્ર.

# સત્તાનો શોખ.

૧ ભુજમાં.

" અનાજી બા ! આમ આખો દિવસ આંસુ સારવામાં શો સાર ?"

" ત્યારે શું કરીએ મેના ? અત્યારે આપણું કોણ છે ? અત્યારે તો પ્રજા પણ ગોવિંદજીના પક્ષમાં જણાય છે."

" એ તો દુનિયાનો સાધારણ નિયમ છે, કોઇ આથમતા સૂર્યને નમતું નથી, સૌ કોઇ ઉગતા સૂર્યને મસ્તક નમાવે છે. "

" અને તેથીજ ગોવિંદજી અભિમાનમાં ફુલાઇ જઇને આપણને દાદ આપતો નથી. રાજ્ય તો ઘેર ગયું, પરંતુ મને તો આ મારા એક પુરા બાળકની–મારા લાડીલા અખેરાજજીના આયુષ્યનીજ ચિંતા થયા કરે છે. ન કરે નારાયણ અને ગોવિંદજી સત્તાના

શોખમાં અંધ બનીને મારા આ સુકોમળ ફુલને ચોળી—ચગદી નાખે, રખેને એ. રાજ્યસત્તાના લોભથી દોરાઇને અખેરાજજીના આયુષ્યની દોરી તોડી નાંખે! ઓહ ! એ વિચારજ મને કમકમાવી નાખે છે! એ ભયંકર કલ્પનાથી મારૂં અંતર ચિરાઇ જાય છે. ”

“ અને તેથીજ હું કહું છું કે પાણી પહેલાં પાળ બાંધવી એમાંજ ડહાપણ છે. રાણીશ્રી! મારી એક વાત માનશો ? ”

“ ખુશીથી મેના! અત્યારે તારા વિના મને સાચી સલાહ આપનારૂં બીજું કોણ છે ? ”

“ ત્યારે જુઓ, આપણે કોઇ જાણવા ન પામે તેમ કચ્છ ચાલ્યા જઇએ. ”

“ પછી ? ” રાણી શૂન્ય ચિત્તે બધું સાંભળી રહી હતી.

“ પછી શું ? આપના નણંદ લીલાજીબાને ભુજના રાવ ભારાજી વેરે પરણાવ્યા છે તેમના આશ્રરે જઇને રહીએ. ”

“ હા, એ ઠીક, પણ લીલાજીબા એમના ભાઇનો—ગોવિંદજીનો પક્ષ નહિ ખેંચે ? ”

“ અને પોતાના ભત્રીજા—આ કુંવરશ્રી અખેરાજજીનો હક્ક સાચવવાનો વિચાર નહિ કરે ? ” દાસીએ સામો પ્રશ્ન પૂછ્યો.

રાણી વિચારમાં પડી. તેના મનમાં અનેક સંકલ્પ વિકલ્પ ચાલતા હતા.

થોડો વખત કોઇ કંઇ બોલ્યું નહિ. અંતે મેનાએ મૌન તોડયું, “ કેમ શો વિચાર કર્યો ? ”

“ મારૂં ચિત્ત ચકડોળે ચડયું છે, મારી વિચારશક્તિ બહેર મારી ગઇ છે. તુંજ રસ્તો શોધી કાઢ, અને તુંજ નિર્ણય કરી લે. માત્ર એટલું જોજે કે ઉલમાંથી ચુલમાં પડયા જેવું ન થાય.”

અંતે નક્કી થયું કે ગોવિંદજીની કપટજાળમાંથી રાજકુંવર રૂપી નિર્દોષ પંખીને મુક્ત રાખવા માટે સિહોરનો ત્યાગ કરવો અને ભુજના ભારમલજીને આશરે જઇને રહેવું. રાણી અને તેની દાસી મેના છુપી રીતે સિહોરનો ત્યાગ કરીને બાળ અખેરાજજી સાથે ભુજમાં આવ્યા.

૨ પૂર્વ કથા.

મારવાડમાં જૂના ખેરગઢમાં રાજ્ય કરતા ગોહિલ મોહોદાસના વંશજ સેજકજી ઇ. સ. ૧૨૬૦ માં સૌરાષ્ટ્રમાં આવ્યા અને સેજકપુરમાં પોતાની ગાદી સ્થાપી. ત્યાર પછી રાણોજીએ ૧૨૯૦ માં રાણપુરમાં, મોખડાજીએ ૧૩૦૯ માં પીરમમાં, ડુંગરસિંહજીએ ૧૩૪૭ માં ઘોઘામાં, તેનાથી ત્રીજી પેઢીએ સારંગજીએ, ઇ. સ. ૧૪૨૦ માં ઉમરાળામાં અને તેનાથી પાંચમી પેઢીએ વીસોજીએ સિહોરમાં ઇ. સ. ૧૫૭૦ માં ગાદી સ્થાપી.

સિંહપુર અથવા સિહોર શહેર અણહિલવાડના રાજાએ બ્રાહ્મણોને દાન કરી દીધું હતું. બ્રાહ્મણો બીજી કોઈ બહારની સત્તાને ન ગણકારતાં સિહોર ઉપર પોતાની કુલ મુખત્યારી સત્તા માનતા હતા.

એ વખતે સિહોરના બે વિભાગ કરવામાં આવ્યા હતા. તેમાં રણા બ્રાહ્મણ દક્ષિણ ભાગમાં અને જાની બ્રાહ્મણ ઉત્તર ભાગમાં વસતા હતા. રણા બ્રાહ્મણ સાથે પરણાવેલી જાની બ્રાહ્મણની એક રૂપવતી કન્યા પોતાના ધણીને ત્યાં વલોણું કરતી હતી, માથે ન ઓઢતાં તેણે પોતાનો ચોટલો છુટો મૂકયો હતો. સાત શેરીના ડુંગર ઉપરથી ચોમેર જણાય તેવી જગ્યાએ બેઠેલા બ્રાહ્મણોમાંથી એક બોલી ઉઠયો, "જોયું ? પેલી સ્ત્રીને આપણે જોઇએ છીએ તોય તે માથે ઓઢતી નથી ! જેનો ધણી હીજડો હોય તેની બાયડી આવી નિર્લજ હોય !"

એ સ્ત્રીના ધણીએ આ સાંભળ્યું, તેને હાડોહાડ લાગી ગઇ,

ઘેર જઇને તેણે એ સ્ત્રીનો ચોટલો અને નાક કાપી નાંખ્યાં. બાઇ રોતી કકળતી પોતાને પિયર ગઈ. તેના પિયરિયા હથિયાર લઇને દોડી આવ્યા, મારામારી થઈ અને અનેક બ્રાહ્મણોના લોહીથી એ ભૂમિ ધોળાજરી બની. હજી પણ એ સ્થળ 'ધોળાજરી ભોંય' તરીકે જાણીતું છે. કહેવાય છે કે એ વેળાએ બ્રાહ્મણોનાં સવા મણ જનોઇ ઉતર્યાં હતાં !

પછી તો જાની અને રણા વચ્ચે અદાવત ચાલી, બે પક્ષ બંધાયા, અને બંને પક્ષવાળા પોતાનું બળ જમાવવા માટે બીજી સત્તાનો આશ્રય શોધવા લાગ્યા. જાની બ્રાહ્મણો રાણજી ગોહિલના ભાઇ શાહજીના વંશવાળો ગારિયાધારમાં હતો તેમની પાસે ગયા અને વેર વાળવામાં મદદ કરવાના બદલા તરીકે સિહોર અને તેનાં ૧૨ ગામ આપી દેવાનો ઠરાવ કર્યો. ગારિયાધારનો ઠાકોર કાંધોજી ફોજ સાથે સિંહપુર ઉપર ચડયો, પરંતુ માર્ગમાં અપશુકન થતાં તેણે ત્યાંજ વિસામો કર્યો. તેટલામાં રણા બ્રાહ્મણો વીસોજી ગોહિલને ઉમરાળેથી લઇ આવ્યા.* વીસોજીએ પોતાના પિત્રાઇને નસાડીને સિહોરમાં પ્રવેશ કર્યો, પોતાની રાજસત્તા સ્થાપી અને બ્રાહ્મણોને ભોંય આપી. ત્યારથી બ્રાહ્મણોની સત્તા સિહોરમાંથી ગઇ અને ગોહિલ વીર વીસોજીની વિજયપતાકા ત્યાં ફરકવા લાગી.

[સિહોરની એ વખતની જાહોજલાલી અત્યારે નથી, છતાં તેનાં પ્રાચીન અવશેષો તેની ભવ્યતાની સાક્ષી પૂરે છે. 'જ્વાળામુખી પર્વતના મુખને થોડી ઘણી મળતી આવે એવી સિહોરની જગ્યા દેખાય છે. તે સપાટ મેદાન છે, અને તેની આસપાસ ખડબચડા ડુંગરો વિંટાઇ વળેલા છે. પ્રાચીન શહેરનું એકે ઘર હમણાં રહેલું નથી. તેના મધ્ય ભાગમાં એક શિખાકૃતિનો ન્હાનો ડુંગર છે તે

* કોઇ કહે છે કે રણા ગારિયાધારના કાંધોજીની મદદ લાવ્યા હતા અને જાનીઓએ વીસાજીની મદદ માગી હતી.

સાતશેરીનો ડુંગર કહેવાય છે. તેની ટોચે એક બેઠક છે, તેમાં કહે છે કે સિહોરના બ્રાહ્મણો પ્રાચીન કાળમાં સભા ભરતા અને ન્યાય ચૂકાવતા. આ ડુંગરની તળેટીની પાસે એક સુંદર કુંડ છે તે ' બ્રહ્મ કુંડ ' કહેવાય છે. તે ચોખંડો અને વિશાળ છે. તેની આસપાસ હિંદુ સલાટની કારીગરીનાં પૂતળાં છે. તેની ચારે બાજુએ પગથિયાં તથા વચ્ચે વચ્ચે પ્રસ્તાર છે તેથી અંદર ઉતરાય છે. ધાબાની આસપાસ દેવાલયો આવી રહ્યાં છે, તેથી એક જાતની દેવશાળા બની રહેલી છે. તે સર્વેની ચોમેર એક કોટ છે. કુંડની દક્ષિણ દિશામાં એક અપૂર્વ ડુંગર છે. તેને ત્રણ શિખર છે તેથી તે તરસિંગડો કહેવાય છે.

' પ્રાચીન સિહોરનો કોટ કેટલીક જગ્યાએ જોતાં, આગળ જ્યાં હતો તે ઠેકાણે ઓળખી કહાડી શકાય એવો છે. આ સર્વની ઉત્તરમાં અર્વાચીન શહેર છે, અને તે આસપાસના ડુંગરાની તળાટીની જોડાજોડ છે. તેની પશ્ચિમ દિશાએ ગોમતી અથવા ગૌતમી નદી વહે છે. તેના કિનારા ઉપર મરી ગયેલા માણસોને દાહ દીધેલા તે ઉપર તુળસીકયારા વગેરે બાંધેલી ઘણી નિશાનિયો છે. શહેરથી થોડે છેટે, અને નદીની પાસે, બીજો એક ગૌતમેશ્વર કુંડ છે.

સિહોર ઉપર ગોહિલોની સત્તા સ્થાપીને વીસોજીએ ત્યાં ત્રીસ વર્ષ સુધી ઇ. સ. ૧૫૭૦ થી ૧૬૦૦ સુધી રાજ્ય કર્યું. તેના પછી ધુનાજીએ ૧૬૦૦થી ૧૬૧૯ અને રતનજીએ ૧૬૧૯થી ૧૬૨૦ સુધી સિહોરની ગાદી ભોગવી.

વિસોજીના પૌત્ર રાવળ રતનજીને હરભમજી, ગોવિંદજી અને સારંગજી નામના ત્રણ કુંવર હતા, અને લીલાજીબા (રત્નાવતી) નામની એક પુત્રી હતી. આ પુત્રીને ભુજના રાવ ભારાજી ( ભારમલજી પહેલા ) વેરે પરણાવી હતી.

રાવળ રતનજીના મૃત્યુ પછી તેના પુત્ર હરભમજી ઇ. સ. ૧૬૨૦ માં ગાદીએ બેઠા. તે રાણી અનાજીબા સરવૈયાણી વેરે પરણ્યા હતા. જેનાથી તેને એક પુત્ર–અખેરાજજી પ્રાપ્ત થયો હતો. હરભમજીએ માત્ર બે વર્ષ ગાદી ભોગવી.

તે મૃત્યુ પામ્યો ત્યારે કુંવર માત્ર બે વર્ષનો હતો. આ તકનો લાભ લઇને ગોવિંદજીએ સિહોરની ગાદી પચાવી પાડી, અને પોતે ગાદીપતિ થયો. સત્તાના શોખમાં તેણે રાણીની અવગણના કરવા માંડી અને રાજ્યલોભથી પ્રેરાઇને પોતાના માર્ગમાં ભાવિ કંટક સમાન એ કુંવરનું કાસળ કાઢવા તે કદાચ તત્પર થાય એવી બીતિ રાણીને લાગવા માંડી. તેણે કુંવર અને પોતાની એક વિશ્વાસુ દાસી મેના સાથે સિહોરનો ત્યાગ કરીને ભુજમાં આવીને ભારમલજીનો આશ્રય લીધો.

## ૩ કુંવરના હિત માટે!

સિહોરમાં બે પક્ષ પડી ગયા હતા, ખુશામતિયા લોકો ગોવિંદજીની સત્તા જમાવવા યત્ન કરતા હતા, કુંવર તરફ મમતાભરી મીઠી નજર કરનારા પ્રજાજનો કુંવરનું હિત સાચવવા ફાંફાં મારી રહ્યા હતા. પક્ષાપક્ષીનું પ્રબળ ચાલી રહ્યું હતું.

રબારીવાડામાં હમણાંજ રબારીઓ પોતાનો માલ–ગાડર બકરાં લઇને પાછા ફર્યા હતા. તેમનો મુખી ચિંતાતુર હૃદયે કોઇની રાહ જોઈ રહ્યો હતો.

"કેમ ભાંગરાભાઈ! ઉન વેચશો?"

"હા, આવો, કયા ગામથી આવો છો?"

"પેથાપુરથી"

ભાંગરાને ખડખડ હસવું આવ્યું. બીજા રબારીઓ આ અટ્ટહાસ્યનું કારણ સમજી ન શક્યા. ઉનના વેપારીની આવી મશ્કરી કરાય? તેઓ બિચારા શૂન્ય દ્રષ્ટિથી ભાંગરા તરફ જોઇ રહ્યા.

"આવો, શેઠ એક વખત ઉન તો જુઓ, પછી બીજી વાત."

ભાંગરો બકરાના વાળની દોરીથી ભરેલા ખાટલા ઉપર બેઠો બેઠો હુક્કો પીતો હતો ત્યાંથી ઉઠયો, અને શેઠને લઇને વાડામાંથી બહાર નીકળ્યો.

"કેશવજી શેઠ, વેષપલટો તો બરાબર કર્યો છે હો !"

"ચુપ, હમણાં એક શબ્દ પણ ન બોલ, ખબર નથી કે વા પણ વાત લઈ જાય છે ?"

ભાંગરો મુંગો બન્યો. બંને ચાલ્યા, બંનેના અંતરમાં અનેક પ્રકારના વિચારો ઘોળાતા હતા.

બન્ને ગાતમ નદીને કાંઠે આવ્યા, અને ભેખડોમાં ચોમેર નજર કરી. તેમને જોઇને બીજી બે વ્યક્તિ એ ભેખડોમાંથી નીકળી આવી, અને એ મંડળ ચોમેર નજર ફેરવતું વાતે વળગ્યું.

"મકનજીભાઈ! જોયા આ કેશવજીભાઇના ઢંગ ! શેઠ સાહેબ તો મોટા સોદાગર બનીને ઉનની ખરીદીએ આવેલા હતા !" ભાંગરાએ તેમાંની એક વ્યકિત તરફ કંઇ અજબ અણુસારો કરતાં કહ્યું, "પણ જો પેલા ગોવિંદા કાકાને ખબર પડી હોત તો આ સોદાગર બાપાના તો રામ રમી જાત! કેમ ખરૂં કે નહિં સોદાગર શેઠ ?"

"ભાંગરા !" મકનજી ગંભીર મુખે બોલ્યો, "તારો સ્વભાવ એવોને એવોજ રહ્યો."

"એ તો જ્યારે લાકડા ભેગાં થશું ત્યારેજ બદલાવાનો." ભાંગરો બટકબોલો હતો. તડ ને ફડ બોલી નાખવામાં તેને મોજ મળતી હતી.

"ચાલ હવે તારી ચાલાકી જવા દે. બોલ, શું કહે છે ? તારે અમને સાથ આપવો છે કે નહિ ?"

"શેનો ?"

" કુંવરને ગાદીએ બેસાડવામાં મદદ કરવાનો."

" પણ તેમાં મારે શું લેવા દેવા ?"

એ મંડળમાંથી ચોથી વ્યક્તિ બાલજીથી હવે મુંગું ન રહેવાયું. જરા આંખ ફેરવીને તે બોલ્યો, " ભાંગરા ! ભૂલી જાય છે તે દોયલા દિવસો કે જ્યારે ઘરમાં ખાવા ધાન પણ નહોતું ? રૂડો પ્રતાપ એ સદ્દગત રાણાશ્રી હરભમજીનો કે તારી પાસે અત્યારે પાંચ પૈસાનો જીવ છે, અને પટેલ તરીકે તું નાતમાં પૂજાય છે. હજી તો તારા મ્હોમાંથી એના અન્નનો એઠવાડ પણ નથી સુકાયો એટલામાં આમ છેક નમેરો થઇ ગયો ? રાણાશ્રીએ કરેલા ઉપકારો ભૂલી ગયો ?"

ભાંગરો ખીસીયાણો પડી ગયો, પોતે વાતને મશ્કરીમાં લઇ જતો હતો તે માટે તેને પશ્ચાતાપ થયો, તે દીન વદને તેની સાથે બેઠેલી ત્રણે વ્યક્તિ તરફ જોઇ રહ્યો.

" ભાઇ, માફ કરજો, હું તો અમસ્તી ઠઠ્ઠા મશ્કરી કરતો હતો. પણ મને સમજાવશો કે તમે બધા આ ધાંધળ શા માટે કરો છો ?"

" કેવળ રાજકુંવરના હિત માટે. અમારે નથી રાજ્યની દિવાન-ગીરી લેવી કે નથી મોટી શેઠાઇ ભોગવવી. તારે પણ માત્ર એ કુંવર તરફ નજર કરવાની છે, હરભમજી બાપુનું લુણ ખાધું છે તે હક્ક કરવાનું છે."

" પણ મારા જેવા રબારીનું શું ગજું ? મારાથી શું થાય ?"

" બધુંય થાય. તારી પાછળ તો તારી આખી નાત છે. બેતોજી મકવાણાનું વેર વાળવામાં તેના પુત્ર સાંગોજીને ખરી મદદ તો વીસા ભરવાડે કરી હતી તે તું કયાં નથી જાણતો ? તું જો વાત મન ઉપર લે તો આપણે ધાર્યું કામ પાર પાડી શકીએ."

" તો આપ જે કહો તે કરવાનું મારે કબુલ છે."

"એમ નહિ, આપણે બધાય અત્યારેજ આપણા પ્રતાપી રાણા ધૂનાજી અને રતનજીના પાળિયા પાસે જઇએ અને તેમની સાક્ષિએ પ્રતિજ્ઞા લઇએ."

વાછાણી કેશવજી, મકનજી, અને દેવાણી માલજીએ સલાહ કરીને ભાંગરા રબારીની ઓથ લીધી, અને કુંવરને ગાદીએ બેસાડવાનો યત્ન કરવાનું નક્કી કર્યું.

'સિહોરમાં નદીને કિનારે રાવળ ધુનાજીનો પાળિયો છે, તે શૂરવીરને ઘોડા ઉપર બેસારીને તેના હાથમાં ભાલો આપ્યો છે, અને પાળિયામાં તેની મરણ તિથિ સંવત્ ૧૬૭૫ ના કાર્તિક વદિ ૬ લખેલી છે. ધુનાજીના પાળિયાની આસપાસ તેની પાછળ સતી થયેલી રાણીઓના હાથા પાળિયા છે, તેમાંથી એક ઉપર સતી બાઇશ્રી કર્માદેવીનું નામ વંચાય છે. એટલામાંજ રાવળ રતનજીનો પાળિયો છે તેના ઉપર તેની મરણ તિથિ સંવત્ ૧૬૭૬ છે. રાવળ રતનજીના પાળિયાની પાસે બીજા બે સતીઓના પાળિયા પણ છે. રતનજીએ કનાદ ઉપર ઝુમાણો, ખશિયા અને સરવઇયા સાથે લડાઇ થઇ તેમાં તેમને હરાવ્યા પણ તેમની પછવાડે દોડ કરતાં તે મરાયો. તેનું મૃત્યુ શૂરવીરના મરણ જેવું થયું.'

ભાંગરો અને તેના મળતિયા ધૂનાજીના પાળિયા પાસે આવ્યા, અને એ વીર પુરૂષના અને સતીઓના પાળિયાને નમન કરીને એ ચારે જણાએ બાળકુંવર અખેરાજજીને ગાદીએ બેસાડવા માટે પોતાનાથી બની શકે તેટલો યત્ન કરવાની પ્રતિજ્ઞા લીધી.*

## ૪ લાગ ફાવ્યો !

વાત વાતમાં ચૌદ વર્ષ વિત્યા. કુંવર હવે ઉમર લાયક થયો હતો, અને સિહોરમાં તેના પક્ષવાળા અધીરા બન્યા હતા. સિહોર ઉપર ચડાઇ કરવાની તેમણે સઘળી તૈયારી કરી રાખી હતી.

* જુઓ ચિત્ર.



પાળિયાને નમન કરીને પ્રતિજ્ઞા લીધી.  પૃ. ૩૪૮




'નરવાઢને પથ્થો લ્યો ?' [પૃ. ૩૫૨

ગોવિંદજીને કાને આ વાત આવી હતી. રાત દિવસ તેને એજ ચિંતા થયા કરતી હતી. દુશ્મનોને દાબી દેવા માટે તેણે અનેક કાવાદાવા કર્યાં, સામા પક્ષના અનેક માણસોને ફોડવાના ફાંફાં માર્યા, પરંતુ વ્યર્થ. સામો પક્ષ વધારે અને વધારે સબળ થતો જતો હતો. માત્ર કોઇ લાગ આવે તેનીજ તેઓ રાહ જોઇ રહ્યા હતા !

સત્તાનો શોખ તેનાથી તજી દેવાય તેમ નહોતું. સત્તા છોડી દેવી એ તેને મરવા જેવું લાગતું. એ સત્તા ટકાવી રાખવા માટે તેણે અનેક યુક્તિઓ કરી, પણ હવે વધારે વખત સત્તા ટકી નહિજ શકે એવા ચિહ્નો જણાયાં. તે નિરાશ બન્યો.

અંતે તેણે અમદાવાદ જઇને ત્યાંની મુસલમાની સત્તાનો આશ્રય લેવાનો વિચાર કર્યો, તે અમદાવાદ ગયો.

પરંતુ તેનો દેહ ત્યાંજ પડવા સરજાયો હશે એટલે તે અમદાવાદમાંજ મૃત્યુ પામ્યો. સિહોરની સીમના તેને ફરી દર્શન થયાં નહિ. ૧૪ વર્ષ સુધી રાજ્યવૈભવ ભોગવીને તે ઇ. સ. ૧૬૩૬ માં મરણ શરણ થયો.

ગોવિંદજીના મૃત્યુના સમાચાર સિહોર પહોંચ્યા. તેનો પુત્ર સત્રસાલજી પોતાના પિતાની ઉત્તરક્રિયા કરવાની ધમાલમાં પડયો.

રાજકુંવરને ગાદિયે બેસાડવાની ધાંધલ કરવાનો આ ઉત્તમ લાગ છે એમ તેના પક્ષવાળાઓને જણાયું. કેશવજી અને તેના મળતિયા જુના સિહોર શહેરમાં પોતાના ઘોડાં અને હથિયાર સાથે મુકામ કરી રહ્યા હતા. તેઓ કોઇને શંકા ન પડે તેવી રીતે પગપાળાજ સિહોરમાં આવ્યા.

સત્રસાલજી અતિ પરિશ્રમને લીધે ભર નિદ્રામાં પડયો હતો. તેના શયનખંડમાં બીજું કોઇ નહોતું. દાસદાસીઓ પણ રો કકળ અને શોક સંતાપથી શ્રમિત બનીને ઘસઘસાટ ઉંઘતાં હતાં.

એવામાં બોકાની બાંધેલા ચાર પુરૂષોએ શયનખંડમાં પ્રવેશ કર્યો. જરા પણ અવાજ થવા ન પામે તેવી રીતે તેઓ પલંગ પાસે આવ્યા, સત્રસાલજી જાગે છે કે ઉંઘે છે તેની ખાત્રી કરી, અને તેના અંગને સ્પર્શ કર્યો. તે ભરનિદ્રામાં પડયો હતો.

તેનું શરીર જરાપણ હાલે ચાલે નહિં એવી સાવધાનીથી તેમણે તેને ઉપાડયો, અને રાજમહેલની બહાર લાવીને તેને એક ખાટલામાં નાખીને જુના સિહોરમાં લાવ્યા.

આ માણસો તે કેશવજી અને તેની સાથે મળેલી ત્રિપુટી !

સત્રસાલ જાગ્યો ત્યારે તેણે પોતાને શત્રુઓના પંજામાં સપડાયલો જોયો. તેણે મુક્તિ મેળવવાના બહુ ફાંફાં માર્યા, પરંતુ દૈવી કૃપાથી આવો લાગ મળ્યો તે આમ હાથમાંથી જવા દે એવા ભોળા તેઓ નહોતા !

### ૫ હક્કદારનો હક્ક.

કેશવજીએ જાણ્યું કે સત્રસાલજીને જુના સિહોરમાં રાખવામાં સાર નથી, તેથી તો કરેલી મહેનત વ્યર્થ જશે અને સત્રસાલજીના પક્ષના માણસો જોતજોતામાં હલ્લો કરીને તેને પોતાના હાથમાંથી ખુંચવી જશે. સત્રસાલજીને એક ઘોડા ઉપર નાખીને તેને બંધનમાં જકડીને તેઓએ પોતાના ઘોડા અગ્નિ કોણમાં મારી મુકયા.

પણ આ શું ? સામેથી ઘોડેસ્વાર કાઠી લોકોના ટોળેટોળાં આવતાં જણાયાં. કેશવજી વિચારમાં પડયો. ' હવે શું કરવું ? '

તેના મળતિયાએ તેને સલાહ આપી કે ગમે તેમ કરીને તરશિંગડા ડુંગર ઉપર જઇ પહોંચવું. ત્યાં ગયા પછી કોઇની તાકાત નથી કે તેઓને રંજાડી શકે.

તેઓએ ઘોડાંને એડી મારીને પૂરપાટ તરશિંગડા ડુંગર તરફ દોડાવ્યાં, પરંતુ કાઠીઓને શંકા પડવાથી તેમણે તેઓની પૂંઠ પકડી.

જોતજોતામાં તેઓનો ભેટો થઈ ગયો, અને કાઠીઓએ તેમને પડકાર્યા

વખત કટાકટીનો હતો. હિંમત હારી ગયે પાર આવે તેમ નહોતું. ઢીલું મુકવાથી અત્યાર સુધી કરેલી મહેનત ધુળમાં મળે તેમ હતું. તેઓ સામા થયા.

કાઠીઓએ જોયું કે આ કોઇ બળિયા પુરૂષો છે! તેમની હિંમત જોઇ તેઓ દિંગ બન્યા અને ખરી હકીકત પુછી.

કેશવજીએ ખુલાસો કર્યો. " ગોવિંદજીએ અમારા બાળરાજાની ગાદી પચાવી પાડી છે. એટલા માટેજ અમે તેના કુંવર સત્રસાલજીને પકડીને લઇ આવ્યા છીએ."

" તેનું શું કરવા ધાર્યું છે?"

" જ્યાં સુધી અમારા બાળરાજાને ગાદી ન મળે ત્યાં સુધી આ કુંવરને નજર કેદ રાખીશું, તેઓ જ્યારે ખરા હક્કદાર રાજકુંવર અખેરાજજીને ગાદી આપશે ત્યારેજ તેને મુકત કરીશું."

" બસ એટલુંજ ને? જાઓ અમે વચન આપીએ છીએ કે ગાદી અખેરાજજીનેજ મળશે."

" પણ તેના પક્ષવાળા કેમ માનશે?" કેશવજીએ શંકા કરી.

" એ જવાબદારી અમારા માથે. તેઓ નહિં માને તો અમે પોતે તમારી સાથે મળીને બળજોરીથી પાટવી કુંવર અખેરાજજીને ગાદીએ બેસાડશું. પછી કંઇ?"

" પણ તે ક્યારે?"

" અખેરાજજી આવે તેજ ઘડીએ. તેને કચ્છથી બોલાવો. સુર્યની શાખે અને બાપદાદાના વચને અમે બંધાઇએ છીએ કે તે આવે કે તરત તેને ગાદીએ બેસાડવામાં અમે મદદ કરીશું."

થયું. કેશવજીને એટલુંજ જોઇતું હતું. તેણે સત્રસાલજીને મુક્ત કર્યો.

## ૬ સહાયની આશા!

"તમને કહી કહીને મારી જીભ ઘસાઇ ગઇ, પરંતુ 'તમારૂં તો રૂંવાડુંય ફરકતું નથી." ભૂજની રાણી-લીલાજીબાએ બળાપો કર્યો અને રાવ શો ઉત્તર આપે છે તેની આતુરતાથી રાહ જોઈ રહી.

પરંતુ ઉત્તર ન જ મળ્યો. જાણે કંઈ સાંભળ્યું જ ન હોય તેમ રાવ પોતાના બંને હાથમાં પકડી રાખેલી રત્નજડીત મૂઠવાળી તરવાર તરફ ધારી ધારીને જોઇ રહ્યો હતો!

"તરવારને પૂછો છો?* એતો ક્યારનીએ તમારા તરફ અટ્ટહાસ્ય કરી રહી છે! એ કહે છે કે 'લાંબા વખત થયાં મને ભોગ મળ્યો નથી તેથી હું લોહીની તરસી બની છું. નિરાધારની વ્હારે ધાઇને મારી એ રક્તપિપાસાને છીપાવો!' જુઓ, જુઓ, ચંડિકાની જીભની માફક એ લબકારા મારે છે! હક્કદારનો હક્ક અપાવવા-આ મારા ભત્રિજાને સિહોરના રાજ્યાસને બેસાડવામાં મદદ કરવા એ તમને પ્રેરી રહી છે. હજુય નહિં માનો?" લીલાજીબાએ પોતાના ભત્રીજા અખેરાજજીના માથે હાથ મુક્યો-જાણે એવું સૂચવતી હોય કે આપણે એને અભયવચન આપ્યું છે!'

રાવે ઉંચું જોયું. પોતાની પત્નીની આંખોમાં આજે તેણે અનેરો પ્રકાશ જોયો. તેને લાગ્યું કે આજે તો રાણી દૃઢ નિશ્ચય કરીને બેઠી છે!

"હું પણ એજ વિચારમાં છું, પરંતુ એવો લાગ મળતો નથી. અખેરાજજી માટે તને લાગણી હોય એટલી મને ન હોય..."

લીલાજીબાએ જોયું કે વાત અચકી પડશે. વચમાંજ તે બોલી ઉઠી, "વાહ! તમને પણ ઠીક અમને બનાવતાં આવડે છે! તમારી માગણી અને સદ્દભાવને લીધે તો અખેરાજજી અહીં રાજકુંવર જેવી સુખ સાયબી માણે છે. એને તમારા વિના બીજું કોણ છે? અહીં

* જુઓ ચિત્ર.

એને કોઇ વાતની કમીના નથી, પરંતુ તેનો ખરો હક્ક ડુબે છે એ વાતનું દુઃખ ,આપણને સાલે છે. આપ ધ્યાન ઉપર લ્યો તો એના ભાગ્યનો ઉદય થાય અને આપને યશ મળવા સાથે આપની કીર્તિ ચોમેર ફેલાય."

મીઠી મધ જેવી વાણીથી કોણ વશ ન થાય? રાવ સમજ્યો. અખેરાજજી સિહોરની ગાદીએ ન બેસે ત્યાં સુધી રાણી લીલાજીબા પોતાને જંપીને નહિંજ બેસવા દે એવી તેની ખાત્રી થઇ.

"એ બધી વાત ખરી. પરંતુ ક્યાં ભૂજ, ક્યાં સિહોર? ત્યાં હાલમાં શી સ્થિતિ છે તે પણ આપણે જાણતા નથી. અખેરાજજીના પક્ષના કોઇ માણસો ત્યાં હોય તો તેને અહીં બોલાવો એટલે ત્યાંની વસ્તુસ્થિતિ જાણી લઇને અહીંથી સૈન્ય મોકલીએ."

લીલાજીબાએ જોયું કે પોતાના સ્વામી હવે જરૂર અખેરાજજીને સહાય કરશે. તેણે વાતને વધુ લંબાવવામાં સાર ન જોયો. ૭ રાજ્યાસને.

"ભાભી! પ્રભુ કરશે તો હવે દોયલા દિવસોનો અંત આવશે." લીલાજીબાએ પોતાની ભાભી–સિહોરના રખડતા રાજકુમાર અખેરાજજીની માતા અનાજીબાને ખબર આપ્યા.

"કેમ જાણ્યું?"

"તમારા નણદોઇએ આજે મને વચન આપ્યું છે કે અખેરાજજીની ગાદી પાછી મેળવવા માટે તે અહીંથી સૈન્યની પૂરતી સહાય આપશે.

"તો તો તેમનો પાડ." અનાજીબાએ આભાર માન્યો.

"પરંતુ એક મુશ્કેલી છે."

અનાજીબાના પેટમાં ફાળ પડી. મોઢામાં આવેલો કોળીયો પડી જતો જણાયો. "વળી કઇ મુશ્કેલી?" પ્રશ્નમાં આતુરતા હતી.

અખેરાજજીનો પક્ષ લે એવા કોઈ માણસો સિહોરમાં હોય તો તેની તપાસ કરાવીને તેમાંથી એકાદને અહીં બોલાવવો પડશે. ત્યાંની વસ્તુસ્થિતિ જાણવી પડશે."

આટઆટલા વર્ષોના વહાણાં વાયા એટલે અખેરાજજીના હિતને વળગી રહેનાર વ્યક્તિ હવે સિહોરમાં હોય કે નહિં એ શંકા જેવું છે." અનાજીબાએ નિરાશા બતાવી.

એજ ઘડીએ દાસી ખબર લઇને આવી કે સિહોરનો એક રબારી રાણી અનાજીબાને મળવા માગે છે!

અનાજીબા વિચારમાં પડી. ' કોઇ દિવસ નહિં અને આજે મને મળવા આવનાર કોણ હશે? '

લીલાજીબા તો સિહોરની કોઇ પણ વ્યક્તિને મળવા ઉત્સુકજ હતા. તેણે એ રબારીને લઇ આવવાની આજ્ઞા આપી.

રબારી આવ્યો, આવતાં વેંતજ અનાજીબાના પગ આગળ દંડવત પ્રણામ કર્યા, ઉભો થયો, હર્ષપૂર્વક અખેરાજજીને તેડી લીધો, અને 'ખમ્મા મારા અન્નદાતાને! ઘણી ખમ્મા સિહોરના રાજાને!' એવા હર્ષોદ્ગાર કાઢતો તે હર્ષાવેશમાં કુદવા લાગ્યો.

"કોણ ભાંગરો? ભાઈ! હાલતો એ રખડતો રાજકુમાર છે. સિહોરનો ધણી તો થાય ત્યારે." અનાજીબાએ આ રબારીને ઓળખ્યો. તેના અંતરમાંથી ઉંડો નિશ્વાસ નીકળી પડયો.

"થાય ત્યારે શું? થયાજ છે!" ભાંગરાનો હર્ષ માતો નહોતો.

"ભાઇ! કાં તો તું ગાંડો બન્યો છે, અને કાં તો અમને દાઝયા ઉપર ડામ આપવા માટે ગોવિંદજીએ તને અહીં મોકલ્યો લાગે છે!" અનાજીબાનું અંતર કોરાઇ જતું હતું.

"બા! હું ભાંગરો, તમારો આશ્રિત, તમારૂં લુણ ખાઇને હું તમારૂં ખરાબ વાંચ્છું? તો તો મારી જનેતા લાજે! હું ખોડિયાર માતાના સમ ખાઇને કહું છું કે ગોવિંદજી તો ધરમરાજાના દરબારમાં પોતાનાં કર્મોનો હિસાબ આપવા પહોંચી ગયો છે, અને તેના પુત્રને અમે કેદ કરીને–તેના પક્ષવાળાને નમાવીને અખેરાજજીને ગાદીએ બેસાડવાનું વચન મેળવી લીધું છે.

" એમ ? " અનાજીબાના અંતરમાંથી આનંદનો ઉદ્ગાર નીકળી પડયો.

" ત્યારે ? તમે શું એમ માનતા હતા કે અખેરાજજીનું સિહોરમાં કોઇ નથી ? કેશવજી વાછાણી, મકનજી, માલજી દેવાણી અને મેં ધુનાજીના પાળિયા પાસે બેસીને પણ લીધું હતું કે અખેરાજજીને ગાદીએ બેસાડયા વિના જંપવું નહિ. ભગવાને અમારી લાજ રાખી અને સૌ સારા વાના થયા. વાહ મારા બાપા ! વાહ ! અખેરાજજી મહારાજ ! ઘણું જીવો બાપલા ! ચાલો હવે તો સિહોર અને બેસી જાઓ ગાદી ઉપર ! " ભાંગરો પુનઃ હર્ષાવેશમાં કુદવા લાગ્યો.

ભંગરાએ બધી હકીકત કહી સંભળાવી. ભૂજના રાજમહેલમાં આજે આનંદ આનંદ થઇ રહ્યો.

× × × ×

" લ્યો, હવે તો તમારી મહેનત બચી ગઇ. તમારે સૈન્યને સિહોર મોકલવાની ઉપાધી પણ ટળી ગઇ ! "

ભારમલજીએ જોયું કે પોતાની પત્ની લીલાજીબા આજે અજબ ઉત્સાહમાં આવી ગઇ છે !

" હા, અને તારી લાંબા વખતની ઉમેદ પાર પડી ગઇ. " રાવે માર્મિક ઉત્તર આપ્યો.

" પડી ગઇ નહિં—પાર પડશે એમ કહો. કોણ જાણે હજી ત્યાં ગયા પછી શી ધાંધલ થાય ! " લીલાજીબાએ શંકા બતાવી.

" ત્યારે કેમ કહો છો કે સૈન્ય મોકલવાની ઉપાધિ ટળી ગઇ ? જો જો રખે હર્ષઘેલા બનીને અખેરાજજીને એકલા મોકલતા ! "

" તો પછી કુંવરના રક્ષણ માટે આપ થોડા સૈનિકો મોકલો. "

" હં, હવે કેવા ઠેકાણે આવ્યા ? ડાહ્યા ડમરા થઇને સલાહ આપવા આવ્યા હતા ને કે હવે સૈન્ય મોકલવાની ઉપાધિ ટળી ગઇ ? " રાવે લાગ જોઇને સોગઠી મારી.

" હશે, અમારી ભૂલ થઇ. હવે છે કંઇ ? "

રાવ ગર્વભરી આંખે પોતાની પ્રિયતમા તરફ જોઇ રહ્યો.

× × × ×

ભાંગરાને સાથે રાખીને રાવે આપેલા સૈનિકો સાથે અનાંજીબા કુંવર અખેરાજજી અને પોતાની વિશ્વાસુ દાસી મેના સાથે સિહોર આવવા નીકળી.

ભાંગરાએ અગાઉથી સિહોર પહોંચી જઇને તેમના આગમનના ખબર આપ્યા. સિહોરની પ્રજામાં હર્ષ ફેલાયો. ગાદીના ખરા હક્કદારને આવતો સાંભળીને ઘણાખરા તેનો પક્ષ લેવા તત્પર બન્યા.

અખેરાજજી આવ્યો, પ્રજાએ તેને વધાવ્યો, તેના પક્ષકારોએ તેને ગાદીએ બેસાડવાની તૈયારી કરી અને કાઠીઓએ આપેલા વચનનું તેઓને સ્મરણ કરાવ્યું.

રાવના સૈનિકોને જરા પણ શ્રમ ન નડયો. જરા પણ ધાંધલ કે મારામારી સિવાય પ્રજાજનોના હર્ષનાદ વચ્ચે ભારે ધામધુમ સાથે અખેરાજજીનો રાજ્યાભિષેક થયો.

ઉપસંહાર.

ચોરીછુપીથી સિહોરમાંથી નાસી છુટનાર બાળક સિહોરના સિંહાસને બીરાજી રાજસત્તા ભોગવવા ભાગ્યશાળી થયો.

રાજમાતાએ કેશવજીની અને તેના સાથીતોની સેવાની સારી કદર કરી. ભાંગરા રબારીને પણ સારો ગરાસ બક્ષિસ કરવામાં આવ્યો.

અને સત્રસાલજી ? તેના ભાગમાં ભંડારિયા આપવામાં આવ્યું. તેના વંશના ગોવિંદાણી ગોહિલ કહેવાય છે.

અખેરાજજીની માતાએ લોલિયાણાના પાદશાહી નોકર દેસાઈ મહેરાજ સાથે ઓળખાણ કર્યું અને તેના પુત્ર રામજીને સિહોરનો પ્રધાન બનાવ્યો. આથી લોલિયાણાની ફોજની મદદ મળવાથી સત્રસાલજીની સત્તા નબળી પડી, અખેરાજજી પ્રબળ સત્તા જમાવીને નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો, સિહોરના રાજ્યાસન ઉપર ખરા હક્કદારનો હક્ક સ્થાપિત બન્યો.

# પ્રતિજ્ઞા પાલન

## કિંવા

# એભલ અને સાંઇ નેસડી.



સોરઠ કરો વિચાર, બે વાળામાં કયો ભલો,
શિરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણિયે ?

## ૧ મેઘરાજાને મનામણાં !

" પ્રભુ ! તેં શું કરવા ધાર્યું છે ? સાત સાત વર્ષો થયાં વરસાદ વરસતો નથી, અનાવૃષ્ટિના પરિણામે ધરતી સુકાઇ ગઇ છે, નથી ખાવાને ધાન્ય કે નથી પીવાને પાણી. પ્રાણી માત્રને પાપી દુષ્કાળ પીડે છે. ઇંદ્રદેવ ! શા માટે કોપે ભરાયા છો ! મેઘરાજા ! આટલા

બધા મોંઘા કેમ થયા છો ? તમારો પ્રતાપ બહુ જોયો, બહુ રીબાયા, હવે તો પ્રાણ ટકવા પણ કઠણ છે. દેવ, દયા લાવો ! મારી રંક પ્રજાને વધારે ન રીબાવો ! કયા એવા અઘોર પાપ મેં કર્યાં છે કે આ ભૂમિને ભયંકર દુષ્કાળ સાત વર્ષો થયાં સતાવે છે ? " વાલાક ધરતીનો ધણી–વળા અને તળાજાનો ઠાકોર એભલવાળો (બીજો) પોતાના પ્રદેશની થયેલી પાયમાલી ઉપર વિલાપ કરવા લાગ્યો, મેઘરાજાને વિનવવા લાગ્યો, પરંતુ મોંઘા મેઘજી એમ થોડાજ માની જાય તેવા હતા ?

## ૨ સ્વાર્થ માટે સર્વનાશ.

સુખવિજય ગોરજી હતા. તે કામણ ટુમણમાં કુશળ હતા.× એ સિદ્ધિના બળે તેમણે અનેક ભક્તોને વશ કર્યા હતા, અનેક મનુષ્યો ઉપર પોતાના પ્રભાવની ભુરકી નાખી હતી. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાની આકાંક્ષાવાળા તેમની પાસે આવતા અને તેમની સહાયથી ફાવી જતા.

મેઘાશાહ જૈન હતો, સુખવિજયનો તેના તરફ સદ્‌ભાવ હતો, તે રોજ અપાસરે આવતો અને સેવાધર્મથી તેમને રીઝવતો. આજે સૌથી વહેલો તે આવ્યો, પોતાને હાથે અપાસરામાંથી પુંજો કાઢયો, બીજું કામ આટોપ્યું અને સૌ ગયા પછી સુખવિજયને વંદન કરીને તેની સામે બેઠો. મેઘાશાહ જેવા શ્રીમંત વ્યાપારીને નિરાભિમાનથી આવી રીતે સેવા કરતો જોઇ ગોરજી તેના ઉપર પ્રસન્ન થયા અને બોલ્યા, " મેઘાશાહ, તમારા સેવાધર્મથી હું પ્રસન્ન થયો છું. કહો શી ઇચ્છા છે ?"

" જો ખરેખર આપ પ્રસન્ન થયા હો તો મને સહાય કરવાનું વચન આપીને આ સેવકને કૃતાર્થ કરો."

× જુઓ રાસમાળા, ભાગ ૧ લો, (આવૃત્તિ ત્રીજી) પૃ. ૪૨૧.

"મારાથી બને તેવી સહાય કરવા વચન આપું છું. કહો શી ઇચ્છા છે ?"

"પ્રભુ, મહા આપતકાળ આવ્યો છે. સાહસ કરીને અનાજની જબરી વખારો ઠેરઠેર ભરી રાખી, પરંતુ અનાજનો સુકાળ હોવાથી ભાવ બેસી ગયા છે. વેપારમાં ભારે ખોટ છે. દેવાળું કાઢવાનો દિવસ આવ્યો છે. આપ સહાય નહિ કરો તો અફીણ ઘોળીને આપઘાત કરવાનો વખત આવશે."

"મેઘાશાહ, એ તો ઇશ્વરી બદલો છે. અનાજ એક હાથ કરીને તમે ગરીબનાં ગળાં કરવાનો મનસુબો કર્યો, પરંતુ ગરીબનો બેલી એ કેમ સાંખી શકે ?"

"થવાનું હતું તે થયું. પ્રભુ ! પરંતુ હવે લાજ તમારે હાથ છે. આપ કામણ ટુમણુમાં કુશળ છો. એવું કરો કે આ વરસમાં બીલકુલ વરસાદ વરસેજ નહિ, અને દુષ્કાળ પડે. આમ થાય તો મારો અનાજનો સંગ્રહ સારે ભાવે વેચાય અને આપની કૃપાથી લીલાલહેર થાય."

"અહિંસાને પરમ ધર્મ માનનાર જૈન ! આવો નિંદ્ય વિચાર તને કયાંથી સૂઝયો ? તારા પોતાના સ્વાર્થ માટે સર્વનો નાશ કરવાની બુદ્ધિ કયાંથી થઇ ? દુષ્કાળ પડવાથી કેટલા માનવ-પ્રાણી રીબાશે, ક્ષુધા અને પિપાસાથી પીડાશે, મૂગા પશુઓ કમોતે મરશે ! આ બધું તારા પોતાના સ્વાર્થ માટે ! અરિહંત ! અરિહંત ! મારાથી એ નહિ બની શકે."

મેઘાશાહે પોતાની છેવટની આશા પણ નષ્ટ થતી જોઇ. તે ગળગળો થઇ ગયો, આંખમાંથી અશ્રુધારા વહેવરાવી, ગોરજીને પગે પડયો અને તેમને અતિઘણા વિનવ્યા. કંઇ નહિ તો પોતાનું વચન પાળવા માટે પણ સહાય કરવા કાલાવાલા કર્યા. ગોરજી નિરુપાય

બન્યા. વિચાર કરીને તેમણે કહ્યું, " ઠીક છે, મેઘાશાહ, હાલ તો તારો સ્વાર્થ સધાય છે, પરંતુ આનું પરિણામ સારૂં નહિ આવે. જા, આવતી કાલે ઉપાય થઇ જશે. પરંતુ જો ત્રીજે કાને આ વાત ગઇ છે તો તારા બુરા હાલ થશે."

મેઘાશાહ મલકાયો. સર્વનાશ ભલે થાય, પણ પોતાનો સ્વાર્થ સધાતો હોય તો બીજું શું જોઇએ ? કવિ પ્રેમને અંધ ગણે છે, પરંતુ સ્વાર્થ તેથી પણ વધારે આંધળો છે. સ્વાર્થ માટે મિત્ર મિત્રતા ભૂલી જાય છે, ભાઈ ભાઇનું ભુંડું કરે છે, પિતાપુત્ર વચ્ચે ચકમક ઝરે છે. બળિયા નિર્બળને રંજાડે છે. ઇતિહાસની આરસી-માં આ સ્પષ્ટ જણાય છે. સ્વાર્થ ! આ તારી કેવી અટપટી બાજી ? તારૂં કેવું પ્રાબલ્ય !

### ૩ ભયંકર દુષ્કાળ.

મેઘાશાહની ઇચ્છા ફળીભૂત થઇ. ચોમાસું આવ્યું, શ્રાવણ અને ભાદરવો પણ ગયો, પણ ન મળે વિદ્યુતના ચમકાર કે ન મળે ગગનમાં ગર્જના. લોકોમાં ખળભળાટ થયો. " રખેને દુષ્કાળ પડે ! હાય હાય, તો શી વલે થશે ? દિનબંધુ ! દયા લાવ ! એકાદ મુસ-ળધાર વરસાદ તો વરસાવ, જેથી અવાક-મૂગા ઢોરઢાંખરનો નિભાવ થાય !" આવા દુઃખોદ્‌ગાર જ્યાં ત્યાં નીકળવા લાગ્યા. નવરાત્રી, દસેરા અને દિવાળીના પર્વ પણ પસાર થયાં, પરંતુ વરસાદનું એક ટીપું પણ પડયું નહિ. અનાવૃષ્ટિની આફતે એભલના પ્રદેશને ઘેરી લીધો. એભલે હવનહોમ કરાવ્યા, દાનધર્મ કર્યું, પુણ્યથી પાપ ઠેલ-વવાના પ્રયત્નો કર્યા, પરંતુ બધું નિષ્ફળ.

આવતી વર્ષાઋતુમાં સર્વ સારાં વાનાં થશે એ વિચારે એક વર્ષ પ્રજાએ સુખેદુઃખે વીતાડયું. મેઘાશાહને તડાકો પડયો, તેનું અનાજ મોંઘા-બમણા ભાવે ખપ્યું અને તે ધનના ઢગ ઉપર બેઠો.

પરંતુ આટલેથીજ વાત અટકી નહિ. મેઘરાજાએ બીજે વર્ષે પણ દર્શન ન દીધાં. હવે પ્રજાની ધીરજ ખૂટી. ઘાસચારાની તંગી તો હતીજ, તેમાં અનાજ માટે પણ હવે સાંસાં પડવા લાગ્યા. એભલ વેળાસર ચેત્યો. તેણે રાજ્યના ધાન્ય-કોઠાર ખુલ્લા મુકાવ્યા અને ઘાસની ગંજીઓનો છુટથી ઉપયોગ કર્યો.

તે સમયે પરદેશ ઉપર આધાર બહુ ઓછો રાખવામાં આવતો. દરેક ખેડુત અનાજ અને ઘાસ સંઘરી રાખતો, અને રાજભાગનું અનાજ તેમજ ઘાસચારો વગેરે વેચી નાંખીને રાજાઓ વાણિયા બનતા ન હતા, પરંતુ દુઃખના સમયમાં પ્રજા માટેજ તેનો ઉપયોગ થાય તે માટે સંગ્રહ કરી રાખતા. હાલના દુષ્કાળ વખતે ઉભી થતી મુશ્કેલી આ જુની રૂઢીના ત્યાગનું કારણ છે. 'રેલ્વે'ની સગવડ છે, ગમે ત્યારે અનાજ અને ઘાસ બહારથી મંગાવી શકાશે, એ વિચારથી ખેડુતો પણ ભવિષ્યનો વિચાર કર્યા વગર અનાજ અને ચારોલું વેચી પૈસા ગાંઠે બાંધી મુઠીવાળા ગણાતા થયા, અને રાજારજવાડાએ પણ પ્રજાના ભાવિને ભૂલી જઇને એજ નીતિ શરૂ કરી. પરિણામ બીજું શું આવે ? નિર્ધન મનુષ્યો અન્ન વિના ટળવળે, અવાક પ્રાણીઓ ઘાસ વિના તરફડે અને મોંઘવારીની મારામારી પ્રજાને રંજાડે એજ. રાજા પ્રજા ચેતીને ચાલે અને ભાવિ આફતમાંથી ઉગરવા માટે અનાજ અને ઘાસનો સંગ્રહ કરી રાખે તો કેવું સારૂં ?

એભલની ઉદારતાથી અનાજના કોઠારનું તળિયું દેખાયું, ઘાસની ગંજીઓ ઉડી ગઇ, પરંતુ પ્રજાજનો અને ઢોરોનું સંરક્ષણ થયું.

ત્રીજે વર્ષે સર્વની ધીરજ ખૂટી. વરસાદ ન વરસે તો હવે ટકવું મુશ્કેલ હતું. દુર્ભાગ્યે વરસાદ નજ આવ્યો. હવે તો સર્વત્ર હાહાકાર વર્તાયો. "પ્રભુ! પ્રભુ! હવે તો આવી બન્યું. ત્રણ ત્રણ વર્ષનો દુષ્કાળ! ભયંકર આફત! જળાશયો સુકાઇ ગયાં છે,

ભૂમિ ઉજ્જડ–ખાવા ધાય તેવી થઇ રહી છે! નિભાવ કેવી રીતે કરવો ? માતૃભૂમિને નમસ્કાર કરીને હવે તો અન્ય લીલા દેશમાં નાસી ગયા વિના છુટકો નથી. આવા ઉદ્દગારો પ્રજાના બળતા હૃદયમાંથી નીકળવા લાગ્યા. ખેડુતો, ગોવાળો, અને રંક વર્ગના તમામ માણસો પોતાના ઉચાળા ભરી ઢોરઢાંખર લઈ માળવા તરફ ચાલ્યા ગયા. કેટલાક અશક્ત માણસો, ઘર ન તજી શકે તેવી સ્ત્રીઓ, દૈવને પનારે પડી રહેનારા પ્રજાજનો, અને દ્રવ્યની હુંફવાળા ધનાઢ્યો દુષ્કાળ સામે બાથ ભીડવા ત્યાંજ રહ્યા. એભલે બાપદાદાના સમયની જુની જુવારની ખાણો ખોદાવી. વર્ષો થયાં ધરતીમાં પૂરાઇ રહેલી જુવાર બટાઇ ગઈ હતી, તેમાંથી દુર્ગંધ નીકળતી હતી, છતાં ગરીબ અશક્ત લોકો તેને અમૃત ગણી ખાઇ જતા. કેટલાક જમીનમાંથી કંદમૂળ ખોદી તેના ઉપર નિર્વાહ ચલાવતા, નદીમાં ઉંડા વીરડા ખોદીને અથવા કુવાને ગાળીને તૃષા છીપાવતા, અને દુઃખના દિવસો જેમ તેમ ટુંકા કરતા. એભલનું પ્રજાવત્સલ હૃદય આ કમકમાટી–ભર્યા ત્રાસથી વીંધાતું. તેણે બહુ યત્નો કર્યાં, યજ્ઞયાગાદિ કરવામાં મણા ન રાખી, શ્રૃંગીઋષિનું આવાહન કર્યું, પરંતુ સર્વ વ્યર્થ. દુષ્કાળ રૂપી ક્રર રાક્ષસ તેનો સર્વનાશ કરવા મથી રહ્યો હતો!

## ૪ કાળિયાર મૃગ.

સાત વર્ષ સુધી દુષ્કાળે પોતાનો ક્રૂર સપાટો ચલાવ્યો. અસંખ્ય માનવ પ્રાણીનો સંહાર થઇ ગયો. એભલ પણ બેહાલ બન્યો. તેના રાજવૈભવનો નાશ થતો જતો હતો. તેની અશ્વશાળામાં માત્ર પાંચ અશ્વો બચવા પામ્યા હતા!

× × × ×

વાળાના જંગલમાં એક કઠિયારો પોતાના નિર્વાહનું સાધન–લાકડા કાપી રહ્યો હતો. તાપ માથું ફાડી નાખે એવો હતો. વૃક્ષો

પોતાના આભૂષણુ રૂપી લીલાં પાંદડાંઓને ત્યાગીને થડ અને ડાળાં સહિત તદ્દન સૂકાઇ ગયેલાં ઠુંઠાંની માફક ઉભા ઉભા પોતાનું દુર્ભાગ્ય પોકારી રહ્યા હતા. કઠિયારો થાકયો, વિશ્રામ લેવાનો તેણે વિચાર કર્યો, પરંતુ સાત વર્ષના દુષ્કાળમાં વૃક્ષની છાયા કે લીલોતરીની આશા ક્યાંથી રખાય? તેણે નિઃશ્વાસ નાંખ્યો, ચોમેર નજર ફેંકી, અને ચમકયો. થોડે દૂર જાણે લીલોતરી ઉગી હોય તેમ ધરતી લીલીછમ જણાઇ! તે હર્ષભર્યો તે તરફ ધાયો, પરંતુ ત્યાં જતાં તે લિલોતરી દૂર ગયેલી જણાઇ. મૃગજળ સમાન આ ખોટી લાલસા તો ન હોય? તેને શંકા થઇ, પરંતુ એ શું છે તેની ખાત્રી કરવાની જિજ્ઞાસા દૃઢ બની. શિકારી પોતાના શિકાર ઉપર નજર સ્થિર રાખે તેવી રીતે તે લીલી ધરતી તરફ દૃષ્ટિ સ્થિર કરીને આગળને આગળ ચાલતો ગયો. લીલી ધરતીની વચમાં તેણે એક કાળિયાર મૃગ જોયો. તેના શિંગડા સાથે કાગળની એક ચિટ્ઠી બાંધેલી જણાતી હતી. તે જયાં પગ મુકતો ત્યાં ધરતી લીલીછમ બની જતી. કઠિયારો આ કૌતુક જોઇને દિંગ બન્યો.

લાકડા કાપવાનું કાર્ય પડતું મુકીને સત્વર તે રાજા પાસે આવ્યો અને બોલ્યો, "રાજાધિરાજ! આજ તો મેં અજબ કૌતુક જોયું છે. વનમાં મેં એક કાળિયાર મૃગ જોયો તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં લીલોતરી હોય છે! મને તો એમાં કંઇ શંકા જેવું લાગે છે."

કેટલાક સુજ્ઞ દરબારીઓ સમજી ગયા. "કોઇ લુચ્ચા માણસનું આ કામ છે. તેણે હરણને શિંગડે વરસાદ બાંધ્યો હશે, તેથી દર વર્ષે દુષ્કાળ પડે છે. ચાલો આપણે તપાસ કરીએ."

રાજા અને તેના અનુચરો કઠિયારાની સાથે ગયા, ચમત્કાર નજરે જોયો, ખાત્રી કરી, અને આ કાળિયાર મૃગનેજ દુષ્કાળના કારણભૂત માનીને તેને ચોમેરથી ઘેરી લઇને પકડી લીધો. રાજાની આજ્ઞાથી એક રાજસેવકે મૃગના શિંગડે બાંધેલી ચિઠ્ઠી છોડી×,

× જુઓ ચિત્ર.

કાગળ ઉકેલ્યો, વાંચ્યો અને સર્વ ચમક્યા–ક્રોધે ભરાયા. તેમાં લખ્યું હતું કે 'આ ચિઠ્ઠીને પાણીમાં બોળશે તો વરસાદ વરસશે.'

મેઘાશાહની સ્વાર્થસાધનાનું આ કૃત્ય હતું!

ક્રોધ, તિરસ્કાર, આશા અને આનંદની મિશ્રિત લાગણીઓથી ઘેરાયલો રાજા આશ્ચર્યચકિત બન્યો. "એવો દુષ્ટ કોણ હશે કે જેણે આ ચિઠ્ઠીને મંતરીને વરસાદને બાંધી લીધો છે? ખરેખર એ કોઇ નરાધમ હોવો જોઇએ કે જેના હૃદયમાં આટલા બધા નિર્દોષ પ્રાણીના સંહારથી દયા ઉપજી નહિ! હશે, એના કર્મ એ ભોગવશે. ચાલો આ ચિઠ્ઠીને પાણીમાં બોળી જોઇએ એટલે આ વચનોની સત્યતાની ખાત્રી થાય."

તેઓએ એક ઉંડો કુવો શોધી કાઢયો. તેમાંથી થોડું પાણી કાઢીને તેમાં ચિઠ્ઠી બોળી. તરતજ ગગનમંડળમાં ભયંકર ગર્જના થવા લાગી. ઘન ઘેરાયો, વિદ્યુતના ચમકારા થવા લાગ્યા, વરસાદ મુસળધાર વરસવા લાગ્યો.

## ૫ ચારણના નેસમાં.

સાત સાત વર્ષથી બંધનમાં પડેલા મેઘરાજા બંધનમુકત બની પોતાનો પ્રતાપ બતાવવા માંડે તેમાં શું બાકી રહે? તોફાન અને વાવાઝોડું શરૂ થયું અને અતિવૃષ્ટિને લીધે દિશાઓ પણ સૂઝવા ન લાગી. એભલના માણસો મુંઝાયા, ઘર તરફ જવાનાં ફાંફાં માર્યાં, પરંતુ માર્ગ ન સૂઝવાથી વાવાઝોડાના ભોગ થઇ પડયા અને માર્યા ગયા. એભલ પણ મુંઝાયો, પોતાની સાથે દેવતાઇ અશ્વ હતો તેના ઉપર સ્વાર થયો, ચોમેર નજર કરતાં દૂર કંઇ દીપકના પ્રકાશ જેવું જણાયું તે તરફ પોતાના અશ્વને તેણે મારી મુકયો.

અશ્વ દેવતાઇ હતો. દીપકના પ્રકાશ તરફ તે આગળ ને આગળ વધ્યો. અશ્વનું ચોકડું ઢીલું પડી ગયું હતું. મુસળધાર

વરસાદથી રાજા તરબોળ થયો હતો. શરદીથી તે ધ્રુજતો હતો અને અતિ પરિશ્રમથી બેભાન બન્યો હતો. આવી સ્થિતિમાં રખેને પોતે પડી જાય એ વિચારથી તેણે ઘોડાની ડોકની આસપાસ બંને હાથો વીંટી દીધા હતા. અશ્વ પોતાના પાલનહારને નિર્ભય સ્થળે લઇ જવા યત્ન કરતો હતો.

દીપક બળતો હતો ત્યાં આવી અશ્વ અટકયો અને હણહણ્યો. દેરીમાંથી તરતજ એક સ્ત્રી બહાર નીકળી. રાજાની નિરાધાર દશા જોઇને તેને દયા આવી અને અશ્વને તેણે પોતાના ઘર તરફ દોર્યો.

દેરી ચારણોની કુળદેવીની હતી. દેવી પાસે અખંડ દીવો બળ્યા કરતો હતો, અને ચારણની સ્ત્રીઓ એ દીપક કદી ન ઓલવાય તેની ખાસ સંભાળ લેતી. ઘી કયાંથી આવતું તેની કોઇને ખબર પડતી નહિં, પરંતુ દેરીમાં રાખેલું ઘીનું પાત્ર અક્ષય—ભરેલુંજ રહેતું. આ દેરી ચારણના નેસમાં આવેલી હતી. ચારણો દુષ્કાળથી પીડાઇ માળવા તરફ ચાલ્યા ગયા હતા, અને ચારણીઓને ઘેરજ રાખી હતી. સાઇ નામની ચારણી મહા પવિત્ર હતી. પતિનું સ્મરણ કરતાં દેવીની દેરી સાફસુફ કરવામાં, દેવીની સેવાપૂજા કરવામાં, દીપકની સંભાળ રાખવામાં તે દિવસો નિર્ગમન કરતી. રાજાને સહાય કરનાર સ્ત્રી તે આ ચારણી–સાઇ નેસડી.

એભલને બીલકુલ ભાન ન હતું. તેનું શરીર ઠંડુગાર હતું. થોડો વધારે સમય વીતે તો તે શબવત બને તેમ હતું. ચારણી વિચાર કરવા રહી નહિ. **તેણે રાજાને અશ્વ ઉપરથી ઉતાર્યો.*** સાઇના સ્પર્શથી એભલના શરીરમાં કંઇક ચેતન આવ્યું, શરદી ઓછી થઇ, છતાં પૂરા ચેતન માટે વિશેષ ગરમીની જરૂર હતી.

રાજાને જરા સચેત થયેલો જોઇને તેને ખાટલા ઉપર સુવાડયો અને

* જુઓ ચિત્ર.

દેવતા સળગાવી સાઇએ શેક કરવા માંડયો. ધીરે ધીરે ગરમાવો થતો ગયો, શરીરમાં ઉષ્ણતા આવવા માંડી, પરંતુ હજી આંખ ઉઘડતી નહોતી, શરીરમાં ચેતન નહોતું, વધારે ઉપચારની આવશ્યકતા હતી. ત્રણ દિવસ સુધી સાંઇએ તાપ શેકથી રાજાની શુશ્રુષા કરી ત્યારે તે સાવધાન થયો. અજાણ્યા ઘરમાં–અજાણી સ્રી આગળ પોતાને પથારીવશ જોઇ તેને આશ્ચર્ય થયું. તેણે કારણ પૂછ્યું. સાઇએ સવિસ્તર હકીકત કહી સંભળાવી.

નિરાધાર દશામાં પ્રાણ બચાવનાર પુણ્યાત્મા તરફ કેવો પૂજ્યભાવ પેદા થાય ! ઉપકારવશ એભલ ગળગળો બન્યો, તેની આંખમાંથી આનંદાશ્રુ ટપકવા લાગ્યા. દીન વાણીથી તે બોલ્યો, "બહેન, સતી સાઇ, તારૂં કલ્યાણ થાઓ. રાજા એભલને તેં મરતાં ઉગાર્યો છે–મને જીવતદાન આપ્યું છે. એ દાનના બદલામાં દયાળુ બહેન, તારા આ ભાઈ પાસેથી વીરપસલી તરીકે જે જોઇએ તે માગ. મારી શક્તિમાં હશે તે હું અવશ્ય આપીશ."

એભલનું નામ સાંભળી સાઇ ચમકી. કેવું સદ્ભાગ્ય ! લાખોના પાલનહાર રાજાનો જીવ ઉગારવાનું પુણ્ય પોતાને પ્રાપ્ત થયું ! તે બોલી, "ભાઇ એભલ, દુઃખીને સહાય કરવી એજ જીવનનું ખરૂં સાર્થક છે. આપ ઉદાર થઈ મને વચન આપો છો, પરંતુ હાલમાં મને કંઇ અપેક્ષા નથી. દેવીનો પ્રતાપ છે. ગઢવી માળવેથી પાછા ફર્યા પછી જરૂર જણાશે તો વચન માગી લઇશ."

"ખુશીથી બહેન, જ્યારે જરૂર પડે ત્યારે વચન માગી લેજે. તારો ભાઇ એભલ કદી બોલ્યું ફેરવશે નહિ. પોતાની પ્રતિજ્ઞાનું પાલન તે અવશ્ય કરશેજ."

સાઇની રજા લઇને એભલ પોતાને ઘેર તળાજે ગયો. તળાજા તેના તાબામાં હતું અને એભલે પોતાનો નિવાસ તળાજામાં જ

રાખ્યો હતો. ત્યાં જતાં જણાયું કે અતિવૃષ્ટિને લીધે નદીઓમાં તેમજ નીચાણવાળા પ્રદેશમાં પાણીનું પૂર આવ્યું હતું, ઘણા માણસો તણાઇ ગયાં હતાં, અને મેઘરાજાને બંધનમાં રાખનાર મેઘાશાહ પણ મેઘરાજાના કોપમાંથી બચવા પામ્યો નહોતો ! દુષ્કર્મનું ફળ તેને મળી ચૂકયું હતું !

૬ શંકા !

" રામ રામ ! ગઢવી ! કેમ ? ક્યારે પધાર્યા ? છો તો કુશળ ને ? આવો, જરા હુક્કો તો પીઓ ! "

" રા......મ, દેવીની મહેરથી સૌ સારા વાના છે. માળવામાં ગયા તો જીવ બચ્યો અને વળી બે પૈસા ભેગા થયા. અહીં તો જબરી આફત ગુજરી એમ સાંભળ્યું છે. કહો અમારા ઘરમાં બધા કુશળ તો છે ને ?

"બધા કુશળ તો છે પણ..."

" પણ શું ? કેમ કાંઇ આફત આવી છે ? "

" ના આફત તો કંઈ નથી, બધા છે તો સાજા તાજા..."

" ત્યારે તમે બોલતા અચકાઓ છો કેમ ? તમને ખોડિયાર માતાના સમ, જે હોય તે બોલી નાંખો."

" ભાઇ, તમે સમ આપી ભુંડું કર્યું. લાચાર. લોકો વાતો કરે છે કે તમારી આ સાઇ નેસડીએ કોઇ પરાયા પુરૂષને ત્રણ દિવસ સુધી ઘરમાં રાખ્યો હતો, એટલુંજ નહિ, પરંતુ તે પુરૂષને આલિંગન આપતાં પણ એક ચારણીએ તેને જોઇ હતી. હું તો એ વાત માની શકતો નથી. સાઇ નેસડીમાં આવું કહેણુ આવેજ નહિ, પણ લોકો કાનમાં કીડા પડે એવી વાતો કરે છે."

ગઢવી શંકામાં પડયો, " લોકવાયકા ખોટી હોયજ નહિ. જરૂર કાંઇ દાળમાં કાળું હશે. એ કુલટાને હું લાત મારીને ઘરમાંથી કાઢી મુકીશ."

ચારણના નેસથી થોડે દૂર એક હવાડો હતો. વિશાળ વટવૃક્ષની છાયા મીઠી શીતળતા આપતી હતી અને ત્યાં બેઠા બેઠા ચારણો હુક્કો ગગડાવતા ગપ્પા મારતા હતા. ગઢવીને આવતા જોઇને તેમને પણ હુક્કો પીવા બોલાવી તેઓએ તેના હૃદયમાં આગ સળગાવી પોતાના ઇર્ષ્યાગ્નિને ઠાર્યો. ગઢવીએ હુક્કો પડતો મુક્યો, શંકારૂપી ભૂત તેને વળગ્યું, તેનું શરીર કંપવા લાગ્યું, મગજ ધમધમી ઉઠયું, ધુવાંપુવાં થતાં તેણે ઘરનો માર્ગ પકડયો.

## ૭ સતીત્વની કસોટી.

વિરહી વલ્લભા વ્હાલમના આગમન માટે કેટલી બધી આતુર હોય છે! 'એ પતિ આવ્યા' એવા ભણકારા તેને વારંવાર થયા કરે છે. નિદ્રામાંથી પણ સ્વામીનું સ્મરણ થતાં તે ઝબકી ઉઠે છે, પતિ યાદ આવતાં કામ કરતી વખતે પણ હાથ અચાનક સ્થંભી જાય છે, પતિદર્શનની–સ્વામીમિલનની તાલાવેલીમાં તે તલ્લીન બને છે.

સાઇ નેસડીની પણ એજ સ્થિતિ હતી. દેશમાં વરસાદની મહેર થવાથી લીલાલહેર થઇ હતી, ગામના ઘણાખરા ચારણો માળવાથી પાછા આવી ગયા હતા, પોતાના પતિ આજે આવશે, કાલે આવશે એ વિચારમાં તે વખત વ્યતીત કરતી હતી.

ગઢવી ઘેર આવ્યા, સાઇ તેનો સત્કાર કરતી પ્રફુલ્લ વદને તેની સામે ગઇ, પરંતુ ગઢવીના મુખ ઉપર અપ્રસન્નતા સ્પષ્ટ દેખાવા લાગી. શંકા રૂપી ભૂત તેને વળગ્યું છે એ સાઇ જાણતી નહોતી. તેણે તો હર્ષભેર ગઢવીની સેવા શુશ્રુષા કરવા માંડી, પરંતુ ગઢવી મનને મારી શકયા નહિ. તેમણે તો માર્મિક શબ્દબાણથી સાઇનું હૃદય વીંધવા માંડયું.

"નેસડી, હું તને આવી કુટીલ કામિની ધારતો નહોતો. મોઢે તો મીઠું મીઠું બોલે છે અને પાછળથી કુળને કલંક લાગે એવા કામા

કરે છે. ધિક્કાર છે તારા જેવી ધુતારણને. આજ સુધી હું છેતરાયો. હવે તું મારા ઘરમાં નહિ; તું મારી સ્ત્રી નહિ, હું તારો પતિ નહિ!"

એકાએક પોતાના ઉપર વિદ્યુત તૂટી પડી હોય તેવી સ્થિતિ સાઇની થઇ. ગઢવીના વચનોથી તેનું કાળજું કોરાઇ જતું હતું. દુઃખાવેશમાં તે બોલી, "નાથ! આપ આ શું બોલો છો? મને લાગે છે કે કોઇએ આપને ભંભેર્યા છે."

"સાચી વાત. પોતાનો દોષ કોઇને સુઝેજ નહિ. તારા ક્યા સગાને તેં ત્રણ દિવસ સુધી ઘરમાં પૂર્યો હતો?"

સાઇ ચમકી. પ્રભુ પ્રિત્યર્થે જે એભલનો પોતે જાન બચાવ્યો હતો તેને માટે પતિને શંકા? પ્રભુ! પ્રભુ! જગતમાં સારાનોજ સંહાર કે? તે દીન સ્વરે બોલી, "નાથ, જરા સ્વસ્થ બનો. હું પોતે એ વાત આપને કહેત, કારણ તે છુપી રાખવાની કંઇ જરૂર નથી. લાખોનો પાલનહાર અને આપણો અન્નદાતા રાજા એભલ મુસળધાર જળવૃષ્ટિથી બેભાન બન્યો હતો, તેની શુશ્રુષા કરી મેં તેનો જીવ બચાવ્યો હતો."

"અને સાથે આલિંગન પણ આપ્યું હતું કેમ?"

"જી હા, પરંતુ આકળા ન થાઓ નાથ! એ આલિંગન ભાઇ બહેનના સબંધથી હતું. તેનું શરીર એટલું બધું ઠંડુગાર થઇ ગયું હતું કે જરા વધારે વખત જાય તો તેનું મૃત્યુ નીપજે. આપતકાળના ધર્મનો વિચાર કરીને બંધુભાવે મેં તેને આલિંગન આપ્યું હતું. અને પછી ત્રણ દિવસ સુધી સતત શેક કરીને તેને શુદ્ધિમાં આણ્યો હતો."

"નેસડી, એ વાત મને વધુ ન સંભળાવ. અજાણ્યા પુરૂષને આલિંગન આપતી વખતે સ્ત્રી વિકારવશ ન બને એ કદી સંભવે?"

"સંભવે નાથ, એમાં વિશેષતા કંઇ નથી. પિતા પોતાની નાની વયની પુત્રીને, ભાઇ પોતાની નાની બહેનને, માતા પોતાના

પુત્રને, બહેન પોતાના નાના ભાઇને લાડ લડાવે છે, રમાડે છે, ચુંબન કરે છે, આલિંગન દે છે, એ શું વિકારવશ બને છે ? નહિજ, કારણુ તેમની ભાવના પવિત્ર હોય છે. વિકાર મનની માન્યતાનું-મનોભાવનું-મનની નિર્બળતાનું પરિણામ છે. જ્યાં વિકાર નથી ત્યાં મોહ નથી, ત્યાં અપવિત્રતાનો સંભવજ નથી. ”

“ હું એ ન માની શકું. એ બોલવાની સફાઇથી હું ભોળવાઈ જઉં એવો નથી હો ! ”

“ લાચાર પ્રભુ ! ત્યારે આપની ખાત્રી કરવા હું શું કરૂં ? આપ કહેતા હો તો દેવીની દેરીનો દીવો ઉપાડું. ”

“ એ બધા ઢોંગ જવા દે, નેસડી ! દીવો ઉપાડીને આ આખા ચારણુના નેસમાં મારી ફજેતી કરવી છે ? એમ જો ખરી સતી હોય તો બીજી કોઇ રીતે તારા સતીત્વની ખાત્રી કરી આપ, નહિ તો નીકળ ઘરની બહાર. ”

હદ થઇ. સાઇ મુંઝાઇ. તેણે સૂર્યદેવને સ્મરી પ્રાર્થના કરી, “ હે સૂર્યનારાયણુ ! હું જો આજ સુધી મન, કાયા અને વચનથી પવિત્ર રહી હોઉં તો મારી શાખ પૂરજો, અને જો દોષિત થઈ હોઉં તો મને કોઢ નીકળજો. હું નિર્દોષ હોઉં તો મારૂં નિરપરાધીપણું સિદ્ધ કરવા માટે આ ગઢવીને કોઢ નીકળજો. ”

ઘરમાં સૂર્યનો દિવ્ય પ્રકાશ ફેલાયો. ગઢવીનો વાન બદલાતો ગયો. તેને કોઢ નીકળ્યો. સતીત્વની કસોટીમાં સાઇ શુદ્ધ નીવડી અને તેની કીર્તિ નિષ્કલંક રહેવા પામી.

## ૮ વીરપસલી.

ગઢવી ગભરાયો. કોઢીયા રહીને તિરસ્કૃત જીવન કેમ ગાળી શકાશે એ વિચારમાં તે અડધો થઇ ગયો. સતીને તેણે કહ્યું, “પ્રિયે ! તારા સતીત્વની કસોટી કરવા જતાં હુંજ કોઢીયો થઇ ગયો. તું પતિ-

વ્રતા છે એ તો સિદ્ધ થયું, પરંતુ પતિવ્રતા પોતાના પતિને આમ કોઢથી રીબાતો જોઇ મગ્ન થાય ખરી કે ?"

"કદી નહિ નાથ, આપનું દુઃખ મારાથી જોયું જાય એમ નથી. પરંતુ કોઢ એ અસાધ્ય રોગ છે. તેનો માત્ર એકજ ઉપાય છે—કોઇ બત્રીસ લક્ષણા પુરૂષનું માથું વાઢી તેના લોહીમાં આપને સ્નાન કરાવાય તોજ આ કોઢનું નિવારણ થાય તેમ છે."

પોતાનું સતીત્વ સિદ્ધ કરવા જતાં પતિને પીડા થએલી જોઇ પતિવ્રતા પત્નીને પશ્ચાતાપ થયો, પતિને પીડાતાં જોઇ સતીને સંતાપ થવા લાગ્યો, રાત દિવસ તેને એજ ચિંતા થતી હતી.

"હાય હાય, ત્યારે તો મારા પુરા ભોગ મળ્યા. એવો બત્રીશા લક્ષણો પુરૂષ મળે કયાંથી અને મારો દહાડો વળે કયાંથી ?"

"મારા નસીબે પ્રભુનો કોઇ લાલ મળી આવશે, નાથ ! આપણે તો બનતી તજવીજ કરીએ. મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા!"

* * * *

ગઢવીના હોંસકોંસ ઉડી ગયા હતા. એવો કોણ હૈયાફૂટો હોય જે તેને માટે માથું વાઢી આપે ?

સાઇને પ્રભુમાં શ્રદ્ધા હતી. ગઢવીના કોઢીયા શરીરને ઇજા ન આવે એટલા માટે એક કંડીઆમાં રૂના પોલ ગોઠવીને ગઢવીને તેમાં બેસાડીને તે સાથે તે તળાજા આવવા નીકળી. પોતાના પતિની સારી રીતે સંભાળ લેતી લેતી તે અંતે તળાજા આવી પહોંચી.

એભલના રાજમહેલ આગળ જઇ તેણે દ્વારપાળને કહ્યું, "ભાઇ, એભલને જઇને કહે કે તારી બહેન સાઇ નેસડી તારી પાસેથી વીર પસલી લેવા આવી છે."

દ્વારપાળ દિંગ બન્યો, 'ચારણી વળી રાજાની બહેન થતી કયાંથી આવી ?' તે મહેલમાં ગયો અને ખબર કહેવરાવ્યા. એભલ

પોતાના કુંવર અણુાની સાથે બેસી ભોજન લેતો હતો. સાંઇ નેહડીનું નામ સાંભળી તે ભોજન અધુરૂં મુકીને એકદમ ઉઠયો અને બહાર આવ્યો. અણો વિચારમાં પડયો, 'એવી તે કઇ બહેન આવી છે કે પિતાજી જમતાં જમતાં ઉઠીને તેને મળવા ગયા?'

એભલ બહાર આવ્યો, નેસડીને વંદન કર્યું અને કહ્યું, "પધારો બહેન, આજે કંઇ ભાઇને યાદ કર્યો?"

"ભાઈ એભલ, મને તેં વચન આપ્યું છે તે યાદ છે? આજે તે વચન લેવા–વીરપસલી માગવા આવી છું."

"ખુશીથી માગો બહેન, વીરપસલીમાં શું જોઇએ છે?"

"એક બત્રીસ લક્ષણા પુરૂષનું માથું."

એભલ ચમકયો. નેસડી આ શું બોલે છે? તે ગુંચવાયો, 'આ તે કઇ જાતની વીરપસલી?'

## ૯ પ્રતિજ્ઞા પાલન.

એભલને આશ્ચર્યચકિત જોઇ સાંઇ બોલી, "એભલ, ચમકતા નહિ, હું સત્ય કહું છું. મારા પતિને કોઢ નીકળ્યો છે, બત્રીસ લક્ષણા પુરૂષના લોહીમાં તે ન્હાય તો તેનો કોઢ મટે અને તે સારા થાય. મારાથી તેમનું દુઃખ સહન થતું નથી તેથી દુઃખનિવારણ માટે તારી પાસે આવી છું."

"બ્હેન સાઇ, વચને હું બંધાયો છું. મારી પ્રતિજ્ઞાનું પાલન કરવા હું તત્પર છું, પરંતુ બત્રીસ લક્ષણો પુરૂષ લાવવો કયાંથી?"

"તે માટે તમારે દૂર શોધવા જવું પડે તેમ નથી. એભલ, તારો કુંવર અણો બત્રીસ લક્ષણો પુરૂષ છે."

પુત્રનું નામ સાંભળી એભલના હૃદયને આઘાત થયો, પરંતુ વચન ફોક કરતાં ક્ષત્રિતેજને કલંક લાગે તેમ હતું.

સાઇ નેસડીના સત્કારની વ્યવસ્થા કરીને તે અંતઃપુરમાં આવ્યો. અણો મુખવાસ ચાવતો, રાજાજી જમતાં જમતાં ઉઠીને કેમ ચાલ્યા ગયા તે વિષે અનેક સંકલ્પ વિકલ્પ કરતો, પોતાની માતા સાથે વાતો કરતો બેઠો હતો. એબલ ખેદ પામતો ત્યાં આવ્યો. તેના ખિન્ન અને નિસ્તેજ મુખને જોઇ રાણીને ફાળ પડી. અધિરાઈથી તેણે પૂછ્યું, "કેમ આમ ઉદાસ થઇ ગયા? એવું તે કોણ આવ્યું છે અને શું બીના બની છે કે આમ ઉંડા વિચારમાં ઉતરી પડયા છો?"

"મહા ધર્મસંકટ ઉભું થયું છે. સાઇ નેસડી નામની ચારણીએ અતિવૃષ્ટિના સંકટમાંથી મારો જીવ બચાવ્યો હતો ત્યારે મેં તેને વીરપસલીનું વચન આપ્યું હતું. અત્યારે તે વચન લેવા આવી છે અને વીરપસલીમાં અણાનું માથું માગે છે. તેનો પતિ કોઢથી પીડાય છે તે મટાડવા માટે બત્રીસ લક્ષણા પુરૂષના લોહીમાં તેને નવરાવવાની જરૂર છે."

અણો આ સાંભળી રહ્યો હતો. તે નમન કરીને બોલ્યો, "ધન્યભાગ્ય મારા, પિતાજી, કે આપનું વચન પરીપૂર્ણ કરવામાં મારો દેહ ખપ આવે. દેહ તો ક્ષણભંગુર છે, પરંતુ વચન નિભાવવું એ આપણુ રાજપુત્રોનો સત્ય ધર્મ છે. કહેવાય છે કેઃ—

'નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત
કીર્તિ કેરા કોટડાં, પાડયા નહિ પડંત.'

માટે આપનું વચન પાળો. પિતૃસેવામાં કામ આવવાથી મારા આત્માને આનંદ થશે અને આપની કીર્તિ અમર રહેશે."

રાણી પણ શુદ્ધ રાજપુત્રી હતી. પુત્રની દૃઢતા જોઇ હિંમતથી તે બોલી, "અણો બરાબર બોલે છે. મૃત્યુ ગમે ત્યારે આવવાનું તો છેજ, પરંતુ સત્કાર્ય માટે મરવું એ પુણ્યની વાત છે. રજપૂત માતાના ગર્ભસ્થાનમાં અણા જેવા દૃઢહૃદયી નરરત્ન પાકવા જોઇએ.

આપ ખુશીથી આપનો કોલ પાળો. અમને તેથી ખેદ નહિ, પણ આત્મસંતોષ અને આનંદ થશે. ”

એભલ પ્રતિજ્ઞાપાલન માટે તત્પર બન્યો.

## ૧૦ સતિયાની બોલબાલા !

ગઢવીને સુખપાલમાં બેસારીને મહેલ આગળ લાવવામાં આવ્યો. દિવ્ય વસ્ત્રાભૂષણથી અલંકૃત થઇને હસિતવદને અણો ત્યાં આવ્યો, સાઇ નેસડી અને ગઢવીને નમ્યો, સૂર્યદેવને પ્રણામ કર્યાં અને પ્રભુનું સ્મરણ કર્યું . એભલ હાથમાં ચમકતી તરવાર લઇને ત્યાં આવ્યો, પોતાનો નિશ્ચય નેસડીને જણાવ્યો અને ગઢવીને સ્નાન માટે તૈયાર કરવા સૂચવ્યું. તરવારના એકજ ઝટકાથી પિતાએ પુત્રનું મસ્તક છેદ્યું,* રક્તની ધારા છુટી, ગઢવીનું અંગ તરબોળ બન્યું.

ગઢવી તો ત્રાસજનક દ્રશ્ય પોતાનાથી નહિ જોઇ શકાય એમ ધારીને આંખો મીચી ગયો હતો, એભલ પુત્રના રક્તથી તેને સ્નાન કરાવી રહ્યો હતો, અને સાઇ નેસડી પ્રસન્ન વદને એભલ તરફ, અણાના મૃતદેહ તરફ, દઢહ્રદયી રાણી તરફ, અને પોતાના પતિ તરફ જોઇ રહી હતી !

ગઢવીનો કોઢ અદ્દસ્ય થયો. તેની કાયા નિરોગી બની. તેણે આંખ ઉઘાડીને જોયું, અણાનો મૃતદેહ નજરે પડતાં કંપારી આવી. રાજા તથા રાણીના મુખ ઉપર આત્મસંતોષની છાયા છવાઇ હતી !

સતી સાઇ રાજાને આશીર્વાદ દેતાં બોલી, “ એભલ ! રાજા હો તો તારા જેવા પરદુ:ખભંજન હજો. તેં તરી પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે, અણાએ પોતાની માતાની કુખને દીપાવી છે, રાણીએ રજપૂતાણીના નામને ઉજ્વળ કર્યું છે. ભલું કરનારનું હમેશાં ભલું

---

* જુઓ ચિત્ર.



રાજાને અશ્વ ઉપરથી ઉતાર્યો. [પૃ ૩૬૬



તરવારના એકજ ઝટકાથી ... મસ્તક છેદ્યું. [પૃ. ૩૭૫

થાય છે. અણાને કંઇ પણ ઇજા થનાર નથી. યોગમાયાના પ્રતાપે તે હમણાંજ સજીવન થશે."

સાઈ નેસડીએ યોગમાયાના પ્રતાપથી અણાને સજિવન કર્યો. સર્વત્ર આનંદ ફેલાયો. અંતે તો 'પાપીનાં મોઢાં કાળાં, સતિયાની બોલ બાલા' એ વચનો સિદ્ધ થયાં.

રાજા અને રાજકુંવરમાંથી કોણ વિશેષ પ્રશંસાપાત્ર ?–પિતાના વચન માટે પોતાનું મસ્તક અર્પણ કરનાર પિતૃભકત પુત્ર કે પ્રતિજ્ઞા પાલન માટે પુત્રનું મસ્તક છેદતાં દૃઢ હૃદય રાખનાર પુત્રવત્સલ પિતા ? ભાટચારણો વાર્તાને અંતે એજ પ્રશ્ન કરે છે કેઃ—

'સોરઠ કરો વિચાર, બે વાળામાં કયો ભલો,
શિરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણિયે ?'






અજીર્ણ, બાદી, ઝાડા, ઉલટી, સળેખમ, પેટમાં દરદ, આંકડી, દાંતમાં કળતર, કોલેરા સંગ્રહણી, સંધીવા, પેટમાં પવનનુ ઘુંચાવું, વિંછીનો ઝેરી ડંખ, વિગેરે અનેક રોગોમાં તત્કાળ અને ખાત્રીથી ગુણ કરનારી દવા.

કીંમત ૧ શીશીનો રૂ. ૧। વી. પી. થી ૧।।=

ત્રણ શીશીના રૂ. ૪।= અને ૬ શીશીના રૂ. ૮) પોસ્ટેજ સાથે.

બધા દવાવાળા વેચે છે. તમારા ગામમાં પણ મળશે.

કેટલોગ અને કેલેન્ડર મફત મંગાવો.

અમૃતબિંદુ ઓફીસ—નડિયાદ (ગુજરાત)

મહાગુજરાતનું માનીતું સચિત્ર

માસિક પત્ર

# 'શારદા'

તંત્રીઃ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

વાર્ષિક લવાજમઃ રૂ. ૬-૮-૦. છુટક નકલ બાર આના.

## ગ્રાહક થયા છો?

ન થયા હો તો થવુંજ પડશે.

આજે જ થઈ જાઓ

લખોઃ—વ્યવસ્થાપક, 'શારદા' કાર્યાલય.
સીવીલ સ્ટેશન રાજકોટ (કાઠિયાવાડ).

# પ્રત્યેક પુસ્તકાલયનો શણગાર

## રસભરી ઇતિહાસ-કથાઓ

| | |
|---|---|
| બોમ્બયુગનું બંગાળા | ૧—૦—૦ |
| હાય આસામ | ૧—૦—૦ |
| કલકત્તાનો કારાયુગ | ૧—૪—૦ |
| પંજાબનું પચંડ કાવતરૂં (જૂજ છે) | ૦—૬—૦ |
| નિહિલિસ્ટોના પંજામાં | ૦-૧૨—૦ |
| આનંદમઠ | ૧—૮—૦ |
| કાળું ગુલાબ (ડૂમા) | ૧—૮—૦ |

## આલ્હાદક નવલકથાઓ

| | |
|---|---|
| બ્રહ્માંડનો ભેદ | ૩—૮—૦ |
| નામવિનાની નવલકથા | ૧—૮—૦ |
| અમૃતનો પ્યાલો | ૦-૧૦—૦ |

## રસભરી પ્રકીર્ણ કૃતિઓ

| | |
|---|---|
| નીતિધર્મ (ગાંધીજી કૃત) | ૦—૮—૦ |
| જેલનો અનુભવ (ગાંધીજીનો) | ૦—૮—૦ |
| પાંડવ ગુપ્ત નિવાસ (ભાસ) | ૦-૧૨—૦ |
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦—૪—૦ |

બધાં બુકસેલરો પાસેથી મળે છે. મુંબાઇ, વડોદરા, અમદાવાદ બધે વેચાય છે. ન મળે તો લખોઃ—

ગાંડીવ પત્રની ઓફીસ, સુરત.

# પ્રાચીન કાવ્યની

## જાહેર ખબર

## રાજામહારાજાઓને ખાસ ઉપયોગી!

મારી પાસે ત્રણસો વરસ ઉપરના જુના ચોપડાઓ છે, તેમાં ગુજરાત કચ્છ ને કાઠીયાવાડના તમામ રાજસ્થાનોના પ્રાચીન કાવ્યો છે—તો જે જે રાજામહારાજાઓને અગર નાના તાલુકદારોને તેમના વડીલના પ્રાચીન કાવ્યની જરૂર હોય અગર ઇતીહાસીક બાબતની જરૂર હોય તેમણે નીચેના સીરનામે લખવું:—

વળા રાજ્યકવિ

**ગઢવી ઠારણભાઈ મધુભાઈ**

મુ. વળા, (ધોળા જંકશન થઇને)

(કાઠીયાવાડ)

